પ્રચાર કરી શકે તે માટે સર્વ કોઈ સાહિત્યરસિક ધર્મશીલ મહાનુભાવોને સંસ્થાને તન, મન તેમજ ધનથી સહાયક બનવા અમારો નમ્ર અનુરોધ છે.

પૂ. પાદ સુપ્રસિધ્ધવકતા પ્રશાન્તમૂર્તિ પંન્યાસજી મહારાજશ્રી **કનકવિજયજી ગણિવરશ્રી**ના શિષ્યરત્ન સાહિત્યપ્રેમી પૂ. મુનિરાજશ્રી **મહિમાવિજયજી મહારાજશ્રી** અમારી સંસ્થાના આદ્યપ્રેરક તથા પ્રોત્સાહક છે. પૂ. પાદ પરમોપકારી પંન્યાસજી મહારાજશ્રીની અમીદષ્ટિથી સંસ્થા દિન-પ્રતિદિન વિકાસ સાધી રહી છે. જે અમારે મન ગૌરવનો વિષય છે.

**આવાં** ને-આવા બોધપ્રદ પ્રેરક ને બાલકથી માંડી વૃદ્ધ સુધીના સર્વકોઇને અનેક રીતે ઉપકારક ને ઉદ્બોધક બને તેવાં પ્રકાશનો આ ગ્રંથરત્નના સંયોજક **પૂ. પાદ પંન્યાસજી મહારાજશ્રી** પોતાની સર્વજન હિતકર ને સરલ, મનોમુગ્ધકર શૈલીયે, સંયોજિત કરીને તે પ્રકાશનો સંસ્થા દ્વારા પ્રકાશિત થાય તેમ કરવા માટે કૃપા કરે, તેવી અમારી તેઓશ્રીને નમ્ર વિનંતિ છે.

**અંતે** આવા જૈન કથાનુયોગના ગ્રંથરત્નના વાંચન-મનન દ્વારા સર્વકોઈ સહૃદય વાચકો જીવનને ઉન્નતુ ઉજ્વલ ને ઉર્ધ્વગામી બનાવવા ઉજમાલ બનો ! એજ એક ભાવના !

નિવેદકો :

**શાહ રતિલાલ અમૃતલાલ વકીલ**

**શાહ જયંતિલાલ મણિલાલ**

માનદ મંત્રીઓ : **શ્રી વિશ્વમંગલ પ્રકાશન મંદિર**

# સંપાદકીય.

 

પૂ. પાદ પરમકૃપાલુ પ્રશાંતમૂર્તિ પરમોપકારી પરમગુરુદેવશ્રીની પુણ્યકૃપાથી કથારત્નમંજૂષા ખંડ પ્રથમ ની દ્વિતીયાવૃત્તિ સંશોધિત-સંસ્કારિત થઈને આજે પ્રસિદ્ધ થઇ રહી છે. આજથી ૧૧ વર્ષ અગાઉ પ્રથમ ખંડની પ્રથમાવૃત્તિ પ્રસિદ્ધ થયેલ, ત્યારબાદ ત્રણ વર્ષ પછી બીજો ખંડ સંપાદિત થઈને પ્રસિધ્ધ થયેલ, આ રીતે બે ખંડોમાં નવપલ્લવમય ધન્યચરિત્ર, ગ્રંથ પૂર્ણ રીતે અત્યાર અગાઉ પ્રકાશિત થયેલ છે.

પૂ. પાદ પરમોપકારી ગુરુદેવશ્રીની પ્રેરણા તથા પ્રોત્સાહનથી આ બન્ને ખંડોનું, તથા પ્રસ્તુત સંસ્કારિત-સંવર્ધિત પ્રથમખંડની દ્વિતીયાવૃત્તિનું સંપાદન સારા હાથે થયેલ છે. મૂલ ધન્યચરિત્ર ગદ્યના ભાવાનુવાદને જાળવીને તેનું રૂપાંતર આ પ્રકાશનમાં પૂ. ગુરૂદેવશ્રીએ સંકલિત-સંયોજિત કરીને તૈયાર કરેલ છે, તેને યથામતિ-શકિત સંપાદન કરીને વાચકવર્ગ સમક્ષ આજે હું રજુ કરી રહેલ છું. વિ. ના ૧૮મા શતકમાં થઇ ગયેલ જૈનશાસન પ્રભાવક પૂ. પંડિતપ્રવર ઉદ્યોતસાગરજી ગણિવરશ્રીની આકૃતિ મધુર, મનોમુગ્ધકર બોધક તથા સરલ છે. આ કથા ગ્રંથનો યથાર્થ રસાસ્વાદ તો જેઓને સંસ્કૃત ભાષાનો બોધ છે, તેઓ જો આ મૂલગ્રંથને વાંચે તો ખરેખર ગ્રંથરચયિતાની જ્ઞાની-અલ્પજ્ઞાની બાલજીવોને પણ બોધક તથા પ્રેરણાદાયી સદ્-

પદેશ આપવાની તથા અનેકાનેક પ્રસંગો દ્વારા સંસારનું યથાર્થ સ્વરૂપ આલેખવાની તેમજ ધર્મનો મહિમા ઉદ્‌બોધવાની અદ્‌ભુતશક્તિ, ભાષાશૈલી તથા મુમુક્ષુ આત્માઓને બોધ આપવા માટેની તેઓશ્રીનાં હૃદયમાં રહેલી અપાર કરૂણાનો તેઓને ખ્યાલ આવ્યા વિના નહિ રહે !

પ્રસ્તુત પ્રકાશનનું પૂ. પાદ પરમગુરૂદેવશ્રીની કૃપાદૃષ્ટિથી જ મારાથી યથાશક્ય સંપાદન થઈ શક્યું છે, તે બધો ઉપકાર તેઓશ્રીનો છે. હું તો યત્કિંચિત તેઓશ્રીની ચરણરજ છું. તદુપરાન્ત મારા પરમઉપકારી વાત્સલ્યમૂર્તિ અનન્યવૈયાવચ્ચગુણી સ્વર્ગસ્થ પૂ, પાદ પંન્યાસજી મહારાજશ્રી **સુબુધ્ધિવિજયજી ગણિવરશ્રી**ના મારા ઉપરના તે અમાપ ઉપકારોને હું કેમ ભૂલી શકું ? આ ગ્રંથના પ્રથમખંડની પ્રથમાવૃત્તિની શુદ્ધિ–વૃધ્ધિ તથા પ્રુફો જોવા આદિમાં તેઓશ્રીએ દરેકરીતે મને સહાય કરી છે. ત્યારબાદ બીજા ખંડના પણ ૧૦ ફરમા સુધી તેઓશ્રીએ પ્રુફો જોઈને મને દરેક પ્રકારે માર્ગદર્શન આપેલ છે.

તેઓશ્રી મારા માટે તથા પૂ. પાદ ગુરુદેવશ્રી માટે શિરછત્ર તેમજ વાત્સલ્ય અને પ્રેરણામૂર્તિ હતા. સરલ, વિનમ્ર, ને સહૃદય તેઓશ્રીની પ્રકૃતિ, મધુર, ભાવુક ને સર્વજનહિત માટે સતત ઉદ્યમશીલ હતી. તેઓશ્રી પોતાના નિર્મલ, સંયમી જીવનની સુવાસ દ્વારા સ્વ તથા પરનું શ્રેય સાધીને કૃત્યકૃત્ય બન્યા છે.

તેઓશ્રીના પરમપુનિત આત્માને કોટિ–કોટિ વંદના હો !

પ્રસ્તુત પ્રકાશનમાં શ્રી જિનાજ્ઞા વિરૂધ્ધ જે કાંઇ પ્રમાદાદિના કારણે પ્રસિધ્ધ થયું હોય, તે સર્વનો હું ત્રિવિધ-ત્રિવિધયોગે મિચ્છામિ દુક્કડં યાચું છું.

પ્રાંતેઃ પ્રસ્તુત પ્રકાશનનું ક્ષીર–નીર ન્યાયે અવલોકન કરી તેનાં વાંચન મનન–પરિશીલન દ્વારા સર્વકોઈ જિન-શાસનરસિક સહૃદય આત્માઓ અનંત ઉપકારી શ્રી જિનેશ્વર-દેવના ધર્મની આરાધના કરી શાશ્વત શિવસુખના ભોક્તા બનો ! એજ એક શુભકામના.

: નિવેદક :

ભાદરવા સુદિ : ૧૧ :<br>
વીર સં–૨૪૯૪ :<br>
તા. ૩–૯–૬૮

પૂ. પાદ પરમોપકારી<br>
પરમગુરુદેવ ચરણરજ<br>
મુનિ મહિમાવિજય



# આમુખ

જે પુણ્યશાલી આત્માઓને ધર્મ પ્રત્યે શ્રધ્ધા છે. ધર્મના પવિત્ર અંગરૂપ દાન--શીલ-તપ, ભાવ, ત્યાગ, વૈરાગ્ય, ઇંદ્રિયનિગ્રહ, સંયમ, પાપભય, વિનય, વિવેક, ક્ષમા, સરલતા, નિર્લોભિતા, વિનમ્રતા ઈત્યાદિ પ્રત્યે આધ્યાત્મલક્ષી હેતુપૂર્વક જેઓના દિલમાં દૃઢ આસ્થા છે, આત્મકલ્યાણ માટે જેઓને પૂર્ણપણે હૃદયની ઉત્કટતાથી અનુરાગ છે, જન્મ, જરા મૃત્યુના અનાદિકાલીન બંધનોનો અંત કરવાની જેઓનાં ધર્મવાસિત હૈયામાં તીવ્ર અભિલાષા છે. તેવા કલ્યાણકારી આત્માઓને વાંચતાં સદ્બોધ સાથે રસ રહે, તેમજ સારને આચારનારાઓનું ઉર્ધ્વગમન ને અસારને આચરનારાઓનું અધઃપતન એ હકીકતનું સચોટ ભાન થાય, તેવી ધર્મકથાઓનો પ્રચાર સુયોગ્ય રીતે-ને અધિકૃત હાથે થાય તે વર્તમાનકાલીન વાતાવરણમાં અતિશય ઉપયોગી મહત્વનું ને ઉપકારક કાર્ય છે.

જૈન દર્શનના દ્રવ્યાનુયોગાદિ ચારે ય અનુયોગોમાં વિશ્વ સમસ્તનું સમગ્ર તત્ત્વજ્ઞાન સમુચિત પધ્ધતિપૂર્વક સુસંવાદી શૈલીએ સંકલિત થયેલ છે. સમ્યગ્જ્ઞાન તથા સમ્યગ્ચારિત્રનો તેમાં સુંદર સમાવેશ થાય છે. દ્રવ્યાનુયોગનાં સાહિત્યમા જીવ, અજીવ આદિ છયે દ્રવ્યોનું સુંદર સ્વરૂપ નિરૂપિત થયું છે. ગણિતાનુયોગમાં ત્રણે લોકનું સ્વરૂપ તેના માનપરિમાણ સાથે યથાર્થપણે પ્રરૂપિત કરવામાં આવેલ છે. ચરણકરણાનુયોગમા આત્માને કર્મબંધનોથી મુક્ત થવામાં

પરમ સહાયક સર્વશ્રેષ્ઠ આચારોની પાલના માટે તેનું નિરૂપણ વ્યવસ્થિત રીતે સંકલિત કરાયું છે. જ્યારે ધર્મકથાનુયોગમાં આત્માદિ દ્રવ્યો, લોકનું નિરૂપણ તથા સર્વ શ્રેષ્ઠ ચારિત્રધર્મનો મહિમા, તેનાથી વિપરીતાચરણના અનર્થો ઇત્યાદિનું સચોટ શૈલીયે પ્રતિપાદન કરાયેલ હોય છે, આ દૃષ્ટિએ અલ્પજ્ઞાનીથી માંડી સર્વકોઈને એક સરખી રીતે ઉપકારક ધર્મકથાનુયોગનાં સાહિત્યનો જીવન વિકાસ કે આત્મઅભ્યુત્થાનના માર્ગમા ખૂબજ મહત્ત્વનો ફાળો છે.

**કથા** વાંચવી, સાંભળવી સહુને ગમે છે. તેમાં આવતાં પાત્રો દ્વારા સાર કે અસાર હિત કે અહિત, શ્રેય કે અશ્રેય સાંભળનારાનાં હૃદયમાં તરત જ અસરકારક રીતે ઉતરી જાય છે. ટુંકો કે લાંબો સદુપદેશ વાંચનાર કે સાંભળનારને જીવનમાં પ્રોત્સાહક કે પ્રેરક બનાવનાર ધર્મકથાનાં સાહિત્યનો ઉપકાર ભવ્યજીવો પર ન્હાનો-સૂનો નથી. આથી જ જૈનશાસનના ધર્મકથા સાહિત્યને વર્તમાનકાલીન પદ્ધતિએ તેનો ભાવ જળવાઈ રહે ને પ્રાણ જળવાઈ રહે તે રીતે સુયોગ્ય શૈલીયે સયોજિત કરીને તેનો પ્રચાર કરવો ખૂબ જ ઉપકારક છે, તે નિઃશંક છે.

**આ** શુભ ઉદ્દેશને નજર સમક્ષ રાખીને, આ મંગલકારી લક્ષ્યને સામે રાખીને, પ્રસ્તુત ગ્રંથરત્નની મેં સંકલના કરી છે, આ સંયોજન મારૂં પોતાનું સ્વતત્ર કે મારી પોતાની લેખિની દ્વારા મેં તૈયાર કરેલ નથી, પણ ધન્યચરિત્ર ગદ્યબદ્ધ, કે જે પૂ. પાદ તપાગચ્છાધિરાજ આચાર્ય-

ભગવંત શ્રી સોમસુંદરસૂરીશ્વરજી મહારાજશ્રીના શિષ્યરત્ન પટ્ટપ્રભાવક પૂ. પાદ આચાર્ય મહારાજશ્રી જિનકીર્તિ-સૂરીશ્વરજી મહારાજે રચેલ 'દાનકલ્પદ્રુમ' સંસ્કૃતભાષા સંકલિત પદ્યબધ્ધનું વિસ્તૃત ગદ્ય રૂપાંતર છે. જેના રચયિતા વિ. ના ૧૮ મા શતકના અંત્યભાગમાં થઇ ગયેલા પૂ. પાદ પંડિત પ્રવર શ્રી ઉદ્યોતસાગરજી મહારાજશ્રી કે જેઓ પૂ. સમર્થ વિદ્વાન મહોપાધ્યાય મહારાજ શ્રીમદ્ ધર્મસાગરજી ગણિવરશ્રીની પરંપરામાં થયેલા પૂ. ઉપાધ્યાયજી મહારાજશ્રી હર્ષસાગરજી મહારાજના પ્રશિષ્ય, ને પૂ. ઉપાધ્યાયજી મહારાજ શ્રી જ્ઞાનસાગરજી ગણિવરશ્રીના વિદ્વાન શિષ્યરત્ન છે. પ્રસ્તુત ગદ્યબધ્ધ 'ધન્યચરિત્ર' સરળ સંસ્કૃત ભાષામય ગ્રંથ, અનેક પ્રાસંગિક કથાઓ, વર્ણનો, ઉપદેશો, તથા લોકવ્યવહારમાં સર્વકોઇને ગ્રાહ્ય થઇ શકે તેવી શૈલીથી વાર્તા પ્રવાહને વિસ્તારતો ચમત્કારિક ચરિત્ર ગ્રંથ છે. તે મૂલગ્રંથને તેમજ અત્યાર અગાઉ 'જૈન ધર્મ પ્રસારક સભા-ભાવનગર' દ્વારા પ્રસિધ્ધ થયેલ તેના શબ્દાનુવાદને લક્ષ્યમાં રાખીને નૂતન પધ્ધતિયે, ભાષારચના, શબ્દરચના તેમજ વાકયરચના આદિમાં સરલ ને સાદી લોકભાગ્ય શૈલી સ્વીકારી, મૂલગ્રંથના ભાવને પૂર્ણપણે વફાદાર રહી, નિષ્ઠાપૂર્વક મેં આ ગ્રંથરત્નની સંયોજના–સંકલના મેં મારી મતિ–શક્તિ ને સામગ્રી મુજબ કરેલ છે.

પ્રસ્તુત ગ્રંથની સંયોજનામાં તથા તેની સંકલનામાં પ્રકરણો મેં યોજ્યા છે. મુખ્ય કથાના પ્રવાહને રસમય બનાવવા ને તે દ્વારા ધર્મશીલ વાચકવર્ગને સદુપદેશ આપવા

મૂલગ્રંથકારશ્રીએ અનેક બોધક, પ્રેરક તથા અનેક રીતે ઉપકારક વિવિધ કથાઓ પ્રાસંગિક રીતે આ મૂલગ્રંથમાં ખૂબ જ કાળજી પૂર્વક અદ્દભૂત શૈલીયે સંયોજિત કરેલી છે. જેથી આ ગ્રંથરત્નને ખરેખર બોધક ને ઉપકારક ધર્મકથાઓના રત્નોથી પરિપૂર્ણ મંજૂષારૂપે કહી શકાય. માટે જ પ્રસ્તુત ગ્રંથરત્નને કથારત્નમંજૂષાનું અભિધાન આપેલ છે.

**આ** ગ્રંથરત્નમાં મૂલકથા તો ધર્મના મુખ્યદ્વાર સુપાત્રદાનના મહિમાને તથા તેની લૌકિક-લોકોત્તર સિદ્ધિઓને વર્ણવવા દ્વારા મહાભાગ્યશાળી ધન્યકુમાર તથા મહાપ્રભાવશાલી શાલીભદ્રનાં જીવની અનેકવિધ ચમત્કારિક અદ્દભૂત ઘટનાઓને આલેખે છે, તેમાંયે મુખ્યત્વે તો મહાપુણ્યવંત શ્રી ધન્નાજીના જીવનની અદ્દભૂત-લોકોત્તર ગૌરવ-ગાથા અહિં કથાકારે ખૂબ ભવ્ય ને તેજસ્વી શૈલીયે વર્ણવી છે, અને કથાલેખક પૂ. પાદશ્રીની લેખિની, ભાષાસંકલના તથા મનોમુગ્ધકર રસપ્રદ પધ્ધતિ પૂર્વક પ્રાસંગિક કથાઓ-દ્રષ્ટાંતો તેઓશ્રી એવી અજબ શૈલીયે સંકલિત કરે છે, જે ખરેખર અદ્દભુત વિક્રમ સર્જી જાય છે, જેથી વાંચનાર વાચકવર્ગ બોધ સાથે રસસાગરમાં તરબોળ બને છે.

પ્રસ્તુત ગ્રંથરત્ન કથારત્ન મંજૂષા-ખંડ ૧, આ અગાઉ તેની પ્રથમ આવૃત્તિ આજથી ૧૧ વર્ષ અગાઉ મેં સંકલિત કરીને તૈયાર કરેલ, ને તે મારા પરમવિનેય શિષ્ય મુનિરાજશ્રી **મહિમાવિજયજીએ** સંપાદિત કરેલ, જે તે સમયે પ્રસિદ્ધ થયેલ હતો. જેમાં મૂલ ધન્યચરિત્ર ગદ્યના નવ સર્ગોમાંથી સાત

સર્ગ ૩૨ પ્રકરણોમાં સંયોજિત કરેલ હતા ને તેને જ અનુસરીને કથારત્ન મંજૂષા ખંડ-૨ માં બાકીના બે સર્ગ ૩૬ પ્રકરણોમાં સંયોજિત કરીને મૂકેલા, તે ગ્રંથ વિ. સં-૨૦૧૬માં પ્રસિધ્ધ થયેલ છે. તે ખંડ બીજાની પ્રથમ આવૃત્તિમાં ખંડ ૧ તથા ખંડ ૨ બન્નેયનો અનુક્રમ તેમાં પ્રસિધ્ધ થયેલ છે.

પ્રસ્તુત દ્વિતીયાવૃત્તિમાં તે પ્રથમાવૃત્તિ કરતાં ફેરફાર થયેલો વાચકવર્ગ જોઈ શકશે. ૩૨ પ્રકરણો જે પ્રથમાવૃત્તિમાં હતા, તે ટુંકાવીને આ નવીન સંસ્કરણમાં ૨૧ પ્રકરણો કર્યાં છે, જેથી મૂલકથાનો રસ જળવાઈ રહે, ને પ્રાસંગિક કથાઓનો પણ સંબંધ પૂર્ણપણે જળવાય તે રીતે આ સંયોજના ને સંકલના મેં ઈરાદાપૂર્વક કરી છે.

આ હકીકતને બરાબર સમજણપૂર્વક લક્ષ્યમાં રાખીને જિજ્ઞાસુ વાચકવર્ગ, આ ગ્રંથરત્નના ખંડ ૨ જાનું અવગાહન કરે, મૂલકથા તથા પ્રાસંગિક કથાઓ તો જે પ્રથમ ખંડમાં હતી, તે જ આ સંસ્કારિત નવીન આવૃત્તિમાં પ્રસિધ્ધ થયેલ છે, તેમાં સ્હેજ પણ ફેરફાર કરેલ નથી, પ્રકરણોમાં ફેરફાર કરેલ છે.

મને મારા આ પ્રયત્નમાં, તથા ધર્મકથાઓના પ્રચાર દ્વારા જૈનસંઘમાં આબાલ વૃધ્ધ સર્વકોઇ ધર્મપ્રેમી પુણ્યવાનોને સદ્‌બોધ દ્વારા રસમય કથાઓનો વિવેકપૂર્વકનો વાંચનરસ મલે તે માટે કાળજીપૂર્વક આ સંયોજન સંકલન કરવા માટેના પરિશ્રમમાં પ્રેરક તેમજ વારંવાર યાદ કરીને

મને તેને અનુકૂલ સર્વ સામગ્રીમાં સહાય કરનાર મારા વિનેયી શિષ્ય સાહિત્ય તથા જ્ઞાનભંડારોની ભક્તિ માટે પોતાની શક્તિઓને ઉત્સાહપૂર્વક સદુપયોગમાં જોડનાર મુનિરાજશ્રી **મહિમાવિજયજી** તથા અન્ય મારા સહવર્તી ને સેવાભાવી શિષ્યપરિવારને મારે જરૂર યાદ કરવા જોઈએ.

તે બધાયે કરતાં મને દરેક રીતે મારા જીવનના ઉત્થાનમાં પ્રેરણાદાયી તથા મારા પ્રત્યે અનેક રીતે વાત્સલ્ય દાખવી મને પોતાના અંતરની અમીભરી હુંફથી ને હૈયાનાં મમતાભર્યાં પ્રેમથી સદાને માટે મંગલ ને કલ્યાણમયી અમૃત વૃષ્ટિથી સિંચી મારી જીવનવાડીને હરીયાલી રાખનાર મારા પરમોપકારી પરમહિતૈષી પ્રાતઃસ્મરણીય જીવનદાતા સ્વ. પૂ. પાદ પંન્યાસજી મહારાજ શ્રી **સુબુદ્ધિવિજયજી** ગણિવરશ્રી તથા પ્રશાંત વિદુષી પ્રવર્તિની સાધ્વીરત્નશ્રી **દર્શનશ્રીજી** આ બન્ને પરમપવિત્ર પુણ્યવાન મહાભાગ્યશાળીઓના મારા પરના ઉપકારોને હું જીવનભર ભૂલી શકું તેમ નથી, કે તેમના મારા પરના એ અપ્રતિમ વાત્સલ્ય વારિધિને હું કદી વિસરી શકું તેમ નથી.

**તદુપરાંત** બાલ્યકાળથી જ જેઓશ્રીનાં પાવનકારી ને મંગલમય ચરણોમાં મેં મારું જીવન સમર્પિત કર્યું, ને જેઓશ્રીએ પિતાસમ સ્નેહ સરિતાથી ને માતાસમ વાત્સલ્યવારિધિથી પોતાના કરુણાપૂર્ણ હૈયાના અમી સીંચીને મને સદા-સર્વદા શ્રી જિનેશ્વરદેવના કલ્યાણકર રત્નત્રયીના પુનિત માર્ગની આરાધનામાં જોડી દેવાધિદેવ શ્રી જિનેશ્વરદેવના પરમતારક

શાસનની યથાર્થ પિછાન કરાવી ને તે પરમ કલ્યાણકારી શાસનની નિષ્ઠા, શ્રધ્ધા, તથા દૃઢતા, મારા જીવનમાં જાગ્રત કરવા મને સંસ્કારો આપ્યા, તે મારા અનંત ઉપકારી પરમકૃપાસાગર પરમોપકારી પરમગુરૂદેવ પરમશાસન પ્રભાવક વ્યાખ્યાનવાચસ્પતિ પૂ. પાદ આચાર્ય ભગવંત **શ્રીમદ્‌વિજય-રામચંદ્રસૂરીશ્વરજી** મહારાજશ્રીનો મારા પર અનંત ઉપકાર છે. તે માટે હું તેઓશ્રીના ઋણભારને ભવોભવ સુધી કદિ ચૂકવી શકું તેમ નથી.

જૈન સંઘમાં સર્વકોઈ સહૃદય ધર્મરસિક જિજ્ઞાસુવર્ગને જૈનસાહિત્યની પ્રાચીન ધર્મકથાઓને વાંચવા-વિચારવા તથા તેમાં રહેલા અનેકાનેક મહાઉપકારક સદ્‌બોધ પ્રેરક તત્ત્વો ઈત્યાદિના પરિશીલન દ્વારા જીવનમાં આત્મસન્મુખતા કેળવવામાં રસ જાગૃત થાય, તેમજ વર્તમાનના વિલાસી આનંદ-પ્રમોદમય, એશ-આરામપ્રિય વાતાવરણમાં કેવળ શૃંગાર પ્રધાન પાપ કથાઓનો જે અનિષ્ટ ને ઘાતક પ્રચાર વધી રહ્યો છે, તેમાં આવું તાત્ત્વિક, મંગલકારી ને ઉન્નત, સાહિત્ય વર્તમાનની ઉગતી પેઢીના કથળતા સંસ્કારસ્વાસ્થ્યને નવચેતન આપીને જાગતા રહેજોનો સંદેશ સૂણાવી જાય તો મારો આ ગ્રંથરત્નની સંયોજના-સંકલના પાછળનો પરિશ્રમ ખરેખર સફળ બનશે.

અંતે સહુ કોઇ પુણ્યવાન મહાનુભાવો આવા ગ્રંથરત્નને શ્રધ્ધા તથા વિવેકપૂર્વક વાંચી-વિચારી, દાનધર્મનો મહિમા

જાણી, નિર્મલ શીલ, વિશુધ્ધ તપ તથા પવિત્ર ભાવધર્મની આરાધના દ્વારા ઉત્તરોત્તર શાશ્વત સુખના ભોક્તા બનો ! એજ એક શુભકામના !

આ ગ્રંથરત્નની સંયોજનામાં મૂળકારના આશય વિરૂધ્ધ તથા જૈનસિધ્ધાન્ત વિરુધ્ધ જે કાંઈ પ્રસિદ્ધ થયું હોય તે માટે હું મિચ્છામિ દુક્કડં યાચું છું.

ઝીંઝુવાડા : જૈન ઉપાશ્રય
વિ. સં. ૨૦૨૪ : વીર સં.-૨૪૯૫
ભાદ્રપદ શુકલા ૧૧

પં. કનકવિજય ગણિ
તા. ૩-૯-૬૮



ॐ ह्रीँ श्रीँ शंखेश्वर पार्श्वनाथाय नमो नमः

# 卐 શ્રી વિશ્વમંગલ પ્રકાશન મંદિર 卐

સંસ્કાર શિક્ષણ અને સ્વાધ્યાયનાં પ્રેરક
સાહિત્યની પ્રકાશક સંસ્થા

## સંસ્થાનો પરિચય :

**ઉદ્દેશ :** ધર્મશ્રદ્ધા દેવગુરૂ પ્રત્યે ભક્તિ, અધ્યાત્મલક્ષી સંસ્કારો તેમજ શિક્ષણ સંસ્કૃતિ ને સ્વાધ્યાય ઈત્યાદિ કલ્યાણ-કારી મંગલ તત્ત્વોનું પ્રેરક શિષ્ટ ભાવવાહી સાહિત્ય લોકભોગ્ય-શૈલીએ પ્રસિધ્ધ કરવા ઉપરાંત પ્રાચીન સ્વાધ્યાય ગ્રંથોનું પ્રકાશન કરવું. ગ્રંથરત્નોની પ્રસિદ્ધિ પાછળ એક પાઈની પણ કમાણીનો ઉદ્દેશ રાખેલ નથી. પુસ્તકોના વિક્રયથી જે દ્રવ્ય પ્રાપ્ત થાય તે પણ પુસ્તકોના પ્રકાશન પાછળ જ ખર્ચવાનું છે.

**પ્રકાશન પ્રવૃત્તિ :** સંસ્થા દ્વારા નીચેના પ્રકાશનો તાજેતરમાં પ્રસિધ્ધ થયાં છે.

(૧) **સુધામાધુરી :** ક્રા. ૧૬. પેજી. પેજ ૧૫૨, મૂ. ૧ રૂા. ૫૦ પૈ. (પોસ્ટેજ અલગ) પૂ. ગુરૂમહારાજશ્રી સંઘમાં ચાતુર્માસાર્થે પધારે ત્યારથી ચાતુર્માસ બાદ વિહાર કરે ત્યાં સુધી દરેક પર્વો તથા પર્યુષણા પર્વ, શાશ્વતી ઓળીના

દિવસો, દિવાળી, જ્ઞાનપંચમી શ્રી શંખેશ્વરજીના અટ્ઠમો ઈત્યાદિ પ્રસંગો પર ગાઈ શકાય તેવી ભક્તિ મધુર ગહુંલીઓ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ, શ્રી સીમંધરસ્વામિ, શ્રી સિધ્ધાચલજી તીર્થરાજ તથા ચોવીશ તીર્થંકર ભગવંતો ઈત્યાદિની સુંદર ભાવવાહી સ્તુતિઓ ઈત્યાદિથી સમૃધ્ધ પ્રકાશન.

(૨) **પ્રગતિ કે પથ પર** : ક્રા. ૧૬ પેજી ૩૨૪ પેજ ફિરંગી જેકેટ : પાકુ પુંઠું મૂ૦ ૩ રૂા. સુપ્રસિધ્ધવકતા પ્રશાંતમૂર્તિ પૂ. પાદ પંન્યાસજી મહારાજ શ્રી કનકવિજયજી ગણિવરશ્રીએ રતલામ ખાતે વિ. સં. ૨૦૨૧ ના ચાતુર્માસ દરમ્યાન જૈન જૈનેતર પ્રજા સમક્ષ માનવતાના મંગલતત્ત્વોનું ઉદ્દગાન કરતાં પ્રેરક તથા ભાવવાહી જાહેર પ્રવચનો ઓજસ્વી હીંદીભાષામાં આપેલાં તેનું સારભૂત અવતરણ. જેની સર્વ કોઈએ મુકત કંઠે પ્રશંસા કરી છે, પ્રસિધ્ધ થતાં જ સેંકડો નકલો તાત્કાલિક ખપી ગઈ છે. ( પોસ્ટેજ અલગ )

(૩) **દેવવંદનાદિ વિધિસહિત શ્રી નવકાર મંત્ર આદિ તપોની વિધિ** : ક્રા. ૧૬ પેજી. ૧૬૦ પેજ મૂ રૂા. ૧-૨૫ પૈ. શ્રી નવકારમંત્ર તપના નવ દિવસના નવ દેવવદનો, શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવંતના અટ્ઠમતપની આરાધનાના ત્રણે દિવસના ત્રણ દેવવંદનો, શ્રી સીમંધરસ્વામીના અમટ્ઠતપની આરાધનાના ત્રણ દિવસના દેવવંદનો, અક્ષયનિધિ તપના દેવવંદનો; આ દેવવંદનો, સ્તવનો ચૈત્યવંદનો સ્તુતિઓ, પૂર્વે અપ્રસિધ્ધ ને અમુદ્રિત આ પુસ્તકમાં પ્રથમ-

વાર જ પ્રસિધ્ધને પામે છે, આ સિવાય અન્ય અનેક ઉપયોગીને પ્રચલિત તપોની વિધિ, શ્રી શંખેશ્વર પ્રભુની ધૂનો ઈત્યાદિનો પ્રથમવાર જ પ્રસિધ્ધ થતો સુંદર સંગ્રહ. આ પુસ્તક દરેક વિધિપ્રેમી તથા અનુષ્ઠાનની આરાધના કરનાર-કરાવનારને ઉપયોગી છે. ( પોસ્ટેજ અલગ )

(૪) **સફળતાનાં સોપાનઃ** પૂ. પાદ પંન્યાસજી મહારાજ શ્રી કનકવિજયજી ગણિવરશ્રીએ વિ. સં. ૨૦૧૯ની સાલમાં કચ્છ–ભુજ ખાતે જૈન જૈનેતર જિજ્ઞાસુ વર્ગની વિશાલ સભાઓમાં માનવતા પ્રેરક જીવનને ઉન્નત ઉજ્જવલ તથા ઉર્ધ્વગામી બનાવનારા આપેલા અધ્યાત્મલક્ષી ૭ જાહેર પ્રવચનોનો અપૂર્વ સંગ્રહ. ક્રા. ૧૬ પેજી. ૨૧૮ પેજ મૂ. રૂા. ૨–૫૦ પૈ. ( પોસ્ટેજ અલગ )

(૫) **કથારત્ન મંજૂષા** ભા. ૧ઃ સુપ્રસિધ્ધવકતા પૂ. પાદ પંન્યાસજી મહારાજ શ્રી કનકવિજયજી ગણિવરશ્રીએ સયોજીત કરેલી પ્રેરણાદાયી ને પાને પાને નવી જાણવા જેવી બોધક પ્રાચીન કથાઓથી સમૃધ્ધ ને સળંગ કથાના રસને જાળવતી ઐતિહાસિક કથા, જેની પ્રથમ આવૃત્તિ ખલાસ થયેલ હોવાથી સંસ્કારિત દ્વિતીય આવૃત્તિ પ્રેસમાં તાજેતરમાં છપાઈને પ્રસિધ્ધ થઇ છે. ક્રા. ૧૬ પેજી ૪૬૦ પેજ. ઉપરાત દ્વિરંગી જેકેટ, પાકું પુઠું મૂ૦ રૂા. ૪–૫૦( પોસ્ટેજ અલગ )

(૬) **પ્રાચીન સજ્ઝાયમાલા** : સંપાદક પૂ. મુનિરાજશ્રી મહિમાવિજયજી મહારાજ પ્રાચીન ભાવવાહી સુંદર સ્વાધ્યાયને યોગ્ય ને પ્રતિક્રમણમાં બોલી શકાય તેવી. ૧૧૨

ઉપરાંત સજઝાયોનો અપૂર્વ સંગ્રહ, શ્રી ચતુર્વિધ સંઘને સ્વાધ્યાય માટે અનેક રીતે ઉપયોગી. ૧૭૫ ઉપરાત પેજ ક્રા. ૧૬ પેજી મૂ ૧–૫૦ (પોસ્ટેજ અલગ)

(૭) **મંગલ માધુરી** : લેખક પૂ. પાદ પંન્યાસપ્રવર મહારાજશ્રી કનકવિજયજી ગણિવર જીવનના મંગલ તત્ત્વોની માધુર્યભરી રસપ્રદ બોધકથાઓ જે જીવનને ઉન્નત, ઉજ્વલ ને ઊર્ધ્વગામી બનાવવા માટે અનેક રીતે પ્રેરક છે. ક્રા. ૧૬ પેજી ૨૦૦ ઉપરાંત પેજ. મૂ. ૧–૫૦ (પોસ્ટેજ અલગ)

(૮) **દર્શન ભક્તિસુધા** : બીજ આદિ પર્વો, શાશ્વતી ઓળી આદિ મહાપર્વો ને પર્યુષણા આદિ પર્વશિરોમણી પર્વોના ચૈત્યવંદનો, સ્તવનો તથા સ્તુતિઓનો અપૂર્વ સંગ્રહ આ પ્રકાશન પર્વોની આરાધના કરનાર ચતુર્વિધ શ્રી સંઘને અતિ-ઉપયોગી છે. ક્રા. ૧૬ પેજી ૩૨૫ પેજ : મૂ. ૩–૦

(૯) **દર્શન સ્વાધ્યાયમાલા** : યોગશાસ્ત્ર ૪ પ્રકાશ, વીતરાગ સ્તોત્ર, જ્ઞાનસાર, અષ્ટક પ્રકરણ, પ્રશમરતિ ને તત્ત્વાર્થાધિગમ સૂત્ર આ બધા સ્વાધ્યાય યોગ્ય મૂલ ગ્રંથોનો સુંદર સંગ્રહ. ક્રા. ૩૨ પેજી (પોકેટ સાઈઝ) ગુજરાતી ટાઈપોમાં. (પ્રેસમાં)

(૧૦) **પર્યુષણ કે પ્રેરક પ્રવચનો** : પૂ. પાદ પંન્યાસજી મહારાજશ્રી કનકવિજયજી ગણિવરશ્રીએ રતલામ ખાતે વિ. સં. ૨૦૨૧ના ચાતુર્માસમાં પર્યુષણપર્વના કર્તવ્યોને અંગે હીંદી ભાષામાં આપેલા ૩ મનનીય પ્રવચનોનુ સારભૂત અવતરણ : ક્રા. ૧૬ પેજી ૨૦૦ પેજ મૂ ૩–૦૦ (પોસ્ટેજ અલગ)

# હાલ સંસ્થામાં મળતાં પ્રકાશનો

(૧) **કથારત્ન સંજૂષા ભાગ : ૨** રસપ્રદ ને પ્રેરણાદાયી પાને પાને નવી નવી જાણવા જેવી કથાઓથી સમૃદ્ધ ક્રા. ૧૬ પેજી ૩૫૨ પેજ મૂ ૪–૦૦ (પોસ્ટેજ અલગ)

(૨) **ભારતનાં પ્રસિદ્ધ જૈનતીર્થો** : ભારતના પ્રસિદ્ધ જૈનતીર્થોનો ઉપયોગી પરિચય ને ઈતિહાસ. ક્રા. ૧૬ પેજી ૨૧૬ પેજ. મૂ ૧–૫૦ (પોસ્ટેજ અલગ)

(૩) **પવિત્રતાના પથ પર** : પાઠશાળામાં અભ્યાસ કરતી બાળાઓ ભજવી શકે તેવા બોધક સંવાદોનો અપૂર્વ સંગ્રહ. ક્રા. ૧૬ પેજી. મૂ. ૧ રૂા. પેજ ૭૫ (પો. અલગ)

(૪) **દીપમાલ** : ચિંતન મનન યોગ્ય પ્રેરણાદાયી ને મર્મસ્પર્શી લઘુ લેખો, બહુરંગી છપાઈ. ક્રા. ૧૬ પેજી. ૧૪૮ પેજ. મૂ. ૧–૫૦ (પોસ્ટેજ અલગ)

ઉપરોક્ત દરેક પ્રકાશનો–પુસ્તકો રજીસ્ટરથી મંગાવનારે રજીસ્ટર ચાર્જ અલગ સમજવો.



## સુકૃતના સહભાગી ઉદારદિલ મહાનુભાવોને ધન્યવાદ

વિશ્વમંગલ સંસ્થાદ્વારા પ્રકાશિત થતાં જીવનોપયોગી સંસ્કાર-પ્રેરક સ્વાધ્યાયરૂપ પ્રકાશનોની પ્રસિદ્ધિ અર્થે સંસ્થાને આર્થિક સહાય કરનાર પુણ્યવાનોની તથા તે માટે પ્રેરણા કરનાર પૂ. પાદ મુનિવરોની શુભ સ્મૃતિની નીચે મુજબ નોંધ લેતા અમે ગૌરવ અનુભવીએ છીએ.

રૂા. ૬૦૦ ઝીંઝુવાડા **જૈનસંઘ** : પૂ. પાદ પં. મ. શ્રી **કનકવિજયજી** ગણિવરશ્રીના સાહિત્યપ્રેમી શિષ્યરત્ન પૂ. મુનિરાજશ્રી **મહિમાવિજયજી** મહારાજશ્રીની શુભ પ્રેરણાથી સંસ્થાના પ્રકાશનો માટે તથા તેઓશ્રી તરફથી તૈયાર થઇ રહેલ સચિત્ર સુવર્ણાક્ષરી કલાત્મક બારસાસૂત્રની પ્રત માટે.

રૂા. ૪૫૧ **શાહ શિવજીભાઇ વેલજીભાઇ** કચ્છ ગોધરા નિવાસી (હાલ મુંબઈ)ના ધર્મપત્ની શ્રી **ઝવેરબેન** તરફથી પૂ. પાદ પં. મ. શ્રી **કનકવિજયજી** ગણિવરશ્રીના સાહિત્ય પ્રેમી શિષ્યરત્ન પૂ. **મુનિરાજ મહિમાવિજયજી** મ. શ્રીની શુભ પ્રેરણાથી સંસ્થાને સાહિત્ય પ્રકાશન માટે.

રૂા. ૨૫૧ **ઝવેરી મહાસુખભાઈ રીખવચંદભાઈ**, મુંબઇ પૂ પં. મ. શ્રી **કનકવિજયજી** ગણિવરશ્રીના સાહિત્યરસિક પૂ. મુનિરાજશ્રી **મહિમાવિજયજી** મ. શ્રી ની શુભ પ્રેરણાથી

રૂા ૧૦૦ **શાહ જેશીંગભાઇ પરશોતમદાસ**ના ધર્મપત્ની શ્રી **મણિબ્હેન ભુદરદાસ**, ઝીંઝુવાડા : પૂ. પાદ પં. મ. શ્રી **કનકવિજયજી** ગણિવરશ્રીના શિષ્યરત્ન પૂ. મુનિરાજશ્રી **મહિમાવિજયજી** મ. શ્રી ની શુભ પ્રેરણાથી સચિત્ર સુવર્ણાક્ષરી કલ્પ-સૂત્રની હસ્તલિખિત પ્રત માટે

રૂા. ૫૧ **વઢવાણ જૈનસંઘ** પૂ પાદ. પં. મ શ્રી **કનકવિજયજી**

ગણિવરશ્રીના શિષ્યરત્ન પૂ. મુનિરાજ શ્રી ચંદ્રપ્રભવિજયજી મ. શ્રી ની શુભ પ્રેરણાથી સંસ્થાની સાહિત્ય પ્રવૃત્તિ માટે.

રૂા. ૧૦૦ છાણી **જૈનસંઘ** પૂ. પાદ પ્રશાંત વિદુષી તપસ્વી રત્ન સ્વ. પ્રવર્તિની સાધ્વીજી શ્રી **દર્શનશ્રીજી** મ. શ્રીના શિષ્યારત્ન પ્રશાંત વિદુષી પ્રવર્તિની પૂ. સાધ્વીજી શ્રી **હંસશ્રીજી** મ. તથા તેઓશ્રીના શિષ્યા પૂ. સાધ્વીજી મ. સા. શ્રી **પદ્મકીર્તિશ્રીજી** મ. ની શુભ પ્રેરણાથી સંસ્થાની સાહિત્ય પ્રકાશન પ્રવૃત્તિ માટે.

રૂા. ૧૦૦ **બિજાપુર જૈનસંઘ** (નાયગોર સ્ટેટ) પૂ. પાદ પ્રશાંતવિદુષી તપસ્વીરત્ન સ્વ. પ્રવર્તિની સાધ્વીજી મહારાજ શ્રી **દર્શનશ્રીજી** મ. શ્રી ના શિષ્યારત્ન પૂ. સાધ્વીજી મ. શ્રી **કીર્તિપ્રભાશ્રીજી** મ. તથા તેઓશ્રીના પ્રશિષ્યા પૂ. સાધ્વીજી શ્રી **સૂર્યમાલાશ્રીજીની** શુભ પ્રેરણાથી હ. સુશ્રાવિકા લતાબ્હેન સંસ્થાની સાહિત્ય પ્રવૃત્તિ માટે.

ઉપરોકત ઉદારદિલ મહાપુણ્યવાનો કે જેઓએ શ્રી અરિહંત પરમાત્માના સમ્યગ્ જ્ઞાનના પ્રચાર માટે પોતાના સુકૃતની સંપત્તિનો સદ્વ્યય કરી, તેનો ઉત્તમ લાભ લઇ પુણ્યાનુબંધી પુણ્યનું ભાથું બાંધેલ છે, તે સર્વનો. તેમજ તે માટે સદુપદેશ આપી શ્રી જૈન શાસનના સમ્યક્ શ્રુતજ્ઞાનની પ્રભાવના માટે પ્રેરણા કરનાર પૂ. મુનિવરોનો તથા પૂ. સાધ્વીજી મ. નો અમે પુનઃ પુનઃ આભાર માનીએ છીએ.

સર્વને ભૂયઃ ભૂયઃ ધન્યવાદ

નિવેદકો :

**શાહ રતિલાલ અમૃતલાલ વકીલ**

**શાહ જયંતિલાલ મણિલાલ**

**માનદ મંત્રી : શ્રી વિશ્વમંગલ પ્રકાશન મંદિર**

**પાટણ (ઉ. ગુ.)**

પત્રવ્યવહાર ને પ્રાપ્તિસ્થાન.

(૧) શાહ રતિલાલ અમૃતલાલ વકીલ.
C/o. શાહ સેવંતિલાલ બાબુલાલ
કાપડના વેપારી
ઠે. દોશીવટ
પાટણ ( ઉ. ગુ. )

(૨) શાહ જયંતિલાલ મણિલાલ
C/o. શાહ રતિલાલ પુનમચંદ વાસણના વેપારી
ઠે. બજારમાં, પાટણ ( ઉ. ગુ. )

માનદમંત્રી : શ્રી વિશ્વમંગલ પ્રકાશન મંદિર
પાટણ (ઉ. ગુ.)



અન્ય પ્રાપ્તિસ્થાનો.

(૧) સોમચંદ ડી. શાહ
ઠે. જીવન નિવાસની સામે,
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

(૨) સરસ્વતી પુસ્તક ભંડાર
પ્રો. ભૂરાલાલ કાલીદાસ પંડિત.
હાથીખાના, રતનપોળ અમદાવાદ–૧



# કથારત્ન મંજૂષા ખંડ : ૧-૨માં આવેલ અંતર્ગત કથાઓની અનુક્રમણિકા

## ખંડ : ૧ પૃષ્ઠ



## ખંડ ૨ : પૃષ્ઠ

## કથારત્ન મંજૂષા : ખંડ ૧–૨ની અંતર્ગત

## દેશનાઓનો અનુક્રમ

### ખંડ : ૧

## સંક્ષિપ્ત વિષયાનુક્રમ

### ખંડ : ૧

# વિસ્તૃત અનુક્રમણિકા

**કથારત્ન મંજૂષા : ખંડ ૧ લો ( દ્વિતીયાવૃત્તિ )**



### ૩ : કૃપણ શિરોમણી વિશ્વભૂતિ : પેજ ૨૦ થી ૪૩

ધર્મપ્રવૃત્તિ કરતાં મિથ્યાભાવ રહેલો હોય અથવા નિદાન કર્યું હોય તો તેના પરિણામે પાપાનુબંધી પુણ્ય બંધાય છે. તેથી પાપાનુબંધી પુણ્ય ઉપર વિશ્વભૂતિ બ્રાહ્મણની કથા, મિથ્યાભાવથી ધર્મારાધન કરેલ, તેથી વિશ્વભૂતિને અઢળક સંપત્તિની પ્રાપ્તિ પણ અતિ લોભવૃત્તિથી ન કરેલ સંપત્તિનો સદ્વ્યય કે ભોગોપભોગ, દેવભદ્ર શ્રેષ્ઠીને ત્યાં વ્યાજે મૂકેલા રૂપિયા, તે લેવા વિશ્વભૂતિનું તે શ્રેષ્ઠીના ઘેર પ્રયાણ, દેવભદ્ર શેઠની ઉદારતા, વ્યાજ સહિત પાછું આપેલ દ્રવ્ય, દેવભદ્ર શ્રેષ્ઠીએ વિશ્વભૂતિનું કરેલ સુંદર ઔચિત્ય, દેવભદ્ર શેઠની અદ્‌ભુત ભોગસામગ્રી જોઇ વિશ્વભૂતિને થયેલ ચિન્તા, પુણ્યશાળી દેવભદ્રનો વસ્ત્રનો છેડો જોઇ લક્ષ્મીદેવીનું આગમન, લક્ષ્મીદેવીએ વિશ્વભૂતિને કરેલ પ્રતિબોધ, કૃપણતા ઉપર લક્ષ્મીદેવીએ કહેલ રાજાના કોઠારીની કથા, દાન આપવા જતાં વિશ્વભૂતિને થયેલ અંતરાય.

### ૪ : ધન્યકુમાર બાલ્યકાળ પેજ ૪૪ થી ૫૪

પ્રતિષ્ઠાનપુરમાં વસતા શ્રેષ્ઠી ધનસાર, તેના ત્રણ પુત્રો અને ત્રણ પુત્રવધૂઓ, ધનસાર શ્રેષ્ઠીની ધર્મ પ્રત્યે અધિક શ્રધ્ધા, ધન્યકુમારનો જન્મ, નાળ દાટવા જતાં પ્રગટ થયેલ નિધાન, ધન્યકુમારની સર્વ કલામાં પ્રવીણતા, ધન્યકુમારના જન્મથી ધનસાર શ્રેષ્ઠીને ત્યાં અતિશય ધનવૃદ્ધિ, ધનસારે ધન્યકુમારની કરેલી પ્રશંસા, તેથી ત્રણે વડિલભાઇઓને થયેલ ઇર્ષ્યા.

### ૫ : ભાગ્યપરીક્ષા : પેજ ૫૫ થી ૬૩ :

ચારે પુત્રોને ત્રણસો ત્રણસો સોના મહોરો આપી પિતાએ કરેલી પરીક્ષા, મોટા ત્રણે ભાઇઓની વ્યાપારમાં નિષ્ફળતા, ધન્યકુમારને કરીયાણાંના વ્યાપારમા થયેલ સપત્તિની વૃદ્ધિ, સગા-સ્નેહી-

ઇર્ષ્યા. ગુણદ્વેષ ઉપર રૂદ્રાચાર્યની ધનસારે કહેલ કથા, રૂદ્રાચાર્યના ચાર શિષ્યોનું વર્ણન, બન્ધુદત્ત મુનિએ કરેલ વાદ, ને ક્ષણિક મતની કરેલ ઉત્થાપના, શિષ્યના જયથી ગુરૂને થયેલ ઇર્ષ્યા, સોમિલ મુનિએ સાકેતપુરના રાજાને કરેલો બોધ, સોમિલ મુનિની રાજાએ કરેલ પ્રશંસા. અને તેથી પણ ગુરૂને થયેલ ઇર્ષ્યા, ઇર્ષ્યા દ્વારા રૂદ્રાચાર્યની થયેલ દુર્ગતિ. ઇર્ષ્યાનો દુર્ગુણ ત્યજી ગુણાનુરાગી બનવા ધનસાર શ્રેષ્ઠીએ પુત્રોને આપેલ બોધ.

## ૧૦ : પુણ્યનો પ્રભાવ : પેજ ૧૧૧ થી ૧૨૭

સમુદ્રકાંઠે આવેલા વહાણો, વ્યાપારીઓને માલ ખરીદવા રાજાએ કરેલો આદેશ, ધન્યકુમારે ખરીદેલ માટીના લોટા, તેજંતુરીવાળા તે ઘડાથી થયેલ ધન્યકુમારને અતિશય લાભ, ઇર્ષ્યાખોર મનુષ્યે રાજાને કહેલ ધન્યકુમારની વાત, નીતિપ્રિય રાજાએ ધન્યકુમારને બોલાવવા કરેલ આદેશ, ધન્યકુમારનું રાજસભામાં આગમન, રાજાએ પૂછેલ સર્વ વાત. સરલતાથી ધન્યકુમારે રાજાને કહેલ સમગ્ર વૃત્તાંત, રાજાએ કરેલી પ્રશંસા, અમૂલ્ય ભેટ દ્વારા રાજસભામાં નિયમિત આવવાનું આમંત્રણ, ધન્યકુમારને હંમેશા વાજતે ગાજતે રાજસભામાંથી લઇ જવા તથા ઘેરથી લાવવા માટે વાજાવાળા આદિને કરેલી રાજાએ આજ્ઞા આથી ત્રણેય ભાઈઓને થતી અતિશય ઇર્ષ્યા. વાજતે ગાજતે રાજસભામાંથી આવતા ધન્યકુમારની નગરજનોએ કરેલી પ્રશંસા ભાઈની અતિશય ફેલાતી કીર્તિને નહિ સહન કરનાર ભાઈઓએ ધન્યકુમારનો નાશ કરવા માટે કરેલ પ્રપંચ ભાભીઓએ કહી દીધેલ ગુપ્ત ભેદ, તેમજ સાવધાનીથી રહેવાની ચેતવણી, પરદેશ ગમનમાં લાભ, અને તેથી ધન્યકુમારનું પરદેશગમન.

## ૧૧ : અદ્‌ભુત નિસ્પૃહતા : પેજ ૧૨૮ થી ૧૪૫

ભૂખતૃષાથી પીડિત ધન્યકુમારે ખેતરમાં લીધેલ વિશ્રામ, ખેડૂતે આપેલું ભોજનનું આમંત્રણ, વગર પરિશ્રમનું ભોજન નહિ

લેવાની ઇચ્છાવાળા ધન્યકુમારનું ખેતરમાં ખેડવું, હળથી ખેતર ખેડતાં પ્રાપ્ત થયેલ નિધાન. ધન્યકુમારનુ નિર્લોભીપણુ, ધન્યકુમારે કરેલ નિધાનનો ત્યાગ રાજાના કથનથી ખેડૂતે વસાવેલ ધન્યપુરગામ. માર્ગમાં જતાં રાત્રીનાં સમયે પંચપરમેષ્ઠીનુ સ્મરણ કરી રેતી ઉપર કરેલ ધન્યકુમારે શયન. વહેલી સવારે જાગૃત થતા સાંભળેલ શિયાળનો સ્વર શુભ શુકન માની શબ્દના અનુસારે નદી તરફ પ્રયાણ, નદીના પ્રવાહમાં ખેંચાઈ આવેલ શબ, અને શબની કેડેથી મળેલા રત્નો, ધન્યકુમારનુ ઉજ્જયિનીમાં આગમન, સરોવર વચ્ચે રહેલ સ્તંભને ધન્યકુમારે બાંધેલ ગાંઠ. ધન્યકુમારના ગુણોથી આકર્ષાયેલ રાજા તથા નગરજનોએ કરેલી પ્રશંસા, ધન્યકુમારને મંત્રીપદારોપણ. ધન્યકુમારને પોતાના રઝળતા કુટુંબનું થયેલ દર્શન અને તેઓને પોતાને ઘેર લાવવા. ધન્યકુમારને ધનસારે કહેલ ધનની અસારતા. અને સંપત્તિના નાશનું વર્ણન ભાઈઓને ફરી જાગૃત થતી ઈર્ષ્યા પુન ધન્યકુમારનુ પરદેશગમન. ગંગાકિનારે થયેલ બે મુનિવરોનો સમાગમ, અને તેઓશ્રીની દેશનાનું શ્રવણ, મુનિરાજશ્રીએ વિષયાસક્તિથી ઉત્પન્ન થતાં દુઃખોનું કરેલું વર્ણન.

**૧૨ · સુનંદા અને રૂપસેન :** પેજ ૧૪૬ થી ૨૦૦

ઇન્દ્રિયોની વિષયાસક્તિ ઉપર સુનંદા અને રૂપસેનની કથા નિષ્ઠુર પુરૂષે કરેલો સ્ત્રીનો તિરસ્કાર, સુનંદાનો પુરૂષદ્વેષ, કુલવતી સ્ત્રીઓનો સુંદર વ્યવહાર, સુનંદાને પ્રગટેલ ખેદ લગ્નનો નિષેધ ફરી નવદંપતીના સુખવિલાસ નજરે પડતાં સુનંદાને થયેલ વિષયાસક્તિ રૂપસેન તરફ સુનંદાનું આકર્ષણ, સુનંદાએ રૂપસેનને આપેલ આમંત્રણ કૌમુદી મહોત્સવનો ત્યાગ કરી બંનેએ કરેલ મિલનનો સંકેત. મહેલ પાછળ ગોઠવેલ નિસરણી, રૂપસેનના બદલે ચઢી આવેલ જુગારી અંધારામાં જુગારી સાથે ભોગવેલ વિષયસુખ. રૂપસેન ઉપર ભીંત પડવાથી થયેલ મૃત્યુ, રૂપસેનના સ્નેહીઓએ

તથા રાજાદિએ કરાવેલ રૂપસેનની તપાસ, નહિ મલવાથી થયેલ શોક. સુનંદાની કૂક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયેલ રૂપસેન. સુનંદાએ કરાવેલ ગર્ભપાત. પૃથ્વીવલ્લભરાજા સાથે સુનંદાના લગ્ન. રૂપસેનનો સર્પાવતાર. સુનંદા તરફ મોહ. અંતે થયેલ મૃત્યુ ચોથા ભવમા કાગડાપણે જન્મ સુનંદા પર પ્રેમ, અને મૃત્યુ. પાચમા ભવમાં હંસ સુનંદા તરફ આકર્ષણ, અને મૃત્યુ. છઠ્ઠા ભવમા હરણ, સુનંદા પર જાગેલ મોહ. હરણનું મૃત્યુ. તેનું રંધાયેલ માંસ. જ્ઞાની મુનિવરોનું આગમન. રાજા આદિને માંસ ખાતા જોઇ મુનિવરે હલાવેલું મસ્તક, રાજાએ પૂછેલ તેનું કારણ. રાજાના આગ્રહથી અને લાભનુ કારણ જાણી મુનિવરે કહેલ રૂપસેનના પૂર્વભવનો વૃત્તાંત, કર્મની વિચિત્રતા જાણી રાજારાણીને થયેલ વૈરાગ્ય, પૃથ્વીવલ્લભ રાજા અને સુનંદા આદિએ સ્વીકારેલ ભાગવતી દીક્ષા. સુનંદાને પ્રગટેલ અવધિજ્ઞાન, સાતમા ભવમાં હાથીપણે ઉત્પન્ન થયેલ રૂપસેનનો જીવ, હાથીનો લોકો પર ત્રાસ, સુનંદા સાધ્વીનુ આગમન, સુનંદાએ હાથીને કરેલો પ્રતિબોધ, લોકોને થયેલ આશ્ચર્ય, રાજાની હસ્તીશાળામાં હાથીનુ પ્રયાણ હાથીએ આરાધેલ ધર્મ. ધર્મપ્રભાવે હાથી સહસ્ત્રાર દેવલોકમાં

**૧૩. પુણ્યશાલીને પગલે.** પેજ ૨૦૧ થી ૨૧૭

દેશના સાંભળ્યા પછી ધન્યકુમારે કરેલ પરસ્ત્રીસેવનનો ત્યાગ, ગંગાકિનારે કરેલ રાત્રિનિવાસ, ગંગાદેવીનું આગમન અને ભોગ માટે કરેલ ધન્યને પ્રાર્થના, ધન્યકુમારનો દૃઢ પ્રત્યુત્તર, કામભોગથી પ્રાપ્ત થતાં દુઃખોનું કરેલ વર્ણન, ધન્યકુમારે ગંગાદેવીને કરેલો પ્રતિબોધ, દેવીએ કરેલ ધન્યકુમારની પ્રશંસા, અને આપેલ ચિંતામણી રત્ન, ધન્યકુમારનું રાજગૃહી તરફ પ્રયાણ, રાજગૃહીનું વર્ણન, રાજા શ્રેણિક અને મંત્રીશ્વર અભયકુમાર, કુસુમપાલ શ્રેષ્ઠીના ઉદ્યાનમાં ધન્યનું આગમન, પલ્લવિત થયેલ શુષ્ક ઉદ્યાન, કુસુમપાળે

કરેલ ધન્યકુમારનુ સ્વાગત, કુસુમશ્રી સાથે લગ્ન અને ત્યાં કાળ નિર્ગમન.

**૧૪ : બુધ્ધિનો ચમત્કાર :** પેજ ૨૧૮ થી ૨૩૯:

ચંડપ્રદ્યોત રાજાએ રાજગૃહીમાં ધાલેલ ઘેરો, અભયકુમારે કેળવેલી કળા, ચંડપ્રદ્યોતના લશ્કરમાં પડેલુ ભંગાણ, અને તેઓનુ પલાયન, શ્રેણિકરાજાએ ગ્રહણ કરેલ સર્વસ્વ, ઉજ્જયિની પહોંચ્યા પછી ચંડપ્રદ્યોતે જાણેલ રહસ્ય, ચંડપ્રદ્યોતનો ક્રોધ, અભયકુમારને પકડી લાવવા ગણિકાએ કરેલી પ્રતિજ્ઞા, સાધ્વીજી પાસે ગણિકાએ કરેલો વિદ્યાભ્યાસ, રત્નમંજરી ગણિકાનુ રાજગૃહીમાં આગમન, રત્નમંજરીની પ્રભુભક્તિ જોઇ અભયકુમારને સાધર્મિક ભક્તિની જાગેલ ભાવના, રત્નમંજરીને આપેલુ આમંત્રણ, અભયકુમારે કરેલ સાધર્મિક ભક્તિ, રત્નમંજરીએ પણ અભયકુમારને જમવા માટે કરેલ આમંત્રણ, સરલ બુદ્ધિવાળા અભયકુમારે કરેલ વિજ્ઞપ્તિનો સ્વીકાર, ભોજનના અંતમાં આપેલ ચંદ્રહાસ મદિરા, અભયકુમારને આવેલી મૂર્છા, ધર્મના બ્હાનાથી અભયકુમારને ઠગી મૂર્છિત અવસ્થામાં હાથપગ બાંધી, ગણિકાએ ઉજ્જયિનીમાં કરેલ પ્રસ્થાન, ચતુરાઇયુક્ત અભયકુમારના વચનો સાંભળી ચંડપ્રદ્યોત રાજાની અભયકુમાર પર થયેલ પ્રસન્નતા, અભયકુમારની ગેરહાજરીમા હાથીએ રાજગૃહીમાં મચાવેલ તોફાન, રાજાએ કરાવેલ ઉદ્ઘોષણા, ધન્યકુમારે ઝીલેલ પડહ, ને હાથીને વશ કરી આલાન સ્તંભે બાંધ્યો. તેથી શ્રેણિક રાજાની પુત્રી સોમશ્રી સાથે ધન્યકુમારના થયેલ લગ્ન.

**૧૫ : સુપાત્રદાનનો મહામહિમા** પેજ ૨૪૦ થી ૨૫૪:

શાલિભદ્રનુ વૃત્તાંત્ત, તેના પૂર્વભવનું વર્ણન, ખીર ખાવાની તીવ્ર ઇચ્છા, પડોશીઓની સહાયથી તૈયાર કરેલી ખીર, મુનિનું

માસખમણના પારણે આગમન, શુદ્ધભાવથી વહોરાવેલ ખીર, દાન-ધર્મની પ્રશંસા. રાત્રે થયેલ વિશૂચિકા અને મૃત્યુ. ગોભદ્ર શ્રેષ્ઠીની પત્ની ભદ્રાની કુક્ષીમાં ઉત્પત્તિ, શાલિભદ્રનો જન્મ, બત્રીશ કન્યાઓ સાથે થયેલ લગ્ન, ગોભદ્ર શ્રેષ્ઠી સાથે એક ધૂતારાએ વાપરેલી ધૂર્તકળા, ગોભદ્ર શેઠની મૂંઝવણ, ધન્યકુમારે તે ધૂર્તનો યુક્તિ દ્વારા કરેલ નિકાલ, રાજા, શ્રેષ્ઠી તથા નગરજનોએ કરેલી પ્રશંસા, શ્રેષ્ઠી પુત્રી સુભદ્રાના ધન્યકુમાર સાથે થયેલા લગ્ન, ગોભદ્ર શ્રેષ્ઠીએ સ્વીકારેલ ચારિત્ર, આરાધનાના પ્રભાવે ત્યાંથી દેવલોકમાં, શાલિભદ્ર ઉપરના પ્રેમથી હંમેશા ઉતરતી તેત્રીસ પેટીઓ, મુનિદાનનુ અતિ ઉત્તમ ફળ.

**૧૬ : ધન્યકુમાર કૌશાંબી નગરીમાં** પેજ ૨૫૫ થી ૨૮૦.

રાજગૃહીમાં બંધુઓ તથા માતાપિતાનું દરિદ્ર અવસ્થામાં મિલન, ધનના નાશનુ વર્ણન, ઉત્સવથી કરાવેલ ગૃહપ્રવેશ, બંધુઓનો કરેલો સત્કાર, ભાઇઓને થયેલી ઇર્ષ્યા, ધન્યકુમારનો ત્રીજીવાર પરદેશગમનનો નિર્ણય. ચિન્તામણીરત્ન સાથે પરદેશગમન, કૌશાંબી-નગરીમાં શતાનિક રાજાના મણિની પરીક્ષા, રાજપુત્રી સૌભાગ્યમંજરી સાથે લગ્ન, વસાવેલ ધન્યપુર નગરીનું વર્ણન. સરોવરનું ખોદકામ, ધન્યકુમારના બંધુએની લક્ષ્મીનો નાશ, તેઓએ છોડેલ રાજગૃહી, ધન્યકુમારના પત્ની સોમશ્રી, કુસુમશ્રી તથા સુભદ્રાનેપિયર જવા માટે ધનસારે કરેલ આજ્ઞા, સુભદ્રાનો સાથે આવવાનો આગ્રહ, તેઓ બધા ધન્યપુર નગરમા આવ્યા, સરોવર ખોદવાના કાર્યમાં તેઓ જોડાયા, સરોવર જોવા આવેલા ધન્યકુમાર, ત્યા કુટુંબીઓની થયેલી પીછાણ, ધનસારનો સત્કાર, સુંદર વસ્તુઓ આપી તેઓની વધારેલી કીર્તિ.

**૧૭ : શતાનિકના રાજદ્વારે ;** પેજ ૨૮૦ થી ૩૨૦

પુત્રવધૂઓને છાશ લેવા મોકલવાનું ધન્યકુમારનું કહેણ, સુભદ્રાને સારી છાશ તથા ખાદ્ય પદાર્થો આપવા અને સખીભાવ

રાખવા સૌભાગ્યમંજરીને ધન્યકુમારનો આદેશ, ધનસારે કરેલ સુભદ્રાનાં વખાણ, તેથી ત્રણે પુત્રવધૂઓને થયેલ ઇર્ષ્યા, સુભદ્રાએ સૌભાગ્યમંજરીને કહેલ પોતાનુ વૃત્તાંત્ત, ત્યાં આવેલ ધન્યકુમારે, સુભદ્રાના પતિવ્રતાપણાની કરેલી પરીક્ષા, તેની કસોટી અને ઓળખાણ, સુભદ્રા ન આવવાથી ધનસારની મૂંઝવણ. વધૂઓના વાગ્બાણ, ત્યાંના વેપારીઓ પાસે ધનસારનુ આગમન, તે દરેકનુ એકઠા થઇ ધન્યકુમાર પાસે જવું, ધન્યકુમારે અન્ય ઉકિતથી કરેલ તેઓનુ વિસર્જન. આથી લોકોએ કરેલ તિરસ્કાર, ધનસારે ફરી ધન્યકુમારનો કરેલો મેળાપ, પુત્રની ઓળખાણ, પિતાપુત્રનો ભેટો, માતાનુ આગમન અને ઓળખાણ, ત્રણે ભાઇઓનુ પણ ત્યાં આવવું, ભાભીઓનું પણ આગમન, જવાબ નહિ મળવાથી શતાનિક રાજા પાસે જવું, રાજાને કરેલી ફરિયાદ, રાજાનો આદેશ અને લડાઇની આજ્ઞા, બુદ્ધિ-કૌશલ્યથી મંત્રીઓએ કરેલી મંત્રણા, લડાઇ બંધ રાખવા રાજાને સમજાવવું. ધન્યકુમારની ભાભીઓને બોલાવી તેઓની પાસેથી સાંભળેલ સંપૂર્ણ વૃત્તાંત્ત, ધન્યકુમાર પાસે ગયેલા મંત્રીઓ, તેમણે પ્રગટ કરેલ રહસ્ય, ભાભીઓનો મેળાપ, સ્ત્રીઓનો વિશ્વાસ નહિ કરવા સબંધી ધન્યકુમારના ઉદ્દગારો, રાજાદિ અને વડિલોએ આનંદિત થઈ આપેલ ધન્યકુમારને આશિર્વાદ.

## ૧૮ : કલા અને બુદ્ધિનો વિલાસ : પેજ ૩૨૧ થી ૩૪૪

ભાઇઓને અપ્રીતિ થાય એ પહેલા તેઓને રાજ્યલક્ષ્મી સોંપી પ્રિયા સહ ધન્યકુમારનું પરદેશગમન, લક્ષ્મીપુર તરફ પ્રયાણ, જિતારિરાજાની ગીતકળા નામે પુત્રી, સંગીતકળામાં તેની પ્રવીણતા, ગીતકળાએ કરેલી પ્રતિજ્ઞા, ધન્યકુમારે પ્રગટ કરેલી પોતાની કળા, હરણના સમૂહને ગામ વચ્ચે લાવી લોકોને બતાવેલી અદ્દભુતતા, ગીતકળા સાથે ધન્યનાં લગ્ન, પ્રશ્નો પૂછી મંત્રીની પુત્રી સરસ્વતી સાથે લગ્ન, પત્રમલ્લ શ્રેષ્ઠીનો પુત્રોને ઉપદેશ, મોહમમત્વના ત્યાગ

ઉપર આપેલ બોધ, દ્રવ્યના કરેલ ચાર ભાગ, ચિહ્નોથી અંકિત ચાર કળશોનુ ભૂમિમાં સ્થાપન, કેટલોક સમય ગયા બાદ કળશોને કાઢવા, નાના પુત્રોના કળશમાંથી નીકળેલી સોનામહોર, તેથી ત્રણુ ભાઇઓનો તેના તરફ થયેલો દુર્ભાવ, ધન્યકુમારે ચારે ય કળશોનો પ્રગટ કરેલ અર્થ, ધન્યકુમારની બુદ્ધિકૌશલ્યતાથી આકર્ષાયેલા ત્રણુ ભાઇઓ, પોતાની બ્હેન લક્ષ્મીવતીનું ધન્યકુમાર સાથે કરેલ લગ્ન.

**૧૯ રે કૃપણતા તારા પાપે! : પેજ ૩૪૫ થી ૩૭૭:**

ધનકર્મા શ્રેષ્ઠી, અત્યંત કૃપણુ સ્વભાવ, ચારણુસમાજનું મિલન, એક ચારણે ધનકર્મા પાસેથી ધન ગ્રહણ કરવાની કરેલ પ્રતિજ્ઞા, ધનકર્મા પાસે આવી માંગેલ દાન, આવતી કાલના વાયદા, ચારણે કરેલી દેવીની આરાધના, પ્રસન્ન થઇ દેવીએ અર્પણ કરેલી રૂપપરાવર્તિની વિદ્યા, ધનકર્માનું બહારગામ જવું, તેનું રૂપ કરી ચારણે કરેલો ગૃહપ્રવેશ, પુત્રોને આપેલ ઉપદેશ, કૃપણુતાના ત્યાગ પર આપેલ સુંદર બોધ, તેણે સમજાવેલ લક્ષ્મીની અસ્થિરતા, કૃત્રિમ ધનકર્માએ કૃપણ ધનકર્માની લક્ષ્મીનો શરૂ કરેલ ઉપભોગ તથા વ્યય, રાજાને કરેલી ભેટ, તેના યશનો વિસ્તાર, મૂળ ધનકર્માને પડેલી વાતની ખબર, તેને મચાવેલો ઉત્પાત, અને ગૃહગમન, ઘરના દ્વાર પાસે થયેલ અટકાયત, વચ્ચે પડેલ મહાજન, નિર્ણય ન થવાથી રાજસભામાં ફરિયાદ રાજાએ કરાવેલ ઉદ્ઘોષણા, ધન્યકુમારે ઝીલેલ પડહ, ધન્યકુમારે કરેલ સત્ય ધનકર્માની પરીક્ષા, પ્રગટ થયેલ ફૂટ ધનકર્મા, અને તેને કહેલ સર્વ વૃત્તાંત, ધનકર્માની પુત્રી ગુણમાલિની સાથે ધન્યકુમારના લગ્ન, આઠે પત્નીઓનો ત્યા મેળાપ અને આનંદ

**૨૦ : લક્ષ્મીદેવીની લીલા : પેજ ૩૭૮ થી ૪૦૩ :**

લક્ષ્મી અને સરસ્વતીનો સંવાદ, બેમાંથી કોણ અધિક! સરસ્વતીનું ગામમાં ગમન, વ્ય..ાર્ય દ્વારા કરેલું આકર્ષણ, વૃદ્ધાના

સ્વરૂપમાં લક્ષ્મીદેવીનું આગમન, સુવર્ણપાત્રો બનાવી સરસ્વતીના વ્યાખ્યાનમાં પાડેલ ભંગાણ, સુવર્ણપાત્રો માટે શ્રેષ્ઠીના ઘરમાં દોડાદોડ, લક્ષ્મીએ કરેલી બીજી પરીક્ષા, ધન લેવા માટે ગામના લોકોની દોડધામ, શ્રેષ્ઠીએ કરેલ સરસ્વતીનું વિસર્જન, આથી જંગલમાં ગયેલ સરસ્વતી. ત્યાં વનમાં લક્ષ્મીનો મિલાપ.

**૨૧ : લક્ષ્મીની આસુરી માયા** પેજ ૪૦૩ થી ૪૩૬ :

અજ્ઞાનથી અંધ થયેલા જગતમાં લક્ષ્મીની મહત્તા, લક્ષ્મીથી થતાં દુઃખો, લક્ષ્મીએ વિકુર્વેલી સુવર્ણની ટેકરી, બન્નેએ કરેલ કુંજમા પ્રવેશ સુવર્ણ ટેકરી પાસે આવેલ રાજાના બે સેવકો, બન્નેનું મૃત્યુ, નગ્ન તપસ્વીનું આગમન, છ ચોરોનો પ્રવેશ, તપસ્વીનો વધ, સોનીને બોલાવવો, સોનીએ બનાવેલ વિષમિશ્રિત ભોજન, સોનીનો વિશ્વાસ ન કરવા ઉપર એક ચોરે આપેલી શિખામણ. સોનીના અવિશ્વાસ પર સુશર્મા બ્રાહ્મણની કથા, સોની તથા છ ચોરોનું મૃત્યુ, લક્ષ્મી માટે કરાતા અનેક પ્રયત્નો. લક્ષ્મીનું મોટું દૂષણ, જડતા પેદા કરી દુર્ગતિમાં પતન કરાવે છે. જે વિવેકપૂર્વક તેનો સદુપયોગ કરે છે તે પરમપદને પામે છે.



**:પ્રથમ ખંડ સમાપ્તઃ**

# ૧. ઉપોદ્ઘાત :

ત્રણ જગતને ધ્યાન કરવા યોગ્ય નાભિરાજાના પુત્ર શ્રી ઋષભદેવસ્વામી તમારૂં કલ્યાણ કરો, જેમણે પ્રરૂપેલી ધર્મ-કર્મની રચના આજે પણ જયવતી વર્તે છે.

કલ્યાણ તથા લક્ષ્મીરૂપ સુખ આપવાવાળા યુગાદિ જિનેશ્વર ભગવાનને નમસ્કાર કરીને હું આ ગ્રંથની રચના કરૂં છું.

આ પ્રમાણે ઇષ્ટદેવતાનાં સ્મરણરૂપ આશીર્વાદ મંગળ કરીને સર્વ ઇષ્ટ વસ્તુને સાધનાર ધર્મનું વિભાગ સાથે વિવેચન કરે છે.

આ અગાધ સંસારરૂપી અરણ્યમાં ભમતાં પ્રાણીને ચુલ્લકાદિ દશ દૃષ્ટાંતે મનુષ્યભવની પ્રાપ્તિ અતિ દુર્લભ છે; તેમાં પણ આર્ય દેશ, સારૂ કુળ, દીર્ઘ આયુષ્ય, તંદુરસ્તી તથા સુંદરતાની પ્રાપ્તિ તેથી પણ વધારે દુર્લભ છે, અને સર્વથી દુર્લભ શ્રી જિનધર્મને પાળવાની વૃત્તિ થવી તે છે.

આ સંસારમાં શ્રી સર્વજ્ઞભાષિત ધર્મ પરમ મંગળ કરનાર અને સર્વ દુ:ખને હણનાર છે. દાન, શીલ, તપ અને ભાવના એ પ્રમાણે ધર્મના ચાર વિભાગ છે. એ ચારે ભેદોમાં દાન-ધર્મ સર્વથી શ્રેષ્ઠ છે. કારણ કે ધર્મના ચાર ભેદોમાં તે અંતરંગપણે સમાયેલ છે.

લૌકિક અથવા લોકોત્તર વ્યવહારોમાં દાનધર્મ શ્રેષ્ઠ છે. શ્રી તીર્થંકર ભગવાન પહેલાં દાન દઇ પછી જ વ્રત અંગીકાર કરે છે. શીલધર્મમાં દાન આ રીતે સમાય છે; બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરવાથી મનુષ્ય હરહમેશા અસંખ્ય બેઇંદ્રિય, નવ લાખ સંમૂર્ચ્છિમ પંચેંદ્રિય તથા નવ લાખ ગર્ભજ પંચેંદ્રિયને અભયદાન આપે છે. વળી શીલ પાળ-વાના પરિણામે ગર્ભમાં ઉત્પન્ન થવાનું પરિણમશે નહિ, એ રીતે જીવદયાનું કારણ હોઇ પોતાના જીવને પણ તે ધર્મ પાળનાર અભયદાન આપે છે. તપ ધર્મમાં પણ દાન સમાય છે. રસોઇ છકાયને વિરાધવાથીજ પકવી શકાય છે, ઉપવાસ વગેરે તપ કરવાથી તે જીવોને પણ અભયદાન મળે છે. ભાવધર્મમાં તો દાનનો પ્રભાવ સૌથી વધારે વર્તે છે, કારણ કે દયા પૂર્વક સર્વ જીવોની હિંસા ન કરવાની પરિ-ણતિ થવી તેનું નામજ ભાવ, તેમાં અભયદાન આવી જાય છે.

સાધુ મુનિવરો હંમેશા દેશના દ્વારા જ્ઞાનદાન આપે છે; ઉત્કટપણે અભયદાન તથા સુપાત્રદાન દેવાથી તીર્થંકર નામકર્મ ઉપાર્જન થઇ શકે છે. લૌકિક દાન સર્વ સ્થાને

સફળજ થાય છે. સુપાત્રને અપાયેલું દાન દયાને પોષનારૂં, રાજાને આપવામાં આવેલું દાન સન્માન તથા મોટાઇ આપનારૂં, નોકર ચાકરને આપવામાં આવેલું દાન તેમની ભક્તિને આકર્ષણ કરનારૂં, સગાં સબંધીને આપવામાં આવેલું દાન પ્રેમ વધારનારૂં તેમજ દુર્જનને આપવામાં આવેલું દાન તેમને અનુકૂળ કરનારૂં બને છે.

ધર્મશાસ્ત્રમાં પણ દાન ધર્મનું ફળ આ પ્રમાણે કહ્યું છે;

'રાજ્યઋદ્ધિ, સંપત્તિ, સુરૂપ વગેરેનો ઇચ્છાનુસાર ભોગવટો તેનું નામ વૈભવ; મનોવાંછિત શબ્દ–રૂપ–રસ–ગંધ તથા સ્પર્શની પ્રાપ્તિ તેનુ નામ ભોગ; દેશ પરદેશમાં કીર્તિ ફેલાય તેનું નામ મહિમા તથા ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ તેનું નામ મહોદય; આ ચારે (વૈભવ, ભોગ મહિમા તથા મહોદય) ઉપર જણાવેલ પદાર્થો; દાનરૂપી કલ્પવૃક્ષનાં ફળ છે.'

આગમમાં વર્ણવેલ શુદ્ધ દાનના સેવન સિવાય વૈભવ વગેરેની પ્રાપ્તિ થતી નથી. મિથ્યાત્વના ઉદયથી અથવા મિથ્યાજ્ઞાનની શ્રદ્ધાથી અજ્ઞાનકષ્ટ સહન કરનાર તપસ્વી પાપાનુબન્ધી પુણ્ય કદાચ બાંધે, પરંતુ તે ઉદયમાં આવતાં સુપાત્રદાન આપવાની વૃત્તિ થતી નથી, અને જો આગમમાં વર્ણવેલ વિધિ પ્રમાણે સહજ પણ સુપાત્રદાન શ્રદ્ધાથી આપે છે, તો તે પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જન કરે છે, અને તે ઉદયમાં આવતાં દાન આપવાની વૃત્તિ થાય છે.

કદાચ પૂર્વના કોઇ પાપ કર્મનો ઉદય થતાં તેનું ધન નાશ પામે, તો પણ દાન આપવાની તેની મતિ કદિ જતી રહેતી નથી અને આવી રીતે પાપના ઉદય સમયે પણ થયેલી દાન આપવાની વૃત્તિ તરતજ ફળ આપનારી થાય છે, આ રીતના દાનધર્મના મહિમા ઉપર ગુણસાર શ્રેષ્ઠિનું દ્રષ્ટાંત પ્રસિદ્ધ છે.



## ૨. પુણ્યવાન ગુણસાર શ્રેષ્ઠી :

પૃથ્વીભૂષણ નગરમાં ગુણસાર નામનો શેઠ રહેતો હતો; તે બહુજ લક્ષ્મીવાન તેજસ્વી તથા સત્વશાલી હતો. એક દિવસ તેને સવારના પહોરમાં નિર્ગ્રંથ મુનિરાજનાં દર્શન થયાં. તેણે તેમને નમસ્કાર કર્યા. દયાર્દ્ર તે મુનિએ ધર્મ-લાભ દઇને જીવ, અજીવ વગેરે પદાર્થોનું સત્ય સ્વરૂપ પ્રકાશિત કરતાં ધર્મનો ગૂઢ રહસ્ય સહિત તેને ઉપદેશ કર્યો. તેણે પણ ઘણાજ રસથી તથા ઉત્સાહથી તે ધર્મને પોતાનાં હૃદયમાં ધારણ કર્યો.

આવા અનુપમ લાભથી રાજી રાજી થઇ સમ્યક્ત્વ સાથે ગૃહસ્થ ધર્મ ગુણસારે અંગીકાર કર્યો. ત્યાર પછી હંમેશાં તે એકાંતરે ઉપવાસ, પ્રસંગ પ્રાપ્ત થતાં સુપાત્રે દાન તથા અન્ય નિયમો અંગીકાર કરવા લાગ્યો. આમ કેટલાક દિવસ વ્યતીત થતાં ગુરૂમહારાજના ઉપદેશના પ્રભાવે તે ધર્મકરણીમાં કુશળ થઈ ગયો; અને વધતા જતા અધ્ય-વસાયે તે ધર્મ પાળવા લાગ્યો.

કેટલીક સમય વીત્યા પછી પૂર્વના કોઇ પાપકર્મના ઉદયથી તેની લક્ષ્મી નાશ પામી તોપણ ધર્મપ્રત્યેનો પોતાનો આગ્રહ તેણે છોડયો નહીં. કોઇ નિકાચિત પાપના ઉદયથી અત્યંત ગરીબ થઈ જવાને લીધે તે બહુજ મુશ્કેલીથી પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. ખરેખર ધન જતાં સહાય કરવા કોણ ઊભો રહે?

એક સમયે તેની પત્ની સુભદ્રાએ તેને કહ્યું; 'હે સ્વામી! આપણું સર્વ નાશ પામ્યું. ધન સિવાય કોઇ મદદ પણ કરતું નથી. ગરીબ અવસ્થામાં પૈસા કોણ આપે? માટે તમે મારા પિતાનાં ઘેર જાઓ. મારા ઉપરની અતિશય મમતાને લઇને તમારાં દર્શન થતાંજ તે તમને ધન આપશે, એટલે પછી આપણે આપણો નિર્વાહ સુખે ચલાવીશું; તે સિવાય બીજો કોઇ ઉપાય મને દેખાતો નથી'

સુભદ્રાના હંમેશના આવા આગ્રહથી પીગળી જઇને એક દિવસ ગુણસારે કહ્યું; 'પ્રિયે! દુઃખી અવસ્થામાં સાસરાને ત્યાં જવું યોગ્ય તો નથી, પરંતુ તારો ઘણો આગ્રહ છે, તો કાલે સવારે જઇશ.'

સ્ત્રીએ વિચાર્યું; 'અઢી દિવસનો રસ્તો છે, તેમાં એક દિવસ ઉપવાસ આવશે, પણ પારણાના દિવસે ખાવાને કાંઇ જોઇશે,' એથી બીજા દિવસ માટે પારણાને યોગ્ય સાથવો તથા ગોળના કકડા એક કોથળીમાં નાંખીને તેણે જતી વખતે ગુણસારને આપ્યું.

સવારના પહોરમાં ભોજન કરીને ગુણુસાર શેઠ પ્રવાસે નીકળી પડયો; સાંજે એક ગામમાં રાત્રિ ગાળી, બીજે દિવસ સવારના ઉપવાસનું પચ્ચક્ખાણુ કરી તે આગળ ચાલ્યો. સાંજ પડતાં પાછા એક ગામમાં રાત ગાળી, ત્રીજે દિવસે મધ્યાન્હ સમયે એક નદીના કિનારે તે પારણું કરવા બેઠો.

તે સમયે તે વિચાર કરવા લાગ્યો; 'ખરેખર તે જીવોનેજ ધન્ય છે કે 'જેઓ મુનિને દાન આપ્યા સિવાય ભોજન કરતા નથી. પાપના ઉદયથી મને અત્યારે તેવો યોગ કયાંથી પ્રાપ્ત થાય ? પરંતુ કદાચ તેવો યોગ થઇ જાય તો ખરેખર મારાં અહોભાગ્ય ગણી શકાય.'

આમ વિચારતો તે ચારે દિશા તરફ દૃષ્ટિ ફેરવે છે, તેટલામાં મહિનાના ઉપવાસવાળા એક મુનિવર પારણા માટે ગામમાં ગયેલા, તેમને શુદ્ધ જળ તો મળ્યું હતું, પરંતુ દોષની આશંકાથી તેમણે આહાર લીધો નહોતો. એકલા જળને લઇને આવતા હતા. તે મુનિરાજને જોઇને જેમ ચંદ્રને જોતાં ચકોરને આનંદ થાય તેવો આનંદ ગુણુસારને થયો.

તેણે વિચાર્યું ; " અહો મારાં ભાગ્ય હજુ તો પ્રબલ હોય એમ જણાય છે. જો આ તપસ્વી મહાત્મા મારા સાથવાનો સ્વીકાર કરે; તો તો મારા જેવો ભાગ્યશાળી બીજો કોઇ નહિ.' આ પ્રમાણે વિચારતાં' ઘણાજ આનંદપૂર્વક

ગુણસાર શેઠ તે મુનિની સન્મુખ આવી નમસ્કાર કરીને બોલ્યો; 'હે દયાના સમુદ્ર! આપનાં પુનિત પગલાં આ બાજુ પ્રેરો અને મારા ઉપર કૃપા કરીને મારા જેવા રંકનો ઉદ્ધાર કરો. હે મહાત્મા! આ આહાર દોષ રહિત છે, તેનો આપ સ્વીકાર કરો.' પુલકિત અંગે તથા ગદ્ગદિત કંઠે વિનતિ કરીને મુનિરાજને ગુણસાર પોતાનાં સ્થળે લઈ આવ્યો. મુનિએ પણ ત્રિવિધ દોષથી રહિત આહાર જોઈને પોતાનું પાત્ર ધર્યું, અને તે આહાર તેમણે વહોર્યો. તે સમયે આ અશક્ય વાત બનવાથી ચંદ્ર ઉદય થતાં સમુદ્રમાં જેમ ઉલ્લાસ આવે છે, તેમ શેઠના ભાવમાં પણ ઉલ્લાસ વૃદ્ધિ પામ્યો.

તે વિચાર કરવા લાગ્યો; 'શું આ તે સ્વપ્ન છે કે સાચી વાત છે? પાપના ઉદય પ્રસંગે ભવસમુદ્રમાં ડૂબતાં મને આવા મુનિરાજરૂપ સફરી વહાણનો ભેટો ક્યાંથી?' આ રીતે વિચાર કરી પોતાની પાસેનો બધો આહાર મુનિરાજને વહોરાવી નમસ્કાર કરીને તે બોલ્યો; 'ગુરૂદેવ! દયાના સમુદ્ર! આપે મારા જેવા રંક ઉપર મોટી કૃપા કરી અને મને ભવસમુદ્રથી તાર્યો, જગતને શરણ કરવા યોગ્ય આપનાં દર્શનથી મારો જન્મ સફળ થયો.' આ પ્રમાણે સ્તુતિ કરી સાત આઠ પગલાં સુધી તેમને વળાવી પાછો પોતાની જગ્યાએ આવી વસ્ત્રાદિ લઈને ગુણસાર પોતાના રસ્તે પડ્યો.

રસ્તામાં પણ પોતાના તે શુભ ધ્યાનમાં મગ્ન થઈ ગયેલ તે વિચારવા લાગ્યો; 'અહો! આજે મારો શુભ

દિવસ છે, ધન્ય તે ઘડીને કે જ્યારે આવાં મુનિનાં મને દર્શન થયાં, અને મને અપૂર્વ લાભ મળ્યો. ખરેખર! કામધેનુ પોતાની મેળે મારે આંગણે આવી, અચાનક ચિંતામણિ રત્ન મને પ્રાપ્ત થયું, મારો મનુષ્ય જન્મ સફળ થયો. આજ તો મેં અવિનશ્વર ભાથુ બાંધ્યું. આજથી મારી દ્રવ્ય તથા ભાવ દરિદ્રતા નાશ પામી તેમજ મને લોકોત્તર લાભ પ્રાપ્ત થયો.' આવા ઉત્તમ પ્રકારના વિચાર તથા ભાવમાં લીન થયેલ ગુણસાર ક્ષુધા તૃષા સર્વ ભૂલી ગયો. આપેલ દાનના વિચારમાંજ લીન થઇ ગયેલ તે ક્ષણે ક્ષણે રોમાંચિત થતો અનુક્રમે પોતાના સસરાના ગામમાં પહોંચ્યો.

ગામના દરવાજામાં દાખલ થતાં તેને મંદ શુકન થયા. તે મનમાં વિચારવા લાગ્યો: 'સ્ત્રીથી પ્રેરાઈને હું અહિં આવ્યો તો ખરો, પરંતુ મારૂં ધારેલું કામ પાર પડે તેમ લાગતું નથી. પણ હવે વચ્ચે નકામી ચિંતા કરવાથી શું સરવાનું હતું?' આ પ્રમાણે વિચાર કરતાં મધ્ય બજારમાં તે આવ્યો, એટલે દુકાન પર ઉભેલાં તેના સસરા તથા સાળાઓએ તેને જોયો.

દરિદ્ર એવા ગુણસારને જોઇને તેઓ અરસપરસ ઘૂસ-પૂસ કરવા માંડયા, 'જૂઓ છો કે આ દરિદ્રતાની મૂર્તિ, ખાલી ઘડા જેવા જમાઇરાજ પધાર્યા છે! પરંતુ આપણે તેને મોઢુ જ ન દેખાડવું. જો દેખાડયું તો જરૂર ગળે પડીને તે દ્રવ્ય માંગશે. ભાઈસાહેબ નિર્ધન થઈ ગયા છે, એટલે પછી નિર્ધનને લાજ શરમ શેની હોય? કહ્યું છે કે, ધન

જતાં તેજ, લજ્જા, બુદ્ધિ, માન સર્વ જાય છે. આ તુચ્છ મતિવાળા જમાઇએ અયોગ્ય વ્યાપાર કરીને તથા ફક્ત કાનને સાંભળવાથીજ આનંદ આપતી કીર્તિને માટે દાન-પુણ્ય કરીને પોતાનું સર્વ ધન વાપરી નાખ્યું છે, ઘરના નિર્વાહની ચિન્તા બિલકુલ કરીજ નથી. હવે પોતાની પાસે કાંઇ ન રહેતાં આપણી પાછળ લાગ્યા છે. શું અહિં તે કુબેર ભંડારીના ભંડાર ભર્યા છે? આપણે જો કાંઇપણ અત્યારે તેને આપીશું તો ખાવા પીવામાં વાપરી નાખી વળી પાછા તે આવશે. જમાઇ તથા જમનું પેટ કોઇથી પૂરાયું જ નથી, સર્વસ્વ આપી દ્યો તોપણ તેઓને તૃપ્તિ થવાની નહિં. માટે એમણે મોઢુંજ ન દેખાડવું જેથી તેઓ આવ્યા છે, તેવા પાછા ચાલ્યા જશે.'

આ પ્રમાણે પરસ્પર નિર્ણય કરી તે બધા અવળું મોઢું કરીને ઉભા રહ્યા. ગુણસાર પણ ચતુર હોવાથી બધું સમજી ગયો; તેણે મનમાં વિચાર્યું; 'સ્રીનાં વચનને આદર આપી અહિં આવ્યો તે મેં ઠીક ન કર્યું. નિર્ધનમાં તથા શબમાં કાંઈ પણ તફાવત નથી, એવું નીતિવાક્ય જાણતાં છતાં મેં અહિં આવવાનું સાહસ કર્યું, તેમાં મેં મારી મૂર્ખતાજ બતાવી આપી છે. સસરાને ઘેર માનભ્રષ્ટ થવું તે મનુષ્યને સર્વથી વધારે દુઃખકર્તા છે. પરંતુ હવે શું કરવું? ભાવિભાવ, બનવાનું હતું તે બન્યું. પૂર્વકર્મનો ઉદય આવોજ હશે' આમ વિચારીને નીચું મોઢું રાખી તે ગુણસાર સાસરાનાં ઘરમાં ગયો.

સાસુએ પણ જમાઇને એવી અવસ્થામાં જોઇને બહુ આદરસત્કાર કર્યો નહિ. સામાન્ય વહેવારૂ રીતે ફક્ત પૂછ્યું; 'આવો, અમારી પુત્રી તો કુશળ છે ને?' આ પ્રસગે ગુણસાર દ્વારમડપમાં ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો; 'અગાઉ પૈસાદાર સ્થિતિમાં હું અહીં આવતો હતો. ત્યારે આ મારા સગાં સંબધીઓ ભેગાં થઇને એક બે ગાઉ સામે આવી મળી ભેટીને મોટા ઠામઠામ સાથે મને ઘેર લઈ જતા હતા. અને મારી સેવા કરવા દર પળે તૈયાર રહેતા હતા. આજ પણ હું તો તેનો તેજ છું. પરંતુ મારા આવ્યાના સમાચાર પણ કોઇ કાંઇ પૂછતુ નથી. શ્રી જિનેશ્વર ભગવાને સાચુંજ કહ્યું છે કે, "સર્વ સગા વ્હાલાં સ્વાર્થનાંજ સબધીઓ છે. સ્વાર્થ રહિત તો એક નિગ્રંથ જૈન મુનિરાજ જ છે." ઉકરડા જેવા આ સંસારમાં સુગંધની આશા કયાંથી હોય? પરંતુ જેવો કર્મનો ઉદય હોય તે પ્રમાણેજ બને છે. અશુભ કર્મના ઉદય સમયે ચિન્તા કરવી તે મૂર્ખ માણુસનું કામ છે. બન્ધ સમયે ચિન્તા રાખનાર માણુસ જ પોતાનો સ્વાર્થ સાચો સાધે છે, માટે અત્યારે તો મૂંગા મૂંગા સર્વ જોયા કરવું.' આ પ્રમાણે મન સ્થિર કરી ભૂખ્યો હતો, છતાં મૂગોજ બેસી રહ્યો.

સાંજના જ્યારે રસોઇ તૈયાર થઇ ત્યારે સસરાએ કહ્યું; 'ઉઠો, ભોજન કરો.' એટલે જમીને પાછો ત્યાંજ આવીને બેઠો.

રાત્રિના લગભગ નવ વાગ્યે સસરાએ દુકાનેથી

આવી એક ઘડી માત્ર પાસે ઉભા રહી પૂછ્યું; 'તમે અત્રે શા કારણસર પધાર્યા છો ?'

ગુણસારે જવાબ આપ્યો; 'આપને મળવા માટે.'

સસરાએ પૂછ્યું; 'કેટલા દિવસ રહેવા વિચાર છે ?'

'સવારનાંજ જઇશ.'

સસરાએ કહ્યુ; 'જો એમજ છે તો બે ઘડી રાત બાકી રહે કે તરતજ ઉઠીને પધારજો. કારણકે હાલ ઉન્હાળાનો સમય વર્તે છે. જવામાં મોડું થશે તો તમે અતિશય તાપથી નાહક હેરાન થશો; માટે રાત્રિના શાંત સમયેજ ચાલી નીકળવું.' આ પ્રમાણે વાત કરીને સસરાજી તો પોતાના શયનગૃહમાં ચાલ્યા ગયા.

ગુણસારે વિચાર્યું; 'મેં અહિં આવી નાહક મારૂં પાણી ગુમાવ્યું, માટે હવે તો જેમ જલ્દી જવાય તેમ સારૂં.' આ પ્રમાણે આખી રાત પશ્ચાતાપમાં ગાળી બે ઘડી રાત બાકી રહી એટલે ઉઠીને તે તૈયાર થયો.

તૈયાર થઇને તે બોલ્યો, 'કોઈ જાગે છે કે ? હું જાઉ છું.' તે વખતે ઘરમાં પણ કોઈ જાગતું હશે તેણે જવાબ દીધો 'બહુ સારૂં, પધારો' આ પ્રમાણે જવાબ સાભળી ગુણસાર વિદાય થયો.

રસ્તામાં આગળ ચાલતાં જ્યાં સૂર્યોદય થયો, અને હાથની રેખાઓ દેખાવા લાગી. ત્યાં આગળ ગુણસારે પંચપરમેષ્ઠીનું સ્મરણ કરી, ઉપવાસનું પચ્ચક્ખાણ કર્યું. ચૌદ

નિયમ તેણે ધાર્યા અને જિનેશ્વર ભગવાનનાં સ્તવન કીર્તન કરતો તે આગળ ચાલ્યો. અનુક્રમે જે સ્થળે સાધુને દાન આપ્યું હતું, તે સ્થળે નદીના કિનારે તે આવી પહોંચ્યો. ત્યાં તે વિચાર કરવા લાગ્યો; 'અહો! આ સ્થાન કલ્યાણમય લાભ આપનારૂં છે. આ સ્થાને મેં મોક્ષના કારણભૂત સુપાત્રદાન આપ્યું. એવો પ્રસંગ મને ફરી ક્યારે પ્રાપ્ત થશે?' આ પ્રમાણે ગદ્ગદિત કંઠે વિચાર કરતો તે રોમાંચિત થયો, અને શ્વસુરગૃહે થયેલ અપમાનાદિ સર્વ દુઃખ આ અવસરે ગુણસાર ભૂલી ગયો. સમસ્ત દુઃખોને હણનાર અને પાપનો નાશ કરનાર મુનિદાન મેં આ સ્થળે આપ્યું હતું, માટે મારે તો મારી પત્નીનો ઉપકાર માનવો જોઇએ.' આ પ્રમાણે ક્ષણ વાર ઉભો રહી કરેલ પુણ્યની તેણે તે અવસરે અનુમોદના કરી.

તેવામાં તેને વિચાર આવ્યો; 'અહીં આવતાં તથા પાછા જતાં મને ત્રણ-ચાર દિવસ થયા. ઘેર રૂપિયા કે અડધા રૂપિયાનું પણ દેવું થયું હશે, તો તે હું કઇ રીતે આપીશ? માટે આ નદીની અંદર પાંચ રંગના ગોળ, સુંદર આકારના, ઘસાવાથી સુંવાળા થયેલા મોટા મોટા પત્થરાઓ છે, અને તેમાં કેટલાક તો લગભગ શેર શેર વજનના હોવાથી તેએ ત્રણ ચાર શેરનું વજન કરવાને યોગ્ય છે, માટે એ પત્થરાના ગોળા હું લઇ જાઉં. બજારમાં તોળવા માટે વેપારી તે વેચાતા લેશે, અને કદાચ ઘરમાં રહેશે તોપણ સાધુદાનનું સ્મરણ આપનારા બનશે.'

આ પ્રમાણે વિચાર કરીને પોતાની પાસેની કોથળીમાં તે પથરાઓને ગુણુસારે ભર્યા, અને તેનું મ્હોઢું બાંધી દઈ તે કોથળી માથે મૂકી તે આગળ ચાલ્યો. સાંજનાઅગાઉ રહેલ સ્થાને રાત ગાળી, સવારે તે આગળ ચાલ્યો, અનુક્રમે ક્ષુધા તૃષાથી પીડાતો એક ઘડી દિવસ બાકી રહે તે પોતાને ઘેર પહોંચી ગયો.

આ સમયે સુભદ્રા આંગણામાં ઉભેલી હતી. પતિને ભરેલ કોથળી સાથે આવતા જોઇને તે વિચારવા લાગી કે, 'અહો! મારા સ્વામીનાથ, ધનનું પોટકું લઈને આવ્યા તો ખરા; મારા પિતાએ રોકડું ધન એટલું બધું આપ્યું જણાય છે કે તે તેમનાથી બરાબર ઉપાડી પણ શકાતું નથી' આમ વિચારતી આગળ આવી તેણે પતિના માથા ઉપરથી લઈને તે પોટકું પોતે ઉપાડી લીધું.

તે ધનના ભારની અટકળ કરતાં પતિને આ પ્રમાણે કહેવા લાગી; 'હે નાથ! ધન જતાં આપની બુદ્ધિ પણ ગઇ કે શું? મારા પિતાને ત્યાંથી અઢળક ધન મજુરની જેમ તમે પોતે જ શા માટે ઉપાડી લાવ્યા? શરમ પણ ન આવી? એકાદ રૂપિયો ખરચીને મજુર શા માટે ન કર્યો? પણ તેમાં તમે શું કરો? દુઃખી સ્થિતિમાં બુદ્ધિ હમેશાં પલટાઈ જ જાય છે. આટલા દિવસ નકામાં ગાળી નાંખ્યા, જો પહેલાથી મારૂં કહ્યું કર્યું હોત તો આટલું દુઃખ પણ ભોગવવું ન પડત,'

ગુણસારે ધૈર્ય ધારણ કરી મૂંગા મૂંગા પોતાની સ્ત્રીનું સર્વ કથન સાંભળ્યા કર્યું, અને વિચાર્યું, 'જો સાચી વાત કહીશ તો તે નિરાશ થઇ જશે, માટે ભોજન કરીને પછી યોગ્ય પ્રસંગે સર્વ વાત કહીશ.' સુભદ્રાએ તો કોથળો પેટીમા મૂકી અને બાજુમાં રહેતા એક વાણિયાની પાસે જઇ કહ્યુ, 'ભોજનની શ્રેષ્ઠ સામગ્રી મને તમે આપો, મારા સ્વામી મારા પિતાને ઘેર જઇ ઘણું ધન લાવ્યા છે, માટે સવ-રના તમારા જે પૈસા થશે તે હું આપી દઇશ.' દુકાનદારે સર્વ સામગ્રી તેને આપી. એટલે ઘેર જઈને તેણે ભોજન તૈયાર કર્યું. ગુણસાર પણ સ્નાનાદિ કરીને ભોજન કરવા બેઠો.

શેઠાણીએ ભોજન પીરસીને શેઠને કહ્યું; 'સ્વામી! તમે હવે નિરાંતે જમો, હું મારા બાપુએ તમને શું દીધું છે ? તે જોઉં.'

શ્રેષ્ઠીએ વિચાર્યું; 'કોથળી જોઇને એ નિરાશ થઈ જશે અને મારૂં ભોજન પણ નીરસ થઇ જશે.' એટલે તેણે સ્ત્રીને બોલાવીને કહ્યું; 'પ્રિયે! હમણાં તો તું પણ ભોજન કરી લે, જમ્યા પછી હું તને બધું દેખાડીશ'

'મને કાંઇ એટલી બધી ભૂખ લાગી નથી, માટે હું તો હમણાંજ જોઇશ અને પછી જમીશ.' એમ તેણે કહ્યું. વારંવાર ના પાડવા છતાં 'સ્ત્રીની હઠ વારી ન શકાય તેવી હોય છે.' તદનુસાર તે તો જોવા ગઇ. શ્રેષ્ઠીને ચિંતા થવા લાગી; 'હમણાંજ તે ફરિયાદ કરતી આવશે.'

આ બાજુ શેઠાણી કોથળીનું મ્હોઢું છોડીને જ્યાં જૂએ છે, તો દિશાઓને પોતાના તેજથી ઝળઝળાવી મૂકે તેવા અસાધારણ કિંમતના રત્નો તેણે જોયાં. તે જોઇ આશ્ચર્યચકિત થઇ જઇ તે પતિને કહેવા લાગી; 'નાથ! જૂઓ! જૂઓ! મારા બાપાની ઉદારતા! મેં તો પહેલેથી જ તમને કહ્યું હતું કે, 'તમે જાઓ!'. તમારા જવાનીજ ખોટી હતી. ત્યાં ગયા પછી તો તમારે કાંઇ માંગવું પણ પડ્યું નહિ, જે દિવસે તમે ગયા તે દિવસેજ મારા પિતાએ રત્નોથી કોથળી ભરીને તમને આપી લાગે છે.'

આ, બધુ સાભળીને ગુણસાર શેઠ જમતાં જમતાં વિચારવા લાગ્યો; 'આ બિચારી રત્ન તથા પત્થરના તફાવતને શું સમજે? પાંચ રંગના પત્થરો જોઇને તેને તેમાં રત્નનો ભ્રમ થયો લાગે છે.' સ્ત્રીએ પોતાના પિતાનાં વારંવાર વખાણ કરવા માંડ્યા, તેથી શ્રેષ્ઠીએ કહ્યું; 'નાહક ફુલાય છે શા માટે? તારા બાપે જે દાન દીધું છે, તે તો એક મારૂં મન જ જાણે છે, તું પણ હવે પછી જાણીશ, માટે હાલ તો મૂંગી રહે.'

આ પ્રમાણે સાંભળી ગુણસારની સ્ત્રી સુભદ્રા વિચારવા લાગી; 'અહો! મારા પતિ ખરેખર અકૃતજ્ઞ લાગે છે; આટલું બધું ધન મળવા છતાં તેઓનાં મનમાં જરા પણ ગુણ વસતો નથી.' આમ મનમાં વિચારીને ગુણસારની સાથે વિવાદ કરવા લાગી, 'સ્વામી! આવાં અમૂલ્ય રત્નો વગર માંગ્યે આપ્યા છતાં, "તારા બાપે શું આપ્યું?" એમ

તમે કેમ બોલો છો? આટલું બધું તો કોઈ રાજા પ્રસન્ન થયો હોય તો પણ આપી ન શકે, પણ લોકોમાં કહેવત છે, તે સત્ય છે કે, 'જમાઈ તથા જમને કદિ સંતોષ થતો જ નથી.' જુઓ તો ખરા, આ રત્નોએ પોતાની કાંતિથી ઘરની જમીનને ભાતભાતના રંગોથી રંગી નાખી છે.'

આટલું કહેવા છતાં ગુણસારનાં મનમાં કાંઈ બેસ્યું નહિ. તે વિચારવા લાગ્યો; 'આનું ભોળપણ જુઓ! નાહક્કની બોલબોલ કર્યા કરે છે'

ગુણસાર પોતાની સ્રીના વારંવાર કહેવાથી ભોજન કરતાં કરતાં ઉઠી પત્ની પાસે જઈને બોલ્યો; 'અરે મૂર્ખી! નાહક શા માટે ફૂલાય છે? તારા બાપે આપેલાં રત્નો કયાં છે? લાવ જો! તેના પ્રકાશથી તારા બાપની ઉદારતા કેવી છે તે તને બતાવું?'

સુભદ્રાએ કહ્યું, 'આવો આ ઓરડામાં; ખોટી બૂમો શું પાડો છો? રત્નોએ પોતાની કાંતિથી આખા ઘરને ઝળહળાવી મૂકયું છે.' કહીને તે પતિનો હાથ પકડી ઓરડામાં લઈ ગઈ.

હવે તેનો વારો આવ્યો. તેણે પતિને ત્યાં લઈ જઈને કહ્યું; 'જુઓ! જુઓ! કહો હવે! આપણા બેમાં કોણ મૂર્ખ?' શ્રેષ્ઠી જુએ છે તો રત્નોએ પોતાની કાંતિથી ઘરને રંગી દીધું હતું. તે અવસરે ગુણસાર વિચારવા લાગ્યો; 'અહો આવાં અગાઉ કદિ નહીં જોયેલાં રત્નો કયાથી?

આ તે શું સ્વપ્ન છે કે સાચી વાત છે? મેં તો કોથળીમાં પત્થરા નાંખ્યાં હતા અને આ તો જગતમાં રહેલા શ્રેષ્ઠ રત્નો દેખાય છે!'

આમ ઘડી બે ઘડી વિચાર કરતાં શેઠને પોતે આપેલ સાધુદાનનું સ્મરણ થયું, એટલે તેનું રહસ્ય તે સમજ્યો. પછી તેણે પોતાની સ્ત્રીને કહ્યું; 'પ્રિયે! આ કાંઈ તારા બાપનો મહિમા નથી, પણ બીજાજ કોઈનો મહિમા છે. આ સર્વ તો મુનિદાનનો પ્રભાવ છે. હે પ્રિયે! તેં કોથળીમાં ભાથું નાંખી આપ્યું હતુ, તે લઈને હું ચાલ્યો અને મુનિરાજનો યોગ મળતા તેમને ભાવપૂર્વક મેં વહોરાવ્યું.' એ રીતે પોતાનો પાછા ફરવા સુધીનો બધો વૃત્તાન્ત પોતાની સ્ત્રીને તે અવસરે ગુણસારે કહી સંભળાવ્યો.

છેવટે કહ્યું; 'હે ભદ્રે! તે દિવસે ઉપવાસના પારણાના સમયે મુનિદર્શન થતાં, મારાં હૃદયમાં જેવા ભાવ ઉલ્લાસને પામ્યા હતા, તેવા મારા આખા જન્મમાં તે કરતાં પણ વધારે સબળ નિમિત્ત ઉપસ્થિત થવા છતાં થયા નહોતા. તે અનુભવ તો હું, મારૂં મન અથવા તો એક શ્રી જિનેશ્વર ભગવાન જ જાણે છે. બે ત્રણ વાર જો આવા ભાવ આવે તો મોક્ષપ્રાપ્તિ પણ દુર્લભ ન રહે. અહો પ્રિયે! વારંવાર ઇચ્છા થાય છે કે એવો દિવસ ફરીને કયારે આવશે.'

આ પ્રમાણે પતિનાં વચનોને સાંભળીને સુભદ્રાને અતિશય આનંદ થયો, અને ભદ્રકભાવે તે પણ ધર્મબોધ

પામી, અને ધર્મરત્ન પ્રાપ્ત થતાં તે બન્નેનાં જીવનમાં સર્વ સાંસારિક સુખ તથા ધર્મ પણ વૃધ્ધિ પામવા લાગ્યા. ગુણસાર શેઠ તથા તેની સ્ત્રી સુભદ્રા છેવટ સુધી ધર્મનું આરાધન કરી, શ્રી જૈનશાસનની ઉન્નતિ કરી સમાધિ પૂર્વક મરણ પામી ચોથા દેવલોકમાં મિત્રદેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં અવતરી તેઓ મોક્ષનાં સુખને પામશે.



## ૩. : કૃપણ શિરોમણી વિશ્વભૂતિ :

આ પ્રમાણે આગમમાં વર્ણવેલ વિધિ અનુસાર ધર્મનું આરાધન કરનારને આ ભવ તથા પરભવમાં પ્રબળ પુણ્યના ઉદયથી ધર્મ કરવાની ઇચ્છા અખંડ રહે છે. કર્મની ગતિ વિચિત્ર હોવાથી કદાચ પાપકર્મ ઉદયમાં આવતાં સાંસારિક સુખ નાશ પામે છે, પરંતુ ધર્મ કરવાની ઇચ્છા તો નાશ પામતી જ નથી. તે તો ઉલ્ટી વધ્યાજ કરે છે. તથા મિથ્યાભાવથી અથવા નિયાણું વગેરે કરવાથી વિરાધેલ ધર્મપ્રવૃત્તિ કર્મની નિર્જરાને માટે થતી નથી, અને તેથી પાપાનુબંધી પુણ્યનો બંધ થાય છે. ને તે ઉદયમાં આવતા વિષય તેમજ કષાયો પ્રબળથાય છે, અને ધર્મ કરવાની ઇચ્છા તો થતી જ નથી. તે માણસ જેમ જેમ નવાં પાપ કરતો જાય છે, તેમ તેમ પૂર્વના પાપાનુબંધી પુણ્યથી લક્ષ્મી વગેરેની વૃદ્ધિ થાય છે, અને કોઇ વખત ધર્મ શ્રવણ કરવાથી કે સાધુ મહારાજના ઉપદેશથી ધર્મ કરવાની તેને ઇચ્છા થાય છે, તો પણ તે જીવ ધર્મ કરી શકતો નથી. અંતરાય કર્મના

યોગથી ઊલટો તે દુઃખમાં પડે છે. અને તે દુઃખથી પેદા થયેલી દાનાદિ ધર્મ કરવાની ઇચ્છા નાશ પામે છે. જો પાછી ધર્મ નહિ આચરવાની ઇચ્છા કરે છે તો તે દુઃખ નાશ પામે છે.

આ પ્રમાણે પૂર્વે ધર્મ વિરાધનાર માણસનું પુણ્ય, પાપની વૃદ્ધિ કરનારૂં જ બને છે, તેને અંગે વિશ્વભૂતિ બ્રાહ્મણની કથા આ પ્રમાણે છે :

ક્ષિતિપ્રતિષ્ઠિત નગરની બાજુના સન્નિવેશમાં વિશ્વભૂતિ નામનો બ્રાહ્મણ રહેતો હતો. પૂર્વ ભવે સચિત કરેલ અજ્ઞાન કષ્ટરૂપ લૌકિક ધર્મનાં ફળ તરીકે પાપાનુબંધી પુણ્યના ઉદયથી તે જે જે ધંધો કરે તેમાં ઘણો લાભ તેને થતો. તેણે પાંચ રૂપિયાનો નફો ધાર્યો હોય, તેમાં પચ્ચીશ રૂપિયાનો નફો આવીને ઉભો રહે. વધારે તો શું પણ જ્યાં ખોટ જશે એમ ધાર્યું હોય ત્યાં પણ લાભ થાય.

આ પ્રમાણે ધંધો કરતાં તે લાખો રૂપિયાનો ધણી થયો, પરંતુ પ્રકૃતિથીજ તે બહુ લોભી હોઇને કોઇને કાણી કોડી સરખી પણ આપતો નહિ. અરે ! દાનની વાત માત્રથી પણ તે ગુસ્સે થતો. ઘેર પણ ધાન્ય સોંઘું અને હલકું જોઇને જ લાવતો અને હલકી કિંમતના તથા જાડા કપડાં જ તે પહેરતો. હંમેશા તેલ જ ખાતો. ઘી તો ફક્ત કોઇ મોટા દિવસે જ લાવતો અને તે વખતે પણ થોડું જ તે વાપરતો. પોતાના છોકરાઓ ભોજન કરતાં હોય ત્યારે તેમનાં તે કોળિયા ગણતો.

તેને ચાર છોકરા હતા. તેમને પણ હંમેશાં પોતાની હકુમત નીચે જ તે રાખતો. તેમને કોઈને સહેજ પણ સત્તા આપતો નહિ; પોતાનું કહેલું કામ જ કરવાનો તેમને હુકમ હતો. જો એમાં તે કાંઇ વધારે ઓછું કરે તો ઘરમાંથી તેમને કાઢી મૂકવાની ધમકી આપતો. મળી શકે તેવી એક કોડી માટે પણ તે માથું ફોડીને લીધે જ છૂટકો કરતો, તેટલું પણ તે જવા દેતો નહિ. સવારના પહોરમાં તેનું નામ પણ કોઇ લેતું નહિ. આવો કંજુસનો સરદાર તે હજારોનો વેપાર કરતો અને વ્યાજે પૈસા ધીરતો.

તે શહેરમાં દેવભદ્ર નામનો એક શેઠ રહેતો હતો. તે શેઠને વિશ્વભૂતિએ હજારો રૂપિયા વ્યાજે ધીરેલા હતા. કેટલોક સમય ગયા પછી એક દિવસ પાછલી રાતના તે વિશ્વભૂતિ ઘણા લોભથી ઉંઘ ઉડી જવાને લીધે પોતાના વ્યાપારના વિચારો કરતો કરતો ઉજાગરો કરતો પડયો હતો.

તેવામાં દેવભદ્ર શેઠને આપેલા પોતાના પૈસા અચાનક તેને યાદ આવ્યા; તેણે વિચાર કર્યો: 'અરે! દેવભદ્ર શેઠને ઘેર હજારો રૂપિયા મેં મૂકયા છે, અને ઘણો સમય થયા છતાં હજુ મેં તેમની સાથે ખાતાની ચોખવટ કરી નથી. ચડેલું વ્યાજ પણ લઇ આવ્યો નથી. માટે આજ સવારે તેને ઘેર જરૂર જઇશ, અને ચડેલ વ્યાજનો લેખ કરાવી લઇ, તે દ્રવ્ય મૂળ દ્રવ્યમાં ભેળવી ફરીથી ખાતું પડાવીને ઘેર આવીને પછી જ બીજા કાર્યમાં હું ગૂંથાઇશ.' આ પ્રમાણે પોતાનાં લોભી મનની મૂંઝવણમાં જાગતાં જ

તેણે આખ રાત પસાર કરી. સવાર પડતાંજ કપડાં પહેરી બજાર પાસે થઇને તે આગળ ચાલ્યો.

તે અવસરે બજારમાં બેઠેલા વેપારીઓ એક બીજાના કાનમાં વિશ્વભૂતિને જતો જોઇ ઘૂસપૂસ કરવા લાગ્યા, એકે કહ્યું; ''કાંઇક કૌતક બતાવું, જોવું છે ?

બીજાએ કહ્યું, 'વળી શું કૌતક છે ?' પેલાએ કહ્યું; 'જુઓ પેલો ગરીબ કંગાળ જેવો દેખાતો બ્રાહ્મણ જાય છે; ઓલો જોઇએ ! તેની પાસે કેટલું ધન હશે ?'

'એ બિચારા પાસે વળી શું ધન હશે ? ભીખ માંગીને બિચારો પેટ ભરતો હશે ? પૈસાદારના મ્હોઢાંનું તેજ તે કાંઇ ઢાંકયું 'રહેતું હશે ?'

'અરે ભાઇ! એની પાસે કેટલાય લાખ રૂપિયા છે, પરંતુ સારા પ્રસગમાં પણ તેનું નામે કોઈ લેતું નથી, એવો લોભીયાનો તે રાજા છે. ને કૃપણ શિરોમણિ તે છે.'

આ રીતની તેની વાત સાંભળી માથું ધૂણાવતા તે અજાણ્યા માણસને વિચાર આવ્યો; 'અહો અઢળક ધનના સ્વામી આ બ્રાહ્મણનું સ્વરૂપ તો જુઓ ! ધનને તે શું કરશે ? ધિકકાર છે, તેના અવતારને! બિચારો પામેલ મનુષ્ય-ભવને તે હારી જાય છે. આયુષ્ય પૂર્ણ થતાં ભાઇસાહેબ વિદય થઇ જશે. ધન તો અહિંજ પડયું રહેશે. ધન કોઇની સથે ગયું નથી, જતુ નથી, અને જવાનું પણ નથી.'

આ રીતે દુકાને દુકાને વિશ્વભૂતિને જોઇ લોકો વાતો કરતાં હતા. નગર બહુ મોટું હોવાથી મનમાં પોતાનાં

ધન સંબંધી વિચારો કરતો કરતો તે વિશ્વભૂતિ દેવભદ્ર શેઠને ઘેર પહોંચ્યો. ઘરના દરવાજે ઉભેલ દ્વારપાળે તેને રોકયો.

દ્વારપાળે તેને કહ્યું; 'અરે બ્રાહ્મણ! અહિં ઉભો રહે, હું મારા શેઠને પહેલા જણાવું.' આ પ્રમાણે કહી શેઠ પાસે જઈને તેણે કહ્યું; 'સ્વામી! કોઈ ગરીબ બ્રાહ્મણ આપને મળવા માંગે છે.'

દેવભદ્ર શેઠે કહ્યું; 'કોઈ દાન માગવા માટે આશા રાખીને આવ્યો હશે, તેને આવવા દે. શકિત છતાં માગનારને પાછો વાળવો તે મોટું પાપ છે, તેથી શકિત અનુસાર તેને આપીશું, તે બિચારાને પાછો વાળીશ નહિ; જા બોલાવ'

સ્વામીનો હુકમ મળતાં દ્વારપાળે વિશ્વભૂતિને કહ્યું; 'અંદર જા, શેઠ તને બોલાવે છે!'

વિશ્વભૂતિ મનમાં વિચાર કરવા લાગ્યો. 'આ મોટો અમીર તો જુઓ કે તે રાજદ્વારની માફક મને દ્વારમાંથી જ રોકે છે. વળી આ સેવકો બારણે ઉભા ઉભા શું કામના છે? શેઠ તો નકામા પૈસા ઉડાવે છે. અહિં! શું કાંઈ ચોરનો ભય છે? અથવા શું કાંઈ ધાડબાડ પડે તેમ છે કે આ બધાયને અહિં ઉભા રાખ્યા છે? આ પ્રમાણે અયોગ્ય રીતે પૈસા ઉડાવવાથી આ શેઠ થોડા દિવસમાં ચોકકસ ગરીબ થઈ જશે એમ લાગે છે.' આ પ્રમાણે વિચારતો તે વિશ્વભૂતિ અંદર દાખલ થયો.

તે ઘરના દરેક ચોકમાં ભાત ભાતની વિચિત્ર વેલવાળી, કાંઈ કાંઇ અદ્દભુત કારીગરીવાળી અને ઘણાં જ મોંઘા રેશમી કપડાઓથી ગુંથેલી, ચદરવાથી સુશોભિત અને ખીલેલા ફૂલ, કેદાર વગેરેથી ચિત્ર વિચિત્ર દિસતી દૃષ્ટિને આનંદ ઉત્પન્ન કરનારી શેત્રજીઓ તથા ગાલીચાઓ પાથરેલા હતા. ઘણા જ સુંવાળા તથા કોમળ અને શરીરના અવયવને ઉપકારક તથા આરામ આપે તેવા તકિયાઓ ત્યાં ગોઠવાયેલા પડ્યા હતા. ચારે બાજુની ભીતો ઉપર ચિત્ર વિચિત્ર સુર, અસુર, કિન્નર, વિદ્યાધર, હાથી, ઘોડા, હંસ. સારસ, મોર ચકોર, પારેવા, વનલતા ઇત્યાદિ ચિત્રો ચિતરેલા હતાં; અને ત્યાં સોના રૂપાના ખડીઆ તથા પાનદાનીઓ શોભતી હતી.

આ સર્વ વૈભવને જોઈને વિશ્વભૂતિ વિચાર કરવા લાગ્યો; 'અહો! આ તે કેવો શાહુકારીનો ડૉળ' કરનારો તથા નકામા પૈસા ઉડાવનારો છે. ખરેખર તદ્દન દેવાળીયા જેવો લાગે છે. આવી રીતે નિષ્પ્રયોજન ધન ઉડાવવાથી તેનાં ઘરમાં લક્ષ્મી કેટલો વખત રહેવાની હતી? આ તો થોડાજ વખતમાં પુષ્કળ ખર્ચ કરી ગરીબ થઇ જશે. અને લોકોને પછી કઇ રીતે પૈસા ચૂકવવાનો હતો? આવી ઉડાઉ વ્યવસ્થા તો રાજદ્વારમાં શોભે કે જ્યાં સ્વાભાવિક રીતે જ લક્ષ્મી તણાઇ આવે છે. સામાન્ય માણસને તો વ્યાજબી સ્થળે પૈસો વાપરવો સારો. મારાં ભાગ્યના ઉદય હશે કે મને આવી મતિ ઉત્પન્ન થઇ, માટે હવે તો આની પાસેથી મારૂં મૂળ ધન વ્યાજ સાથે લઇ બીજા કોઇ કરકસરથી રહેનારા માણસનાં ઘેર હું મૂકીશ.'

આ પ્રમાણે વિશ્વભૂતિ ઘરનાં બારણામાં ઉભો ઉભો વિચાર કરતો હતો, તે વખતે દેવભદ્ર શેઠે તેને દીઠો, એટલે શેઠે આસન ઉપરથી ઉઠી એકદમ સામે આવીને કહ્યું 'આવો મહારાજ! આવો! આપનાં પગલાં આ બાજુ કરો! આ આસનને આપ દીપાવો!' આ મુજબ શિષ્ટાચાર કરી દેવ-ભદ્ર શેઠે પોતાનાં આસનની પાસે તેને બેસાડયો. તે બ્રાહ્મણ ગુણ વિનાનો તથા કંજુસ છતાં પૈસાવાળો હોવાથી આટલું માન પામ્યો.

કહ્યું છે કે; 'ધનવાન માણસ કૃપણ હોય તો પણ લોકો તેની સેવા કરે છે. મેરૂ પર્વત સોનાનો હોવાથી તેની આસપાસ સૂર્ય આદિ ગ્રહો ફરે છે, જો કે મેરૂ તેમને કશું જ આપતો નથી.'

પછી ખુશી ખબર પૂછી દેવભદ્ર શેઠે વિશ્વભૂતિને આવવાનું કારણ પૂછતાં તેણે કહ્યું; 'અગાઉ મેં તમને પૈસા ધીર્યા છે, હમણાં મારે તેનું કામ પડયુ છે, માટે તે લેવા હું આવ્યો છું. મને મારા પૈસા વ્યાજ સાથે આપો.'

શેઠે કહ્યું; 'બહુ સારૂં, હિસાબ કરીને વ્યાજ સાથે તમારૂં સર્વ ધન ખુશીથી લઇ જાઓ.' આ પ્રમાણે કહી પોતાના મુનિમને બોલાવીને દેવભ કહ્યું, 'આ મહારાજને તેમનાં ધનનો હિસાબ આપશો. કોડીની ભૂલ થવા ન દેશો, કારણ કે આ બ્રાહ્મણને હું દેવા યોગ્ય છું, લેવા યોગ્ય નથી.'

પછી મુનિમે ચોખ્ખો હિસાબ કરીને તે બધું વિશ્વભૂતિને વાંચી સંભળાવી તેની આગળ તેનું ધન મૂક્યું અને તે વિશ્વભૂતિએ લીધું.

પછી શેઠે કહ્યું; 'મહારાજ, હવે તો પાછલો દિવસ પણ થોડો જ બાકી રહ્યો છે. તમારૂં ઘર દૂર છે, અને ધન લઇને પહોંચતાં રાત પડી જશે. રાતના વખતે ધન સાથે લઇને જવું એ યોગ્ય નથી. માટે રાત તો અહિં જ રહો, સવાર થતાં આપ સુખેથી સીધાવજો. હાલ તો ઇચ્છાનુસાર ભોજનની સામગ્રીનો સ્વીકાર કરો અને અમારા ઘર નજીકના બગીચામાં રસોઇ કરીને અમને પાવન કરો.'

શેઠની વાત સાંભળી વિશ્વભૂતિ મનમાં રાજી થયો, એને મનમાં થયું; 'ચાલો, ધન પણ મળ્યું ને ઇચ્છાનુસાર ભોજન પણ પ્રાપ્ત થયું.'

દેવભદ્રના માણસો વિશ્વભૂતિને બગીચામાં લઇ ગયા, અને ત્યાં તેની ઇચ્છાથી પણ અધિક લોટ, ઘી, સાકર, દાળ, ચોખા, દૂધ વગેરે સર્વ સામગ્રી તૈયાર કરીને આપી. વિશ્વભૂતિ નાહી ધોઈ ભોજન તૈયાર કરતો વિચારવા લાગ્યો; 'મને એકલાને આટલી બધી સામગ્રી લાવીને આપી, આ પ્રમાણે આ શેઠ વગર વિચાર્યો ખર્ચ કરે છે, તેથી થોડા સમયમાં જ તે ગરીબ થઇ જવાનો, માટે મેં જે કર્યું તે સારૂં જ કર્યું છે.'

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેણે રસોઇ કરી અને પોતાની ઇચ્છા પ્રમાણે ભોજન કર્યું. પછી ચાર ઘડી રાત જતાં દેવભદ્ર પાસે આવીને તે ઉભો રહ્યો. શેઠે પણ પોતાના સેવકોને આદેશ કરી દીધો કે, 'ઘરના ઉપલા માળમાં મારાં શયનગૃહમાં મારી બાજુમાં એક મોટો પલગ

તૈયાર કરી આ મહારાજને સૂવાની વ્યવસ્થા કરજો !' તેઓએ તે પ્રમાણે કર્યું, એટલે શેઠે બ્રાહ્મણને કહ્યું કે, 'આપ દૂરથી આવતા હોવાથી થાકી ગયા હશો, માટે ઉપર જઈ આપ શાંતિથી નિદ્રા લ્યો. મારો વખત થતાં હું સૂવા આવીશ અને તે વખતે આપણે હૃદયની વાતો એકાંતમાં કરીશું;' વિશ્વભૂતિ 'બહુ સારૂં' એમ કહી ઉપર ગયો.

વિશ્વભૂતિ ઉપર જઈ શય્યામાં બેઠો બેઠો ચારે બાજુ જોવા લાગ્યો. તો શયનગૃહ દેવના વિમાન સરખું જોઈને ફરી પાછો તે આશ્ચર્યચકિત બન્યો. પલંગ ઉપર ફુલથી ગૂંથેલી જાળી નાંખેલી હતી, તેના ઉપર સોનેરી તાંતણાઓથી ગૂંથેલી જાળી હતી. તેમાંથી ચંદ્રનાઉદય સમયનો દેખાવ દીપી રહ્યો હતો, ભીંતો ઉપર પુરૂષના જેવડા આરિસાઓ ચારે બાજુ શોભા આપતા હતા, અભરાઈઓમાં જુદા જુદા દેશમાં ઉત્પન્ન થયેલાં, આશ્ચર્યથી ચકિત કરી નાખે તેવાં, રાજગૃહમાં પણ ન સંભવે તેવાં, સોના–રૂપાનાં તથા લાકડાના અતિશય કલા કૌશલ્યથી બનાવેલા અને ચિત્તને પ્રમોદ આપે તેવાં રમકડાઓ દેખાતાં હતા. ચારે બાજુએ કૃષ્ણાગુરૂ, અમ્બર, મૃગમદ, તુરૂષ્ક વગેરે ધૂપના સુગંધી દ્રવ્યો રૂપાના ધૂપિયામાં નાખેલ હોવાથી તેના ધુમ્રવડે ઓરડો બહેક બહેક થઈ રહ્યો હતો; આ, ચન્દન, અત્તર વગેરે વસ્ત્રો ઉપર લગાવેલા હોવાથી તેની સુગંધ ચારે બાજુ પ્રસરી રહી હતી. ત્યાં ચોતરફ સોના રૂપાના ફૂલની છાબ, થાળ, વાસણો પડેલાં જોઈને વિશ્વભૂતિનાં હૃદયમાં ભારે દુખ થવા લાગ્યું.

તેને વિચાર આવ્યો; 'અહો આ દેવભદ્ર શેઠની મૂર્ખતા તો જુઓ ! શા માટે તે નકામો આ પ્રમાણે હજારો રૂપિયાનો વ્યય કરતો હશે ? આ બધી શોભા શા કામમાં આવવાની હતી ? વેચાતી લેવા જતાં જે ચીજનાં ભાવ બેસે છે, તેનો ચોથો ભાગ પણ પાછા વેચવા જતા હાથમાં આવતો નથી. ઘણા પૈસા ખરચતાં આખો શેર ધૂપ મળે, તેને અગ્નિમાં નાંખી રાખ કરવાથી હાથમાં શું આવે ? આ ફૂલના ઢગલા સવાર પડતા નાખી દેવાને યોગ્ય થઈ જશે, આ મોટા કાચો કોઇની સાથે સહેજ પણ અથડાતાં કટકે કટકા થઈ જતાં વાર નહિ લાગે, અને ત્યાર પછી તેની કાણી કોડી પણ કોઈ આપતું નથી. મૂર્ખ માણસ હાથે કરીને પોતાનાં ધનનો આમ નાશ કરે છે.'

આ પ્રમાણે બળતરા કરતાં જાગતાં વિશ્વભૂતિને ચોથા ભાગની રાત ગઇ, એટલે દેવભદ્ર શ્રેઠી સૂવાને આવ્યા. તેમણે વિશ્વભૂતિને જાગતો જોઈ તેને બોલાવ્યો અને પૂછ્યું; 'કેમ, હજુ પણ જાગો છો કે ? નિદ્રા કેમ નથી આવતી ?'

'ચિંતાથી.'

'તમને વળી કોની ચિન્તા લાગી ?'

'તમારી'

'વળી મારી એવડી મોટી ચિંતા તમને શાથી થઇ પડી ?'

'ધન નાશ કરનારા તમારા આચરણો જોઇને.'

'મારા તેવાં કયાં આચરણો છે ?'

'તમે નકામો પૈસાનો વ્યય કરો છો. આ ફૂલો છે તે ફક્ત એક પહોર જ ભોગવવા યોગ્ય રહેશે, પછી તો તે નકામા જ થઇ પડવાનાં.' ઈત્યાદિ પહેલાં ચિંતવેલ સર્વ બાબત વિશ્વભૂતિએ દેવભદ્ર શ્રેષ્ઠીને કહી બતાવી, અને વધારામાં કહ્યું; 'તમારે માટે જ મને ચિંતા થાય છે કે આમ પૈસા ઉડાવતાં તમારી શી સ્થિતિ થશે ?'

દેવભદ્ર શેઠે તેની વાત સાંભળી અને હસીને વિશ્વભૂતિને કહ્યુ; 'મહારાજ ! તમારા જેવા વૃદ્ધ, શાસ્ત્રના જાણવાળા અને હેય ઉપાદેયના જ્ઞાનવાળાને આવો વિભ્રમ વળી ક્યાંથી થયો ? જુઓ ! સાંભળો ! પૈસો આપણા બળથી ટકે છે કે ધર્મના બળથી ? જો આપણા બળથી ટકતો હોય તો આ સંસારમાં સર્વ મનુષ્યો ધનની ઇચ્છાવાળા છે, અને ઘણા લોભી પણ છે, હંમેશા સાચવી સાચવીને ખર્ચ કરતાં પણ તેમના ઘરમાં લક્ષ્મી સ્થિર નિવાસ કરીને રહેતી હોય તેમ દેખાતું નથી. ધર્મબળથી મેળવેલી લક્ષ્મી ધર્મમાંજ ઊલટી વૃદ્ધિ પામે છે. વાપરવાથી જેમ જળથી ઉગેલ ઝાડ ફરીને જળ પાવાથી વધે છે, તેમ પૂર્વ જન્મમાં કરેલ પુણ્યના બળથી પ્રાપ્ત થયેલી લક્ષ્મી ફરીફરીને પુણ્ય કરવાથી જ વધે છે. જેમ જળથી સિંચેલ વૃક્ષ તો અખંડ રહે છે, અને ફળો આવેલા હોય છે, તે ઉપભોગમાં લેવાય છે, તેવી રીતે ભોગ વગેરે ધર્મરૂપી વૃક્ષનાં ઉગેલાં ફળો છે. તેને વિવેકપૂર્વક ઉપયોગમાં લેવા છતાં ધર્મ તો અખંડ

રહે છે. વળી જેવી રીતે કૂવાનું પાણુ કાઢવા માંડીએ તો ખૂંટતું નથી, ઉલ્ટું ન કાઢીએ તો તેની આવક બંધ થઇ જાય છે, તેવી જ રીતે ધર્મથી પ્રાપ્ત કરેલી લક્ષ્મી દાન તથા વિવેકપૂર્વક અનાસકિતથી ભોગમાં વાપરવાથી ક્ષય પામતી જ નથી, ઊલટી વધ્યા જ કરે છે. સર્વ ધર્મ શાસ્ત્રોમાં આ રીતે એક સરખી વાત જ કહેલી છે. આપણે શાસ્ત્રકારોથી કાંઇ વધારે વિદ્વાન નથી. તેથી તમારે ધર્મને મુખ્ય સમજવો અને ભોગસુખને તો આનુષંગિક ફળરૂપ સમજવા. માટે ખોટા વિચાર કરવા છોડી દઇ તમે ધર્મમાં જ સ્થિર બનો! જેથી તમારૂ કલ્યાણ થાય.' આ પ્રમાણે કહી દેવભદ્ર શેઠ પોતાની શય્યામાં સૂતા અને તેમને તરતર જ ઉંઘ આવી ગઇ.

વિશ્વભૂતિને દેવભદ્રની આ વાત સાંભળીને શંકા થઈ; તેણે વિચાર્યું કે 'ધર્મ તથા પુણ્યથી લક્ષ્મી વધે છે, તે તો ખરેખર સર્વ શાસ્ત્રથી સંમત છે, તેને પણ ખોટું કેમ કહેવુ ? તેમજ વળી ખર્ચવા માંડે તો કુબેરના ભંડાર પણ ખાલી થઈ જાય તે પણ ખોટું કેમ સમજવું ?' આ પ્રમાણે વિચાર કરતાં તેની મૂઝવણમાં તેને અડધી રાત ગઇ.

એ સમયે ત્યાં એક સુંદર નવયૌવના સ્ત્રીને દ્વાર ઉઘાડીને ઘરમાં આવતી તેણે દીઠી, તે સ્ત્રીએ બધા અલંકારો સજેલા હતાં, તથા તેનું રૂપ ખરેખર દિવ્ય હતું.

તે સ્ત્રીને જોઇને વિશ્વભૂતિએ વિચાર્યું; 'અરે ! આ શેઠ મોઢે ધર્મ ધર્મના બણુગાં ફુંકે છે, અને કામ તો આવાં કરે છે! શુ તે પરસ્ત્રીગમન કરતો હશે ? આ કોઈ

અગાઉથી સંકેત કરી રાખેલ પારકી સ્ત્રી જણાય છે. કારણ કે આની સ્ત્રીને તો હું ઓળખું છું, આ કાંઇ તે સ્ત્રી નથી. આ તો કોઇ પારકી જ સ્ત્રી છે. આ શેઠ માસાહસ પક્ષી જેમ બોલવામાં 'સાહસ ન કરો' એમ બોલે, અને પોતે સિંહના ફાડેલા મોઢામાં દાંતોમાં ભરાયેલા માંસને ખોતરે, એમ આ શેઠ માસાહસ પક્ષી જેવો જણાય છે; તો આનાં વચનમાં વિશ્વાસ કેમ રાખવો? પણ હવે જોઉં તો ખરો કે આ સ્ત્રી શા માટે આવી છે અને શું કરે છે? મારી મર્યાદા તો રાખે છે કે નહિ? કે બન્ને જણા નિર્લજ્જ છે. ચાલ, કૌતુક તો જોઉ.'

વિશ્વભૂતિ આ પ્રમાણે વિચારે છે, તેટલામાં તો પેલી સ્ત્રી દેવભદ્ર શેઠના પલંગની ચારે બાજુ ભમી અને તેના ઉત્તરીય વસ્ત્રનો છેડો ધૂપીયામાં પડેલો જોઇ એકદમ તેણે ઉપાડી લીધો. અને હાથવડે ચોળી તેને બૂઝવી નાંખી તેને પલંગમાં સરખો ગોઠવી દીધો. ત્યાર બાદ ધૂપીયાને દૂર મૂકયુ. આ પ્રમાણે બધુ ઠીકઠાક કરીને તે ત્યાથી પાછી વળી.

વિશ્વભૂતિએ આ જોઇને વિચાર્યું; 'આ સ્ત્રી કોઈ કારણથી આવી તો ખરી, પરંતુ શ્રેઠીને ઉઠાડયા નહિ. માત્ર પલંગની આસપાસ ફેરો ફરી મને જોઇને શરમાણી કે શું?' આમ વિચારતા પોતાના પલંગ પાસે થઈને તે સ્ત્રી જ્યારે પસાર થતી હતી, એટલે તે સ્ત્રીના વસ્ત્રનો છેડો પકડી લઇ વિશ્વભૂતિએ તેને પૂછયું; 'તું કોણ છે? શા માટે અહિં તું આવી છે? અને શા માટે જેવી આવી તેવી જ તું પાછી ચાલી જાય છે? શુ મારો તને અંતરાય નડ્યો?'

આવાં વચનોને સાંભળી રોષ સાથે તે બોલી; 'અરે મૂર્ખ શિરોમણી! બાલકની માફક આવું ધડા વગરનું શું બોલે છે? આ પુણ્યશાળી શ્રેષ્ઠીના ઘરની હું લક્ષ્મી છું, શ્રેષ્ઠીની સંભાળ લેવાને માટે હું આવી હતી. દરમ્યાન તેના વસ્ત્રોનો છેડો ધૂપિયામાં સળગતો જોઇ મેં બૂઝવી નાંખ્યો. તેમાં તને શી બળતરા થઇ પડી?'

વિશ્વભૂતિએ કહ્યું; 'મારા ઘેર પણ લક્ષ્મી પુષ્કળ છે, તો પછી મારી સેવા શા માટે તું નથી કરતી? મારી સંભાળ તો તું લેતી જ નથી, કેવળ આના ઉપર જ તારી આટલી બધી ભકિત શા માટે?

લક્ષ્મીએ જવાબ દીધો, 'હે નિર્ગુણીના રાજા! આગલા જન્મમાં શાસ્ત્રોમાં વર્ણવેલ વિધિથી, મન, વચન, કાયાની શુદ્ધિપૂર્વક દાન પુણ્ય કરવાથી આ શેઠે પુણ્યાનુબંધી પુણ્ય બાંધેલ છે. તેથી હું આ શ્રેષ્ઠીની તો કામ કરનારી દાસી છું, અને વિવેક સિવાય કેવળ અજ્ઞાન કષ્ટ સહન કરનાર પાપાનુબંધી પુણ્યવાળા તારી તો હું સ્વામિની છું. સમજ્યો! તું તો મારા દાસનો પણ દાસ છે. નોકર ઉપર તે વળી ભકિત હોતી હશે?'

'હે લક્ષ્મી! મારા તથા આનામાં આટલો બધો ભેદ તું શા માટે રાખે છે? આ તને શું આપી દે છે, અને હું તારૂં શું લૂંટી લઉં છુ? અમારા બન્નેમાં મનુષ્યત્વ એક સરખું હોવા છતાં તું આવો ભેદ રાખે છે, તને ઘટતું નથી, વળી હું તો પ્રયત્ન કરીને સાચવું છું અને આ શેઠ તો તને જેમ

આવે તેમ, જે તે સ્થાને ફગાવી દે છે. તે છતાં તું આના ઉપર પ્રેમ રાખે છે અને મારાથી મ્હોઢું મરડે છે, તેનું કારણુ શું તે કહે.'

આ વાત સાંભળીને લક્ષ્મીએ તેને જવાબ આપ્યો; 'હે અજ્ઞ! પાછળ બુદ્ધિ બ્રાહ્મણુ! તું સાંભળ શુધ્ધ શ્રદ્ધાવાન આ શેઠે વિનય, વિવેક, દયા, ન્યાય, હર્ષ, ઉલ્લાસ તથા લાગણીપૂર્વક, વિષ–ગરલઆદિ અનુષ્ઠાન રહિત તથા કોઇ જાતનું નિયાણું કર્યા વગર પૂર્વભવમાંશ્રી જૈન ધર્મનું આરાધન કર્યું હતું, અને તેથી તેને આવા અનુપમ ફળની પ્રાપ્તિ થઇ છે. વળી આ ભવમાં તે શેઠ દાન પુણ્યમાં સદા પૈસાનો વ્યય કરતો રહે છે, અને ધર્મ કરવામાં નિરંતર તે ઉપયોગ રાખે છે, જેમ સુગંધી પદાર્થો લગાડવાથી વસ્ત્રાદિ સુગંધી થાય, તે તેનું આનુષંગિક ફળ છે, તેવી રીતે આ ભોગો તેણે અગાઉ કરેલ ધર્માનુષ્ઠાનના આનુષંગિક ફળો છે. મને તેણે આગલા ભવમાં દૂષણ રહિત કરેલ ધર્મના પસાયથી પોતાની કરી લીધી છે. વળી આ ભવે દાન, પુણ્ય, વિનય, વિવેક, લજ્જા, દયા, સરળતા વગેરે ગુણોથી આ દેવભદ્ર શ્રેષ્ઠીની આધીનતામાં રહી હું તેની સેવા ભક્તિ કરૂં છું. કારણ કે, ભોગવવા યોગ્ય પદાર્થો, તથા સુંદર સ્ત્રી અને ભોગવવાની શક્તિ, તેમજ દાન આપવાની શક્તિ ઇત્યાદિ સંપત્તિ, શ્રી અરિહંત પ્રભુની આજ્ઞાપૂર્વક કરેલા તપનું ફળ છે.'

લક્ષ્મી ફરીથી વિશ્વભૂતિને કહે છે; 'વિશ્વભૂતિ! તેં તો પૂર્વભવમાં કેવળ દયા વિના તથા વિવેકહીનપણે અજ્ઞાન

કષ્ટ સહન કરી, પાપાનુબંધી પુણ્ય ઉપાર્જન કર્યું છે. તેવા પુણ્યના ઉદય સમયે લક્ષ્મી વગેરે ભોગ સામગ્રી મળે છે, પણ પાપ કરવાની બુદ્ધિ થાય છે. કારણકે દોષ સહિત સહન કરેલા કષ્ટના ફળમાં દૂષિત વૈભવ જ પ્રાપ્ત થાય છે. અને તેથી તે પ્રાણી આ સંસારમાં લોભવૃત્તિથી હેરાન થતો અસત્ય બોલતો અને પાપસ્થાનકોને સદા સેવતો હોવાથી તે સંપત્તિનો સદુપયોગ કર્યા સિવાય કે ભોગવ્યા સિવાય નરકમાં જાય છે. કદાચ સાધુ પુરુષોના સદુપદેશથી દાન આપવાની તે આત્માને ઇચ્છા થાય, તો પણ તેને કાંઇને કાંઇ અંતરાય આવી પડે છે, અને પરિણામે ઉત્પન્ન થયેલી તેની દાન આપવાની બુદ્ધિ પણ નાશ પામે છે. તેને અંગે એક દૃષ્ટાંત હું તને કહું છું, તે તું સાંભળ!'

'પૃથ્વીમંડનનગરમાં એક બહુ જ લોભી, દયાશૂન્ય, ધનની બહુ જ વાંછના કરતો તથા અધિકાર માટે અતિશય ઝંખના રાખતો લોભદત્ત નામનો માણસ હતો. તે એક વખત ઘણું કષ્ટ સહન કરીને એકધ્યાને ત્યાંના રાજાની સેવા કરતો હતો. ઘણા દિવસે રાજાએ જાણ્યું કે, 'આ માણસ મારી સેવા કરે છે, અને મારા માટે બહુ કષ્ટ સહન કરે છે. માટે સેવાના ફળરૂપ આને કંઇક અધિકાર મારે આપવો જોઇએ, પરંતુ આને કયો અધિકાર આપવો?'

પોતાની ચતુરાઇ તથા બુદ્ધિથી વિચાર કરતાં રાજાએ પોતાનાં મનથી નિર્ણય કર્યો કે, 'લોભદત્ત સેવા કરવામાં તો ચતુર છે, પરંતુ લોભી અને નિર્દય છે, માટે આને

તો કોઠારી જ બનાવવો, કારણકે લોભી હોવાથી પૈસા જેમ આવે તેમ ઉડાવશે નહિ, તેમજ નિર્દય હોવાથી જેને આપવાનું હશે તેને પણ જલ્દી આપશે નહિ. માટે આને એ અધિકાર જ આપવો. આના જેવો યોગ્ય બીજો કોઇ જણાતો નથી.' આમ વિચાર કરીને તે રાજાએ લોભદત્તને પોતાના રાજભંડારનો કોઠારી બનાવ્યો.

લોભદત્ત કોઠારી બન્યા પછી રાજા જેને ધન આપવાનું કહેવરાવતો તેને ધન તો ન આપતો પણ ઊલટો તેને મુશ્કેલીમાં નાંખતો અને તે લોકો રાજા પાસે તેના દોષ તથા અવર્ણવાદ બોલવા જાય, તો રાજા ઊલટો તે બધા ઉપર ગુસ્સે થતો. જે કોઇ રાજા પાસે તે કોઠારીના દોષ પ્રગટ કરવા આવતા તે રાજાની રોષ ભરેલી દૃષ્ટિ જોઇને મૂંગા જ થઇ જતા અને કશું બોલતા જ નહિ; વળી તે કોઠારી કેટલાકને થોડું આપી આખી રકમમાં સહી કરાવી લેતો. આમ બહુ સમય ચાલ્યું, તેથી બધા અધિકારીઓ તેના દુશ્મન થઇ ગયા.

એક દિવસ રાજ્યના અધિકારીઓને ઘેર ગાડીઘોડા જોઇને કોઠારીએ વિચાર્યું કે, 'હું પણ એક અમલદાર જ છું, માટે હું પણ એક ગાડી ખરીદી ભારે ઠાઠમાઠ સાથે બજારમાં ફરવા નીકળું.' આ પ્રમાણે વિચાર કરીને એક ઘોડાગાડીમાં બેસી તે ભારે ઠાઠમાઠથી બજારમાં નીકળ્યો, તેને ઘોડાગાડીમાં બેઠેલો જોઇને બધા અધિકારીઓ અંતરમાં ગુસ્સે થયા. અને ખિન્ન બન્યા.

એક દિવસ બરાબર સમય જોઇને તે બધા અધિકારીઓ ભેગા થઇને રાજાને કહેવા લાગ્યા; 'સ્વામી! આ માણુસ તો આપનો ખજાનો જેમ આવે તેમ ઉડાડે છે.'

આ વાત સાંભળી રાજાએ તેને બોલાવીને પૂછ્યું; 'શા માટે અમુકને તેં મેં કહેલુ દ્રવ્ય હજુ આપ્યું નથી!' એટલે કોઠારી તેના દોષો ઉઘાડવા લાગ્યો કે; 'આ તો બહુ ખાઇ જાય છે, તેને વળી દેવું શું?' આવાં ખોટા બ્હાનાં સાંભળી રાજા બોલ્યો કે,' 'આ માણુસ તો જેને આપવાનું હોય તેને પણુ આપતો નથી, માત્ર લોભ કરે છે. આ કોઇને પણુ દાદ શું આપતો હશે? દરેકને દુઃખી જ કરતો હશે.'

તે સમયે પ્રસંગ ઠીક આવ્યો છે જાણી બધા ત્યાં બેઠેલાઓએ પણુ પોતે તેની વિરૂધ્ધમાં હેરાન થયેલા હોવાથી સાક્ષી પૂરી, તેથી ગુસ્સે થયેલા રાજાએ તેનું સર્વ જપ્ત કરી લઈને તેને દેશનિકાલ કર્યો.'

દેવભદ્ર શેઠની કુલલક્ષ્મી વિશ્વભૂતિને કહે છે કે; 'માટે હે બ્રાહ્મણુ! તેં પણુ દયારહિત તથા વિવેકશૂન્ય થઇ દોષ સહિત કષ્ટથી તપ કરી કર્મ પરિણુામ રાજાની સેવા કરેલી હોવાથી તેણે તને લક્ષ્મીનો (મારો) કોઠારી બનાવ્યો છે. માટે તું ધન સાચવનારો હોવા છતાં જો દાન અથવા ભોગથી ધન ઉડાવી દઇશ, તો હું તથા કર્મપરિણુામ રાજા તારા ઉપર ગુસ્સે થઇશું. આ રીતે કેવળ કોઠારીની જેમ

ધનનો સાચવનાર તું મારો કયો સદુપયોગ કરવાનો હતો? માટે દેવભદ્ર શેઠ સાથે તારી તુલના શી રીતે થઈ શકે?'

લક્ષ્મીનું આ પ્રમાણે બોલવું સાંભળી જવાબમાં વિશ્વભૂતિએ કહ્યું; 'હું સમજ્યો, હવે મારે તને કેમ સ્થિર કરવી તેનું રહસ્ય સમજાયું. ભલે મારૂં પાપાનુબંધી પુણ્ય હોય, પરંતુ હું મારી લક્ષ્મીનો સ્વામી છું. અને તે ક્ષય ન થાય ત્યાં સુધી તો તું મારાં ઘેર છો, પછી મારે શી ચિન્તા? આજ સવારે જ દાન તેમ જ ભોગથી હું તને મારી દાસી બનાવી દઈશ.'

'તારૂં મોઢું તો જો!! મજુરોને ઉપાડવા આપેલાં ધનનુ પોટલું મજુરનુ થયું સાંભળ્યું છે કે? અરે મૂર્ખ-શિરોમણિ! પૂર્વ જન્મમાં કરેલા શુદ્ધ ધર્મથી તથા પુણ્યાનુબંધી પુણ્યના પ્રભાવે દાનભોગાદિ તું કરી શકે, તે સિવાય તું કાંઈ કરી શકે નહિ. સમજ્યો ને! જો કદાચ ઉદ્ધત થઈને તું દાન-ભોગ વગેરેમાં પૈસા વાપરવા જઈશ. તો હું તારા નવે અંગે ડામ દેવરાવીશ તે પણ ચોક્કસ સમજજે.' 'લક્ષ્મીએ કહ્યું.

'મેં ઉપાર્જન કરેલું ધન હું ખરચું તેમાં મને રોકી રાખનાર તું કોણ છે? ઊલટું મારી કીર્તિરૂપ શોભામાં વધારો થશે.'

'આવી ઈચ્છા કદિ પણ ન કરતો. કારણ કે તારૂં કર્મ જે રીતે છે, તેથી વિપરીત તારાથી કાંઇ જ ન થઇ શકે.

ત્રણ જગતના આધાર તથા ત્રણ જગતનો નાશ કે રક્ષણ કરવાને સમર્થ અને અનન્ત બળના સ્વામી શ્રી તીર્થંકર ભગવાન પણ કર્મના ઉદયને અનુકૂળ પ્રવૃત્તિ જ કરે છે. તેઓ પણ ભોગનો ઉદય હોય ત્યાં સુધી તેને ભોગવીને જ પછી વ્રત અંગીકાર કરે છે. તે માટે તું તે એવડો મોટો કોણ કે તારા કર્મને પલટાવી શકે? તો શું કર્મને પ્રતિકૂળ થઇને તું દાનભોગ કરી શકવાનો હતો? તુ તે રીતે જો કરીશ તો ધ્યાન રાખજે કે હું તને નવે અંગે ડામ દેવરાવીશ.'

'જા જા. તું તારૂં કામ કર.'

'એમ છે! ત્યારે તુ પણ દોડી પહોંચ અને તને ઠીક લાગે તેમ કર.' આટલું બોલી લક્ષ્મી ચાલી ગઈ.

હવે પલંગમાં સૂતો સૂતો વિશ્વભૂતિ વિચારવા લાગ્યો; 'સવારે અમુક ધન લઇને આ દેવભદ્ર શેઠ જે રીતે દાન તથા ભોગ કરે છે, તેથી પણ વધારે દાન તેમ જ ભોગમાં હું ખરચવા માડીશ. દેવભદ્ર શેઠ કરતાં પણ મારી પાસે વિશેષ ધન છે, દેશ દેશાન્તરમાં મારી કીર્તિ ફેલાય તેવું હવે તો હુ કરીશ.' આમ વિચારમાં ને વિચારમાં તેની બાકીની રાત્રિ પસાર થઈ ગઇ.

સવારના દેવભદ્ર પાસેથી પાંચ હજાર રૂપિયા લઈ એક મજુર પાસે ઉપડાવી તે બજારમાં ગયો. ત્યાંથી ઘણા પૈસા ખરચીને સુંદર નવાં કપડાં વેચાતાં લઇને તેણે પહેર્યાં,

તથા દ્રવ્ય ખરચીને આભૂષણો લઇ તેણે પોતાના શરીરને સુંદર રીતે શણગાર્યું.

વળી રસ્તામાં જતાં ગરીબ, અથવા જે કોઇ દીન યાચક મળે તેને મુટ્ઠી ભરીને ભરીને તે દાન આપવા લાગ્યો, યાચકો પણ તેનાં દાનને જોઇને આશ્ચર્ય પામી બોલવા લાગ્યા; 'ભારે નવાઈની વાત છે, કે આજ તો વિશ્વભૂતિ બ્રાહ્મણ દાન આપવા નીકળી પડયો છે.!' લોકો પણ ટોળે મળી મળીને બોલવા વાગ્યા; અરે ભાઇ!, દોડો દોડો! તમને કૌતુક દેખાડું. જુઓ! આજ તો વિશ્વભૂતિ મહારાજ દાન આપવા નીકળી પડયા છે.'

આ પ્રમાણે દરેક મોટા રસ્તામાં લોકોના ટોળેટોળા મળી આશ્ચર્ય પામતા હતાં, તેવામાં કોઈ ઘણા પરિચયવાળા માણસે દાન આપતા વિશ્વભૂતિને જ પૂછયું; 'અરે વિશ્વભૂતિ! તને આજે શું થયું છે? કોઇ દિવસ અગાઉ ન દીધેલ દાન દેવાની ઇચ્છા વળી તને કયાંથીથઇ આવી?'

વિશ્વભૂતિએ કહ્યું; 'ભાઇ! આટલા દિવસો તો મિથ્યાજ્ઞાન તથા ઉલટી સમજણમાં ગયા. હવે મને શાસ્ત્રનો પરિચય થતાં સાચું રહસ્ય સમજાયું. દાન તથા ઉચિત ભોગ સિવાય લક્ષ્મી નરકમાં લઇ જનારી તથા બંને લોકથી ભ્રષ્ટ કરનારી થાય છે, માટે હું દાન દઉં છું.'

આ વાત કોઇ માણસે આવીને વિશ્વભૂતિના દિકરાઓને કહી; 'અરે ભાઇ! તમારા પિતા તો આજ બહુ

દાન દેવા મંડયા છે !' તેઓએ જવાબમાં કહ્યું; ' ભાઇ શું અમારી મશ્કરી કરો છો કે ? અમારા કોઇ પાપના ઉદયથી અમારે ત્યાં કૃપણતાનો સંબંધ બંધાયો છે, પણ શું થાય ? દાન કે ભોગ માટેનો આવો સુંદર યોગ છતાં અમારે તો દરિદ્રતામાંજ રહેવું પડે છે. વળી વધારામાં તમે મશ્કરી કરીને શા સારૂ અમને બળતાને વધારે બાળો છો ?'

'ના, ના, અમે જોઇનેજ આવીએ છીએ.' આ રીતે કહ્યું અને તેઓ ગયા, એટલે પછી તરતજ બીજા કોઇએ આવીને પણ તે પ્રમાણે કહ્યું, વળી તે પ્રમાણે જ ત્રીજા પાસેથી પણ સાંભળીને વિશ્વભૂતિના પુત્રો તેમજ ઘરનો સર્વ પરિવાર ત્યાં આગળ જઇને જુએ છે, તો જેવું સાંભળ્યું હતું, તે મુજબ વિશ્વભૂતિને બધું દાનમાં આપી દેતાં જોઇને, તેઓએ તેને કહ્યું; ''બાપુ! નકામો ખરચ શા માટે કરો છો ?' 'હે પુત્રો ! મેં હમણાંજ જાણ્યું કે લક્ષ્મી નરકમાં લઇ જનારી છે, માટે ઇચ્છાનુસાર ઉચિત ભોગ ભોગવો તથા દાન આપો. આટલો વખત મેં નકામો ગાળ્યો અને તમારા આનંદમાં પણ આડખીલી જેવો થયો; માટે હવે તો દ્રવ્ય લો અને તમારી ઇચ્છા પ્રમાણે સુખ ભોગવો.' વિશ્વભૂતિએ પોતાના પુત્રોને કહ્યું.

આ પ્રમાણે બોલતાં અને મુઠ્ઠીઓ ભરી ભરીને દાન દેતા તેને જોઇને સર્વ સગાં સંબંધી તથા બીજા શહેરીઓએ વિચાર્યું; ' ચોકકસ આના શરીરમાં ભૂત પેઠું છે, અને તેના પરિણામેજ તે આમ ઢંગધડા વગરનું બોલે છે, અને પૈસા

ઉક્ષવે છે, માટે આને ઘેર લઈ જઈ કાંઈક મંત્ર તંત્રાદિ કરીને સ્વસ્થ કરવા જોઈએ.'

ત્યાર પછી પાધા ભેગા થઇને ઘેર લઇ ગયા ત્યાં તે પોતાની સ્ત્રીને પણ તે પ્રમાણેજ કહેવા લાગ્યો; 'અરે મૂર્ખિ! આવો રાંક વેશ તું કાઢી નાંખ ને સુંદર વસ્ત્રો તથા ઘરેણાં પહેર.' તે સ્ત્રી તો ચકિતજ થઇ ગઇ કે, 'તેઓ આવું અસંબધ્ધ આ શુ બોલી રહ્યા છે?'

તે વખતે કોઇ ડાહ્યા માણસે આવીને કહ્યું; 'આને ક્યાં તો ભૂત વળગ્યું છે અથવા વાયુની વિકૃતિ થઇ છે, માટે છાનામાના નવ સળીઓને તપાવી તેના નવ અંગે એકી સાથે ડામ દઇ ઘો. એટલે તે સ્વસ્થ થઈ જશે, અને જો તેમ નહિ કરો તો તેની બુદ્ધિ ફરી જતાં મામલો હાથમાં નહિ રહે, માટે જલદી કરો.'

લોકોનું આરીતનું કહેવું સાંભળીને વિશ્વભૂતિના દીકરાઓએ નવ શળીઓ તૈયાર કરી. પછી સગાંવહાલાંએ તેને બરાબર પકડી રાખી એક સાથે નવે અંગે ડામ દઈ દીધા. પછી તેઓએ પૂછ્યું કે; 'આ પ્રમાણે કરવા છતાં જો ઠેકાણે ન આવે તો પછી શું કરવું?' તેના જવાબમાં પેલા સલાહ આપનારાઓએ કહ્યું કે, 'તો પછી બેડી નાંખી એક અંધારીઆ ઓરડામાં એકવીશ દિવસ સુધી ભૂખ્યો ને તરસ્યો રાખવો અને તેના ઉપર પહેરો રાખવો.'

આ બધું વિશ્વભૂતિએ સાંભળ્યું એટલે તેણે મનમાં વિચાર કર્યો, 'જે થવાનું હતું તે તો થયું. જો હજુ આવીને આવી હઠ હું ચાલુ રાખીશ, તો નાહક બેડીમાં પડીશ, દેવીનું

વચન મિથ્યા થતું જ નથી.' આ પ્રમાણે વિચારી વાચાળતા છોડી દઇને તે ખોટી મૂર્છામાં પડચો. ચાર ઘડી તે તે પ્રમાણેજ રહીને જાણે અચાનક જાગ્યો હોય તેમ તે પોતાનાં પુત્રોને પૂછવા લાગ્યો; 'અરે! આ બધા માણસો કેમ ભેગા થયા છે? મારી આંગળી તથા શરીર ઉપર આ ઘરેણાંઓ કય થી?'

'પિતાજી! તમારામાં ભૂત અથવા તો વાનો પ્રવેશ થયો હતો. બે હજાર રૂપિયા તો તમે નકામા ઉડાવી પણ નાંખ્યા.' આ પ્રમાણે સાંભળી વિશ્વભૂતિએ ખોટો હાહારવ કરી મૂકચો 'અરે મેં આ શું કરી નાખ્યું; આટલા બધા રૂપિયા કયાંથી મળશે?' આ પ્રમાણે તેને પશ્ચાત્તાપ કરતો જોઇને બધાએ વિચાર્યું; 'હવે ઠેકાણે આવી ગયા!' ત્યાર પછી તેણે પહેલાની માફકજ રહેવા માંડયું.

આ ઉપરથી ખરેખર સમજી શકાય છે કે, 'દાન દેવું કાંઈ સુલભ નથી. જો પુણ્યાનુબંધી પુણ્ય કર્યું હોય તોજ તેના ઉદય સમયે દાન દેવાની ઇચ્છા થાય છે, નહિં તો થતીજ નથી. માટે ભવ્ય પુરુષોએ સુપાત્રદાન દેવામાં આદરવાળા થવુ કે જેથી પુણ્યાનુબધી પુણ્ય બંધાય, જે ભાગ્યશાળી આત્મા, ઉત્સાહ પૂર્વક ઉદારતાથી સમસ્ત રાજ્ય-લક્ષ્મીના મૂળ કારણભૂત સુપાત્રદાન દે છે, તેવો આત્મા ધન્યકુમારની જેમ જગતમાં પ્રશંસા કરવા યોગ્ય સ્થાનને મેળવે છે. વળી જે સત્વ વગરના માણસો દાન દઇને પાછળથી પશ્ચાતાપ કરે છે, તેઓ બીજા ભવમા તે ધન્યકુમારના મોટા ભાઇઓની માફક દરિદ્રી થાય છે. અને દુઃખ પામે છે.

## ૩. ધન્યકુમાર : બાલ્યકાળ :

આ ભરતક્ષેત્રના દક્ષિણ વિભાગને વિષે કલ્યાણ, લક્ષ્મી, ઋધ્ધિ, સિદ્ધિ, તથા મહત્તાનાં એક સ્થાન સમાન શ્રી પ્રતિષ્ઠાનપુર (હાલ પેઠણ તરીકે પ્રસિદ્ધ છે.) નામનું ભવ્ય શહેર હતુ. તે શહેરની પાસેથી ગોદાવરી નામે નદી વહેતી હતી.

કવિ કલ્પના કરે છે કે, 'ગોદાવરી નદીમાં સુવર્ણ તથા રત્નો પહેરીને ન્હાવા આવતી અને જળક્રીડા કરતી સ્ત્રીઓના કંઠમાંથી સરી પડતાં રત્નો નદીનાં પ્રવાહ દ્વારા તણાઈને દરિયામાં ભળી જતાં હોવાથીજ દરિયાને લોકો રત્નાકર કહેતા હશે એમ હું ધારૂં છું.'

એ શહેરમાં મહાકાન્તિ તથા ગુણોથી શોભતો જિતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો. શત્રુઓ ભયથી તથા મિત્રો પ્રતિથી તેની આજ્ઞામાં રહેતા હતા. તે રાજાની તરવારરૂપી મેઘમાં અન્ય મોટા મોટા રાજારૂપી પર્વતો ડૂબી જતા હતા. પર્વત જેવા મોટા રાજાઓ તેનાં તેજરૂપ સમુદ્રમાં નિમગ્ન થઇ જતા હતા.

લોકો જિતશત્રુ રાજાને ચાર રૂપે જોતા હતા. તે આ પ્રમાણે; 'વડિલ વર્ગ તેના વિનય વગેરે ગુણોથી તેને બાળક સમજતા, શત્રુઓ શૌર્યાદિ ગુણોથી તેનામાં સાક્ષાત્ યમનાં દર્શન કરતા, પ્રજાજનો ન્યાયનિષ્ઠાદિ ગુણોનાં કારણે તેને રામ જેવો માનતા અને યુવાન સ્ત્રીઓ તેનાં અસાધારણ રૂપથી તેને કામદેવનો અવતારજ સમજતી.'

યશથી ઉજ્વળ એવા નગરવાસી જનોમાં પોતાના નામ સમાન ગુણવાળો ધનસાર નામે શ્રેષ્ઠી તે નગરમાં વસતો હતો. તેની કીર્તિ વ્યાપારીની જેમ સ્પર્ધાથી જાણે દિશાઓમાં છવાઇ રહી હતી. લજ્જા, દયા ઇત્યાદિ ગુણયુકત તેનાં ચિત્તની સુંદરતાનું વર્ણન કરવું પણ અશકય છે. તેના હૃદયને વિષે જગતના નાથ શ્રી જિનેશ્વર ભગવાન સદા સર્વદા વસેલા હતા. આવો તે શ્રેષ્ઠી હમેશાં પ્રભુનાં ધ્યાનમાં લીન રહેતો હતો.

તે શેઠને દાન, શીલ ઇત્યાદિ ગુણોથી યુકત શીલવતી નામની સ્ત્રી હતી. તે પોતાનાં કુળની મર્યાદા જાળવી રાખી ઘરનો ભાર વહન કરતી હતી. અસ્થિ મજ્જાની જેમ તેનું હૃદય શ્રી જૈનધર્મ પ્રત્યે અનુરાગવાળું હતું. રૂપ સૌંદર્ય તથા નિર્મળ સ્વભાવમાં સ્વર્ગની સુંદરીઓ પણ તેની પાસે કશી જ ગણનામાં નહોતી.

આ રીતે સુખપૂર્વક ગૃહસ્થાશ્રમ ચલાવતાં તેમને ત્રણ પુત્રો થયા. તે ત્રણેયના અનુક્રમે ધનદત્ત, ધનદેવ તથા ધનચન્દ્ર નામ પાડયાં. આ ત્રણે દાન, માન તથા ભોગ વગેરે

ગુણોથી યુકત હતા. તે ત્રણેને અનુક્રમે ધનશ્રી, ધનદેવી તથા ધનચન્દ્રા નામની સ્ત્રીઓ સાથે પરણાવ્યા. તેઓ સુખમાં કાળ વ્યતીત કરવા લાગ્યા.

ધનસાર શેઠ પોતાના પુત્રોને સમર્થ જોઇને ઘરનો ભાર તેમના ઉપર મૂકી ધર્મકરણીમાં વિશેષ જોડાયા હતા. ચાર ઘડી રાત્રી હોય ત્યારે બ્રાહ્મ્ય મુહૂર્તમાં ઉઠી સમસ્ત શ્રુતના સાર રૂપ શ્રી પંચપરમેષ્ઠી નમસ્કાર મંત્રનો જાપ જપતા હતા. બન્ને વખત (સવારે ને સાંજે) પ્રતિક્રમણ તથા ત્રણે કાળ શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા વિધિપૂર્વક તેઓ કરતા હતા.

દિવસ તથા રાત્રી મળીને સાતવાર ચૈત્યવંદનો તેઓ કરતા હતા અને દર વર્ષે તીર્થયાત્રા તથા રથયાત્રા ભારે આડંબર સહિત કરતા હતા. યથાયોગ્ય અવસરે સુપાત્રદાન તથા અનુકંપાદાન આપી દાન ધર્મનુ તે ધનસાર શેઠ શકિત મુજબ પોષણ કરતા હતા. આ પ્રમાણે ધર્મમાં એકતાન થઇને ગૃહસ્થધર્મનો તેઓ નિર્વાહ કરતા હતા.

વધતી જતી લક્ષ્મીવાળા તથા ઇચ્છાનુસાર સાંસારિક સુખ ભોગવતા તે દંપતીને ચોથો પુત્ર થયો. તે બાળકનું નાળ દાટવા જમીન ખોદી ત્યારે દ્રવ્યથી ભરેલો ચરૂ નીકળી આવ્યો. ધનસાર શેઠ તે નિધાનને જોઇને વિચારવા લાગ્યા કે, ‘ આ બાળક કોઇ અસાધારણ પુણ્યશાળી જણાય છે, કારણ કે જન્મ થવાની સાથેજ તે અસાધારણ લાભનુ કારણ થયો છે, માટે આ બાળકનું નામ ગુણનિષ્પન્ન ધન્યકુમાર રાખવું.’

પાંચ ધાત્રીઓથી પોષાતો તે ધન્યકુમાર બીજના ચંદ્રમાની જેમ સૌભાગ્યમાં તથા શરીરમાં અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. પિતાનું હૃદય તે પુત્રને જોતાં નવા નવા મનોરથો બાંધવા લાગ્યું.

ક્રમશઃ તે બાળક આઠ વર્ષનો થયો એટલે માતાપિતાએ શુભ દિવસે. શુભ શુકને મોટા મહોત્સવપૂર્વક તેને કળા શિખવાને માટે વિદ્યાગુરૂ પાસે પાઠશાળામા મૂકયો. પૂર્વ પુણ્યના પ્રભાવથી ધન્યકુમારે બહુજ સહેલાઇથી બધી કળાઓ ગ્રહણ કરી. શિક્ષક તો તેના માટે ફક્ત સાક્ષીરૂપજ થયા. શાસ્ત્રરૂપી પર્વતપર ચડવામાં નિસરણી જેવું શબ્દશાસ્ત્ર તો ધન્યકુમારે મોઢેજ કરી નાંખ્યુ. પ્રમાણાદિ ન્યાય વિષયમાં તે સર્વથી કુશળ થઇ ગયો. શૃંગારસના શાસ્ત્રોમાં રહસ્ય તથા અર્થનો તે જાણનારો થયો. કાવ્યકળામાં પોતાની બુદ્ધિથી પૂર્વ કવિઓના કરેલા કાવ્યોમાં દોષ તથા ગુણો તે બતાવવા લાગ્યો. તેની બુદ્ધિ નિર્મળ હોવાથી સાહિત્યમાં અવસરોચિત વાત કરતાં તે કદિ છેતરાતો નહિ.

પુરાણ ગ્રંથોમાં પણ તેની બુદ્ધિ ઝળકી નીકળવા લાગી. જ્યોતિષ શાસ્ત્ર બરાબર સમજેલ હોવાથી ગ્રહ તથા નક્ષત્રેની સમજુતી તે બરાબર આપી શકતો હતો. કુશાગ્ર બુદ્ધિવાળો હોવાથી વાદવિવાદમાં જલદી તે જવાબ આપતો હતો. સમશ્યાઓનો તો તે સાંભળવા સાથેજ ઉત્તર આપતો. જુદી જુદી લિપિઓ વાંચવામાં તે કદિ સ્ખલના પામતો નહિ. લીલાવતી ઇત્યાદિ ગણિત શાસ્ત્રમાં તે અસાધારણ

જ્ઞાન તેને હોવાથી તે રાજસભામાં જતો ત્યારે રાજાને પણ પ્રિય થઈ પડતો. દેવતાની ભક્તિ કરવામાં તે અડગ ધૈર્ય-વાળો હતો.

અનુક્રમે બાલ્યવયનું તે અતિક્રમણ કરી યુવતીઓને ક્રીડા કરવાનાં વન રૂપ યૌવનવયને તેણે પ્રાપ્ત કરી, તેનાં જન્મથી આરંભીને ધનસાર શ્રેષ્ઠીના ઘરમાં ચારે બાજુથી ધન ધન્યાદિ લક્ષ્મી વધવા લાગી હતી, તેથી તેનો પિતા લક્ષ્મીની વૃદ્ધિ જોઇને નીતિ શાસ્ત્રના નિયમથી વિરૂદ્ધ હોવા છતાં ગુણથી આકર્ષાઇને હજારો માણસો પાસે તે ધન્યકુમારનાં વખાણ કરતો હતો

નીતિશાસ્ત્રમાં કહ્યુ છે, 'ગુરૂની સ્તુતિ સામે કરવી, મિત્ર તથા બાંધવોની પાછળ કરવી; દાસ કે સેવકની કાર્યની સમાપ્તિ બાદ કરવી, પુત્રની તો કરવીજ નહીં, અને સ્ત્રીની સ્તુતિ મૃત્યુ પામ્યા પછી કરવી.'

આમ છતાં પણ શેઠ તો કહેતા; 'જે દિવસથી આ પુત્રનો જન્મ થયો છે, તે દિવસથી જાણે મંત્રથી આક-ર્ષાઇને આવતી હોય તેમ ચારે બાજુથી લક્ષ્મી મારાં ઘરમાં વધતીજ જાય છે. આ પુત્રના ગુણો બધા શહેરવાસી જનોનાં ચિત્તને ચોરનારા છે. કોઈ નિપુણ માણસોથી પણ તેની ગણ-તરી થઇ શકે તેમ નથી. પૂર્વ જન્મના કોઇ શુભ ભાગ્યના ઉદયથી મારાં ઘેર કલ્પવૃક્ષનો પુત્રરૂપે જન્મ થયો જણાય છે.'

આ પ્રમાણે બહુ પ્રકારે જેમ જેમ તે ધનસાર શેઠ પોતાના ન્હાના પુત્ર ધન્યકુમારના ગુણોનું વર્ણન કરવા લાગ્યા,

તેમ તેમ તેના મોટા ત્રણે ભાઇઓ તે સહન ન કરી શકવાથી ઇર્ષ્યાથી બળવા લાગ્યા. બળતા હૃદયના કોપરૂપી અગ્નિમાં સ્નેહરૂપી તેલનું બલિદાન કરીને તેઓએ પોતાના પિતા ધનસારને એક દિવસે કહ્યું;

'પિતાજી ! અમે જુદી જુદી જાતના કરિયાણાથી ભરપૂર વહાણો ભરીને જાણે સમુદ્રના મત્સ્યો હોઇએ, તેમ વારંવાર સમુદ્રમાં મુસાફરી કરીએ છીએ. તેમજ વાર વાર દેશ પરદેશમાં રખડીએ છીએ, સાહસ કરીને અનેક વસ્તુઓથી ભરપૂર ગાડા સાથે ન વીંધી શકાય તેવા અરણ્યોમાં રખડીએ છીએ, રસ્તામાં ટાઢ તડકો સહન કરીએ છીએ, ઉન્હાળાના તડકામાં ખેતીનો આરંભ કરાવીએ છીએ, બજારમાં દુકાને બેસીને વ્યાપાર કરીએ છીએ, અનેક વ્યાપારીઓને ઉધારે દ્રવ્ય અથવા કરિયાણા દઇએ છીએ, અને હંમેશા તેના હિસાબ કરવાનું કષ્ટ સહન કરીએ છીએ. ત્યાર પછી પાછા તેમના ઘેર વારંવાર આંટા ખાઇને ઉઘરાણી કરીએ છીએ, ભાત ભાતની યુક્તિ પ્રયુક્તિથી ધન લાવી કુટુંબનો નિર્વાહ કરીએ છીએ, વળી રાજ્યના અધિકારી વગેરેને ધીરેલ ધન કેટ-કેટલી કળાઓ કરીને પાછુ મેળવીએ છીએ.'

'આ પ્રમાણે અનેક ઉપાયો કરીને અમે પૈસા પેદા કરીએ છીએ, છતાં એવા અમારા કષ્ટની અવગણના કરીને તમે ધન્યકુમારની જ વારવાર પ્રશંસા કરો છો. પણ જૂઓ, હજુ સુધી તો તે લજ્જાહીન રમત ગમત પણ છોડતો નથી; વ્યાપાર વગેરે ઉદ્યમ તો બાજુ પર મૂકીએ, પરંતુ ઘરમાં

જ્ઞાનવાળો બન્યો. વ્યાધિનું નિદાન કરવું; ચિકિત્સા કરવી તથા રોગનું મૂળ કારણ શોધી કાઢવું વગેરે વૈદ્યક ક્રિયાઓમાં નિઘંટુ વગેરે શાસ્ત્રોના અભ્યાસથી તે પ્રખ્યાત થયો. સર્વ ઔષધના તથા યોગના પ્રયોગમાં તે અમ્નાયને સમજનારો થયો વાતો હાસ્ય, કટાક્ષ કરવામાં પોતાની અસાધારણ શકિતથી તે સામા માણસને તરતજ નિરૂત્તર કરી નાંખતો. રહસ્ય ન સમજી શકાય તેવા શ્લોકોનું નિરાકરણ તે ઝટ કરી નાંખતો. (સમજાવી શકતો)

નાટયગ્રંથ રૂપ કસોટી ઉપર પોતાની મતિરૂપ સુવર્ણ ઘસીને તેણે પોતાની બુદ્ધિ તેજસ્વી કરી હતી. અન્તર્ધ્યાન વગેરે વિદ્યાઓ તેણે કાળજી પૂર્વક શીખી લીધી હતી. ઔષધિ, રસ, રસાયણ અને મણિ વગેરેની પરીક્ષામાં તે જલદી ગુણ-દોષ કહી શકતો. મંત્ર, તંત્ર, જંત્ર વગેરે તે સંપૂર્ણપણે શીખી ગયો હતો. ચૂડામણિ ઇત્યાદિ નિમિત્તશાસ્ત્રો જાણે પોતે બનાવેલા હોય તેમ અસ્ખલિતપણે તે બોલી જતો. ઉત્તાલ એવી ઇન્દ્રજાળ વગેરે વિદ્યાઓનું રહસ્ય તે સહેલાઇથી સમજાવતો હતો. વસન્તરાજ વગેરે શુકનશાસ્ત્રનાં અધ્યયનથી પોતાની દષ્ટિયે કોઇપણ વસ્તુ પડતાંજ તેના ભૂત, ભવિષ્ય તથા વર્તમાનનું જાણે પોતાને જ્ઞાન હોય તેવું વર્ણન કરતો હતો. સંગીત અને છંદશાસ્ત્ર વગેરેનો નિર્ણય અને સવર્ણ, માન, તાલ, માત્રાનુભાવ અને પ્રસ્તાર વગેરેનું વર્ણન તે સ્પષ્ટ રીતે કરી શકતો હતો.

સુસ્વરનામકર્મના ઉદયથી તે ધન્યકુમાર સર્વમનુષ્યોને વશ કરી શકે તેવું ગીતગાન; લય, મૂર્છા તથા રસપૂર્વક

એવુ કરતો કે તેનાથી આકર્ષાઈને વનમાંથી હાથી તથા હરણીઆઓ પણ વગર શંકાએ માણસોથી ભરપૂર નગરમાં ચાલ્યા આવતા હતા હાથી ઘોડાની પરીક્ષામાં તથા તેમને કેળવવામાં તે ઘણોજ કુશળ થયો હતો. મલ્લયુદ્ધમાં તેનું રહસ્ય સમજી ગયો હોવાથી કળ અથવા બળથી મલ્લનો પરાજય કરવામાં તે કુશળ હતો. ધનુષ્ય વગેરે શસ્ત્ર વિદ્યાઓમાં પ્રવીણ થવાથી સામા યોદ્ધાને જલદીથી તે જીતી શકતો હતો. ચક્રવ્યૂહ, ગરૂડવ્યૂહ, સાગરવ્યૂહ વગેરે સૈન્યની રચના કરવામાં તે એવો કુશળ થઈ ગયો હતો કે સામો શત્રુ તેનો પરાભવ કરી શકતો નહીં.

ગાંધીના વ્યાપારમાં તે વિધવિધ કરિયાણાઓ ખરીદવામાં તથા વેચવામાં કુશળ થઇ ગયો હતો. ગંધ પરીક્ષામાં ઘણો ચતુર હોવાથી માત્ર ચીજો સુંઘવાથીજ અંદર શું શું છે તેની પરીક્ષા તે કરી શકતો હતો. વસ્ત્રના વ્યાપારમાં તે પવિત્ર બુદ્ધિવાળો થયો હતો. મણિ તથા રત્નના વ્યાપારમાં તેના ગુણ-દોષને તે સમજનાર હોવાથી તેને બધા પ્રમાણરૂપ સમજતા હતાં. મણિયારાના ધંધામાં જુદા જુદા દેશોમાં નીપજેલી ચીજોના ગુણ દોષ સમજી જઇને તે લેવામાં તથા વેચવામાં તે પ્રવીણ થયો હતો,

જુદા જુદા દેશના આચાર, વિચાર, ભાષા તથા માર્ગોનું જ્ઞાન હોવાથી તે સાર્થવાહ બની મુસાફરોને ઉત્સાહ તથા સત્વપૂર્વક ઈચ્છિત સ્થાને લઇ જતો હતો. સમયને સમજી શકનાર હોવાથી તથા કયા સમયે શું બોલવું તેનું બરાબર

રીતે પોતાનાં વસ્ત્રાદિને પણ ઠેકાણે મૂકવાનું કામ તે કરતો નથી, કિસાણ વગેરે કરવામાં પણ તે ઉદ્યુક્ત થતો નથી, ઘેર આવેલ સારા માણસોને આદર સત્કાર આપતાં પણ હજુ તેને આવડતું નથી, તો પણ ધન્યકુમારની વારંવાર પ્રશંશા કરવાની તમારી અજ્ઞાનતાને અમે સમજી શકતા નથી; વળી ઘરનો ભાર સહન કરતાં એવા અમારી તમે નિંદા કરો છો; પરંતુ જે માણસ સારા નરસાનું પારખું કરી શકતો નથી, તે બધે ઠેકાણે હાંસીને પાત્ર થાય છે.'

'માટે હે પિતાજી! તમેજ અમને મોટા બનાવ્યા હતા અને હવે મોટા માણસો પાસે ધન્યકુમારના ગુણ ગાઇને તમેજ અમને નીચા બનાવો છો. જેવી રીતે ત્રાજવામાં એક પલ્લાને ભારે કરીએ તો બીજું સ્વયમેવ હલકું થઇજ જાય છે, તેવી રીતે ધન્યકુમારના ગુણ ગાઇને તેને મોટો (ભારે) બનાવવાથી અમે હલકા બની જઈએ છીએ. પિતાજી! જેમ બધા વૃક્ષોમાં સરોવરનું પાણી એક સરખું પહોંચે છે, તેવી રીતે તમારો સ્નેહ પણ સર્વ પુત્રોમાં એક સરખોજ હોવો જોઇએ, જેમ સર્વ મહાવ્રતો વિધિપૂર્વક એક સરખાં પાળવાથીજ મુનિ શ્રેષ્ઠ ગણાય છે, તેમ સર્વ પુત્રોમાં એક સરખાજ ગુણોની સ્થાપના કરવાથી સત્યાસત્યની પરીક્ષા કરી શકનાર માણસોમાં પિતા શ્રેષ્ઠ ગણાય છે'

'વળી હે પિતાશ્રી! શાસ્ત્રમાં પણ પુત્રની સ્તુતિ કરવાનો નિષેધ કર્યો છે. અને તે તો તમે કરો છો. માટે જે વાતનો શાસ્ત્રમાં નિષેધ કર્યો હોય તે વાતનો આદર કરવાથી

કદિ પણ યશ મળી શકે ખરો? મા-બાપે બહુ લાલન પાલન કરીને ઉચ્છૃંખળ બનાવી દીધેલો પુત્ર તો કુટુંબનો ક્ષય કરનારો થાય છે. લાકડામાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ શું લાકડાને નથી બાળતો? તેમ તમે ધન્યકુમારમાં શી અધિકતા જોઈ તથા અમારામાં શી ઓછાશ જોઇ કે હંમેશાં જાણે દેવતા હોય તેમ તેનાં વખાણ કર્યાજ કરો છો? હે તાત! પરસ્પર સ્નેહલતાને વધવા દેવાની તમારી ઇચ્છા હોય તો ધન્યકુમારનાં વખાણ કરવા રૂપી અગ્નિ હવે વારંવાર ન ચેતાવો, અને અમારા બધા ઉપર એક સરખી દૃષ્ટિ રાખો.'!

પોતાનાં પુત્રોના આવા શબ્દો સાંભળીને ગુસ્સે થયેલા તે પુત્રોને શાંત કરવા માટે ધનસારે કહ્યું; 'પુત્રો! તમે ડોળા પાણીના ખાબોચીયાની જેવામલિન આશયવાળા છો; તમારે સ્વચ્છ થવાને માટે મારી જેવાના વચન રૂપ કતક ફળની જરૂર છે. તેનો ઉપયોગ કરો, હે પુત્રો! હંસની માફક નિર્મળ બને પક્ષવાળા મને સાચું ખોટું બોલવાની મૂર્ખાઇ કરતો તમે કદિ જોયો છે ખરો? ગોવાળીઆથી માંડીને મોટા રાજા મહારાજાઓ સુધી સર્વ મનુષ્યોમાં મારી તુલના શકિતના વખાણ થાય છે, અને તે પ્રમાણે પરીક્ષા કરવામાં કુશળ એવા મે જેના જે ગુણો હતા તેના તેજ ગુણોના વખાણ કર્યા છે. જો ગુણવાન માણસના ગુણો ગાવામાં મૌન ધારણ કરીએ, તો તે પ્રાપ્ત થયેલી વચનશકિતને નિષ્ફળ કરવા જેવું છે, તેથી આ ગુણવાન પુત્રની નિષેધ કરાયેલી સ્તુતિ પણ હું કરૂં છું.'

'અરે પુત્રો! ધન્યકુમારના જન્મ પછી જેવી લક્ષ્મી આપણા ઘરમાં આવી છે તેવી પહેલાં નહોતી; તેથી ધન્યકુમારનેજ તેના કારણરૂપ હું સમજું છું. હે પુત્રો! જેમ ચંદ્રોદય સમુદ્રની ભરતીનું, જેમ સૂર્ય કમળને ખીલવાનું, જેમ વસન્ત પુષ્પને આવવાનું, જેમ બીજ અંકુરા ફૂટવાનું, જેમ વર્ષાદ સુકાળનું, તથા જેમ ધર્મ જયનું કારણ છે, તેમ આટલું પણ ચોક્કસ સમજજો કે, આપણા ઘરમાં લક્ષ્મી વધવાનું કારણ ધન્ય કુમાર સિવાય બીજું કાંઇજ નથી. એના જેવું ભાગ્ય તથા સૌભાગ્ય અને એના જેવી બુધ્ધિની નિર્મળતા તેના સિવાય બીજે કોઈ સ્થળે તમે જોઇ છે? પુત્રો! જો તમને મારાં વચનમાં વિશ્વાસ ન હોય તો હું આપું તેટલાં ધનથી વ્યવસાય કરી પોતપોતાનાં ભાગ્યની પરીક્ષા કરો. એક સરખો ઉદ્યમ એક સરખા ધનવડે કરવાથી પોતાના ભાગ્યાનુસાર ફળ મળે છે. પૂરા ભરેલા સરોવરમાંથી પણ ઘડો તો પોતાના માપ પૂરતું જ પાણી લઇ શકે છે.'



## ૪. ભાગ્યપરીક્ષા :

જેમ દરદી વૈદ્યે આપેલું પોતાને મનગમતું ઔષધ ખુશીથી સ્વીકારી લે છે, તે પ્રમાણે ધન્યકુમારના તે વડિલ બંધુઓએ પોતાના પિતાનુ કહેવુ સ્વીકારી લીધુ. એટલે શેઠે વ્યાપાર કરવાને માટે ચારે પુત્રોને ત્રણુસો સોનાના સિકકા આપીને કહ્યુ; 'હે પુત્રો ! આ સોનાના સિકકાથી જુદા જુદા દિવસે વ્યાપાર કરીને પોતાનાં ભાગ્ય પ્રમાણે મળેલ લાભથી આપણા કુટુંબને તમારે ભોજન આપવુ.'

પ્રથમ મોટો પુત્ર ધનદત્ત ત્રણુસો સોનાના સિક્કા લઇ વ્યાપાર કરવા ગયો; પરંતુ ઘણો પ્રયત્ન કર્યા છતાં પણ તેને સહેજસાજ લાભ મળ્યો, કારણ કે દરેક મનુષ્યને પોતાનાં કર્મનાં ઉદય અનુસારજ ફળ મળે છે, પ્રયત્ન પ્રમાણે મળતું નથી. પછી તેણે વ્યાપારથી મેળવેલા ધનથી ક્ષુધાને તોડવાને સમર્થ એવા વાલ તથા તેલ લાવીને પોતાના કુટુંબને ભોજન કરાવ્યું. બીજા દિવસે ધનદેવે પોતે કમાયેલ ધનથી ચોળા લાવીને કુટુંબને જમાડયું. ત્રીજે દિવસે ધનચંદ્રે પોતે લાવેલ

નફાથી જેમ તેમ કરીને કુટુંબને તૃપ્ત કરવા પ્રયાસ કર્યો.

ત્યાર બાદ ચોથા દિવસે કરોડો રૂપિયા કમાવાને તૈયાર થઇ ગયેલ ધન્યકુમારને પિતા ધનસા શેઠે પણ ત્રણસો સોનાના સિકકા આપ્યા, પછી જેમ અષાડ મહિનાનું વાદળુ જળ લેવાને માટે સમુદ્ર તરફ જાય છે, તેવી રીતે ધન્યકુમાર પિતાએ આપેલ સિકકા લઇને ધન કમાવાને માટે બજાર તરફ ચાલ્યો સારા શુકનથી પ્રેરાઇને ધન્યકુમાર એક મોટા પૈસાદાર ગૃહસ્થની દુકાને જઈને બેઠો. તે શેઠ પોતાના મિત્રે લખેલી નોકર સાથે આવેલી ચીઠ્ઠી નોકરનાં હાથમાથી લઈ છાનોમાનો ઉઘાડીને મનમાં વાચવા લાગ્યો.

તે પત્રમાં લખ્યું હતું, 'શ્રી પ્રતિષ્ઠાનપત્તન શહેરે, મહાશુભસ્થાને, પરમપ્રિય મિત્ર મહેશ્વર જોગ, સાર્થના સ્થાનથી તમારો સ્નેહી મિત્ર સુભદ્ર શ્રેષ્ઠી સ્નેહ તથા કુશળ સમાચાર પૂર્વક પ્રમાણ સાથે કહેરાવે છે કે, અહિં સર્વે કુશળ છે, તમારી કુશળતાના સમાચાર જરૂર મોકલતા રહેશો. હવે કામની વાત ઉપર આવીએ. મેઘ સમાન ફાયદાકારક એક સાર્થવાહ અગણિત કરિયાણાથી ભરેલાં ગાડાઓ લઇને તમારી તરફ આવે છે. વળી તે જ્યાંથી આવે છે, તે સ્થાનેજ પાછો જવા માંગે છે દરિદ્રતાનો નાશ કરવાને સમર્થ મોટા વ્યાપારીઓને યોગ્ય બહુ કરિયાણા તેની પાસે છે. ગમે તે કારણ હોય, પરંતુ તે સાર્થવાહ થોડા નામના જ લાભથી પણ પોતાના વતન જવા ઉત્સુક થઇ ગયો છે. માટે હે મિત્ર! તમારે તે સાર્થવાહ પાસે જલદી આવીને તેના

કરિયાણાનું મોટું કરી લેવાની જરૂર છે, તેથી તમને તેમજ મને ભારે લાભ થવાનો સંભવ છે. આ પ્રકારના ઘણા લેખો અગાઉ પણ મેં આપના તરફ લખી મોકલ્યા હતા. પરંતુ તમે એકનો પણ જવાબ આપ્યો નથી. કદાચ મારો એક પણ પત્ર સોનાના નિધાનની જેમ તમારા હાથમાં આવ્યો નહિ હોય. માટે હવે તો આને અંગે ઘટતું તાત્કાલિક કરજો.'

આ મુજબનો તેનો પત્ર વાંચી તેનો અર્થ વિચારી મૂર્ખની માફક સવારના પણ ભૂખ્યો થઇ ગયેલો તે શેઠ વિચારવા લાગ્યો, 'ભાગ્યથીજ પ્રાપ્ત થઇ શકે તેવી અગણિત ચીજો સહિત તે સાર્થવાહ નજીકમાં આવ્યો છે. પરંતુ વ્યાપારમાં ગૂંથાઇ ગયેલ બીજા અહીંના કોઇ પણ વ્યાપારીને તેની ખબર નથી. માટે ઘેર જઈ ભોજન કરી ચિત્ત સ્વસ્થ બનાવું ને પછી જાઉં. કારણ કે ચિત્ત સ્વસ્થ હોય ત્યારેજ બુદ્ધિ બરાબર કામ આપે છે, અને આ ખરીદી બુદ્ધિથીજ સારી રીતે થઇ શકે તેવી છે. માટે જમ્યા પછીજ ત્યાં જઇ સાર્થવાહને પ્રણામ કરી એકલો હુ જ તેની સર્વ ચીજો ખરીદી લઈશ. પછી વેચાતી લીધેલી એ ચીજોથી મને ભારે લાભ થશે. કારણ કે, આ શહેરમાં કોઇની દુકાને એવી કરિયાણાની ચીજો નથી.'

આવો વિચાર કરીને તે મહેશ્વર શેઠ તો પહેલાં પોતાનાં ઘેર ભોજન કરવા ગયો. સંસારમા આમ ભૂખ સર્વને વિઘ્નકર્તા બને છે.

દરમિયાન તેની દુકાન ઉપર બેઠા બેઠા ચોકખા ભોજપત્રપર લખેલા તે પ્રતિબિંબથી વંચાતા અક્ષરો હોશિયારીથી ધન્યકુમારે વાંચી લીધા અને તેણે વિચાર કર્યો; 'આ વિચાર કરવાની શક્તિ વગરના માણસની મૂર્ખાઇ તો જુઓ, અરે તેનો પોતાનો મિત્ર ખાસ ખાનગી રીતે તાકીદે જવાનુ લખી જણાવે છે, છતાં આ લેખ વાંચી તે ભોજન કરવા ગયો; વ્યાપારીને આવી બેદરકારી ન છાજે. હવે તે જમીને ઘેરથી પાછો આવે તે પહેલાં તે સાર્થવાહ પાસે જઈને હું તેની વેચવાની તમામ ચીજો મારા તાબામાં લઈ લઉં; કારણ કે દ્રવ્ય પ્રાપ્તિનું મૂળ કારણ ઉદ્યમ છે.'

આમ વિચાર કરી ધન્યકુમાર પોતાનાં ઘેર જઇને સુંદર વસ્ત્રાલંકાર સજી ઘોડેસ્વાર થઇ પોતાને યોગ્ય મિત્ર તથા સેવકોને લઈને તે તરત જ પેલા સાર્થવાહ પાસે જવા નીકળ્યો, તે અડધો ગાઉ લગભગ ગયો હશે, ત્યાં તો રસ્તામા તે સાર્થ તથા સાર્થવાહનો તેને ભેટો થયો. પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા પછી ધન્યકુમારે વેચવાની ચીજોની જાત તથા સંખ્યા વગેરે પૂછી લીધું. સાર્થવાહે ધન્યકુમારને બધી હકીકત કહી દીધી.

એટલે ધન્યકુમારે સાર્થવાહને તે ચીજો વેચાતી લેવાની પોતાની ઇચ્છા જણાવી. તે શેઠે પણ પોતાના હાથની સંજ્ઞાથી બીજા પોતાની સાથેના વ્યાપારીઓ સાથે ચોક્કસ કરી વેચવાની ચીજોની કિંમત કહી, એટલે ધન્યકુમારે તે કબુલ રાખી. ધન્યકુમારે તે ચીજો બરાબર છે કે કેમ તેસ્હેજ-સ્હેજ

હાથમાં લઈ આંખ ફેરવીને જોઇ લીધું, પછી તે બધી ચીજોનુ પાકું સાટું કરીને પોતાના તાબામાં લીધી. બધું ચોકકસ થયા પછી પોતાની મહોર તેના ઉપર કરી દઇને તે નિશ્ચિન્ત થયો.

આ બાજુ પેલો મહેશ્વરશેઠ પોતાનાં ઘેર જઈ ભોજન કરીને પેલા સાર્થની સ્હામે જવા માટે ઉત્સુક થઇ તૈયારી કરવા લાગ્યો. તેથી બીજા વેપારીઓ પણ સાર્થને મળવા ચાલ્યા. માર્ગમાં જતાં સાર્થનો મુખ્ય વ્યાપારી સાર્થ સાથે જ તેમને મળ્યો. અરસપરસ શિષ્ટાચાર પૂર્વક પ્રણામ કરીને મહેશ્વરે સાર્થના મુખ્ય શેઠને તેની ચીજો લેવાની પોતાની ઈચ્છા જણાવી.

તે સાંભળી હસીને તે સાર્થવાહે બધા વ્યાપારીઓને કહ્યું; 'તમારૂં કલ્યાણ થાઓ. પરતુ હવે હું શું કરૂં? મેં હમણાં જ મારી સર્વ વસ્તુઓ આ ધન્યકુમારને વેચી દીધ છે, અને મેં તેનો લેખ પણ લઇ લીધો છે, (બાનું પણ લીધું છે.) બધુ નક્કી થઈ ગયા પછી જો હું ફરી જાઉં તો મારી અપકીર્તિજ થાય.'

શેઠનાં મિત્રે પણ કહ્યું; 'મેં પહેલાંથી જ તમને ચીઠ્ઠી લખી મોકલી હતી. પરંતુ આળસુ થઈને તમે પ્રસંગનો લાભ ન લીધો. હવે તેમાં મારો શો દોષ? હવે તો ધન્ય-કુમારનેજ તમે હાથમાં લો! અને તેને યોગ્ય લાભ આપીને પણ જો આ ચીજો ખરીદી લેશો તો તમને મોટો લાભ મળશે.'

આ બધી વાતો સાંભળીને તે શેઠ ધન્યકુમાર પાસે જઇ કહેવા લાગ્યો; 'હે ભાગ્યશાળી! તમે ખરીદેલ ચીજો મને આપો અને નફાના એક લાખ સોનૈયા લો!, કે જેથી મારૂં અહિં આવવું સફળ થશે અને તમને વગર મહેનતે ધન મળશે, આ બધા શેઠિયાઓની લાજ રાખો, કારણ કે તેમ કરવાથી તમને ધન તથા યશ બન્નેનો લાભ મળશે, તેમજ વળી અમે તમારો ઉપકાર લાંબા વખત સુધી ભૂલીશું નહિ.'

ધન્યકુમાર આમ રોકડા લાખ રૂપિયા મળવાથી પોતાની ઇચ્છા પાર પડેલી છતાં મીઠાં વચનથી આ પ્રમાણે કહેવા લાગ્યો; 'ખુશીથી આ વસ્તુઓ સ્વીકારો; જો કે આ વસ્તુઓથી મને તો ઘણો લાભ છે. પરંતુ ભલે તમારી ઇચ્છા છે, તો લાખ સોનૈયાજ આપો. આપના જેવા વડિલનું વચન કેમ ઉત્થાપાય? કુળવાન માણસને વડિલનો વિનય જાળવવો તેજ યોગ્ય છે,' આ પ્રમાણે મીઠાં વચનથી તેમને રાજી કરી વેચાણનું ખત કરી આપી, લાખ સોનૈયા લઈને ધન્યકુમાર ઘેર આવ્યા. પિતાને પ્રણામ કરી તે ધન તેમની આગળ મૂકી દીધું, અને બનેલ સર્વ વૃત્તાન્ત ત્યાં કહ્યો.

ધન્યકુમારે ત્યારબાદ હજારો સોનૈયા ખરચી ભોજન સામગ્રી તૈયાર કરાવવા માંડી. રસોઇયાઓએ પણ જાતજાતની ચીજો મેળવીને તથા ઘણી જાતના મસાલા નાંખીને સરસ ભોજન તૈયાર કર્યું. પોતાની જ્ઞાતિના માણસો, સગાં વ્હાલાં

તથા મિત્રોને કુમારે નોંતર્યાં. તેઓ આવીને પોત-પોતાનાં આસન ઉપર જમવા બેસી ગયા.

સૌથી પહેલાં કુળની નાની બાળિકાઓ નારંગી સંતરા વગેરે મીઠાં ફળો તથા ખજુર, દરાખ, આલુ વગેરે મેવો પીરસી ગઇ. તે ફળો ખાતાં તથા ધન્યકુમારના ગુણનું વર્ણન કરતાં ઓરજ રસ તથા તૃપ્તિનો આનંદ તેઓ ભોગવવા લાગ્યા. ત્યારપછી સ્વાદિષ્ટ અને મનને ખુશ ખુશ કરી દે તેવા ભાતભાતની ચીજોથી બનાવેલા લાડુ આવ્યા; પછી ઘીથી ભરેલા, જાણે સ્વર્ગમાંથી ઉતરી આવેલ હોય તેવા ચંદ્રના મંડળ જેવા સફેદ સુગંધી ઘેબર લાવવામાં આવ્યા, તે સિવાય મધુર રસની ઇચ્છાવાળાને તૃપ્ત કરનાર, તેમજ ગળામાંથી પસાર થતાં ગટક ગટક એવો અવાજ કરતાં સફેદ પેંડા પીરસવામાં આવ્યા; વળી ગંગા કિનારે આવેલ રેતી જેવી સફેદ ખાંડથી મીઠો બનાવેલો અને શરીરમાં ઉત્પન્ન થયેલ ગરમીને શાંત કરી નાખતો શીખંડ પીરસાયો; આ બધું આવી ગયા પછી મીઠી ચીજોથી તૃપ્ત થઇ ગયેલ ઉદરવાળા આમંત્રિત ગૃહસ્થોની આહાર પચાવવાની શકિતની મંદતાનો નાશ કરનાર મીઠું, હળદર તથા મરચાં વગેરે દીપક ચીજો નાંખીને બનાવેલી ઉની ઉની પૂરીઓ પીરસવામા આવી, તેમજ બધા રસની મેળવણીથી તૈયાર કરેલ ખજુર વગેરે પીરસાણુ.

ત્યાર પછી સુગંધી, ઉજવળ, સુકોમળ તથા સ્નિગ્ધ

અને ખંડ અને કલમશાળી જાતના ચોખા, ખાવાની ઇચ્છા ઉદ્ભવ કરનાર મગ, તથા શહેરવાસી લોકોને ખુશ કરવા માટે પીળી તુવેરની દાળ પીરસવામાં આવી; તે સાથે બહુ જ સુગંધી ઘી તથા અઢાર જાતના શાક દરેકનાં ભાણામાં મૂકવામાં આવ્યા; તે સિવાય જમનારના હાસ્ય જેવા ઉજળા કરબા પણ પીરસવામાં આવ્યા.

આ પ્રમાણે જાતજાતની જમવાની ચીજોથી બધા સગા વ્હાલાંઓ આનંદથી જમ્યા. જમ્યા પછી સર્વને પાન, સોપારી, તાંબૂળ આપવામાં આવ્યું. ત્યાર પછી સગાં વહાલા તથા જ્ઞાતિના લોકો ધન્યકુમારનાં વખાણ કરતા કરતા પોતપોતાનાં ઘેર ગયા.

તે ઉપરાંત બાકી રહેલ દ્રવ્ય ખરચીને ધન્યકુમારે પોતાની ભાભીઓને માટે જાત જાતનાં ઘરેણાં કરાવ્યાં. તેમાં હાર, અર્ધહાર એક સેર, ત્રણ સેર, પાચ શેર, સાત સેર તથા અઢાર સેરવાળાં હાર તથા બીજા કનકાવળી, રત્નાવળી, અને મુકતાવળી વગેરે કેડ, ડોક, કાન, હાથ આદિમા શોભે તેવા ઘરેણાંઓ કરાવી તેમને આપ્યા.

ભાભીઓ બહુ ખુશી થઈને પોતાના દિયર ધન્યકુમારને કહેવા લાગી, 'દિયરજી! અમારા પૂર્વના કોઇ પ્રબલ પુણ્યથીજ તમારો જન્મ થયો લાગે છે, વાહ! કેવી અદ્દભુત તમારા ભાગ્યની રચના છે! કેવું અદ્દ્ભુત તમારૂં ભાગ્ય છે! ધનના મૂળ બીજ જેવા વ્યાપારમાં પણ તમારી કુશળતા

કેવી છે? અને બધી બાબતમાં કુશળ હોવા છતાં તમારામાં નમ્રતા કેટલી બધી છે? અહા! આટલી નાની વયમાં પણ તમારૂં સર્વ વર્તન એક ઠરેલ માણસને છાજે તેવું છે. દિયરજી! તમે દીર્ઘાયુષ્યવાળા થાઓ, ખૂબ આનંદ મેળવો, જય પ્રાપ્ત કરો, અમને પાળો, લાંબા વખત સુધી સગાં વ્હાલાંને આનંદનુ સ્થાન બનો તથા તમારાં સારાં ચારિત્રથી પોતાના વંશને પવિત્ર કરો.' આ પ્રમાણે ભાભીઓ પોતાના દિયરના વખાણ કરવા લાગી.



## ૫ : ગુણાનુરાગી અને ગુણદ્વેષી :

પોતાની સ્ત્રીઓથી કરાયેલી ધન્યકુમારની પ્રશંસા સાંભળી ધનદત્ત આદિ વડિલ ભાઇઓ ધન્યકુમારની વિશેષ ઈર્ષ્યા કરવા લાગ્યા. પિતાએ ઇર્ષ્યાયુકત તેમનાં વચનો સાંભળીને તેમને બોલાવીને આ પ્રમાણે કહ્યું; 'પુત્રો! ગુણી માણસોના ગુણોની અદેખાઇ કરવી તે ઉત્તમ પુરૂષોને યોગ્ય નથી.'

શાસ્ત્રમાં પણ કહ્યું છે; 'આગની જ્વાળામાં પોતાનાં શરીરને હોમી દેવું સારૂં, પરંતુ ગુણવાન પુરૂષોની સહજ પણ અદેખાઈ કરવી તે સારી નહિ.' ભાગ્યહીન પુરૂષો પુણ્યશાળી પુરુષની મહત્તારૂપ અગ્નિથી વારંવાર બળતા પોતે તે રસ્તે જવાને અસમર્થ હોવાથી પગલે પગલે સ્ખલના પામે છે, તથા નિંદા કરે છે. જેનાથી આ આખું જગત શોભે છે, તેવા ગુણવાન પુરૂષો તો દૂર રહ્યા, પરંતુ જેઓમાં ગુણોની અનુમોદના કરવાની શકિત હોય છે, તેવા પુરૂષો પણ ત્રણ જગતને વિષે પૂજાય છે. તે માટે ગુણોની અદેખાઇ કરવાથી તો પૂજ્ય હોય તે પણ અપૂજવાને યોગ્ય બને છે, અને ગુણોની પ્રશંસા કરનાર તેજ વિનાનો હોવા છતાં પૂજ-

ભદ્ર, મહાભદ્ર વગેરે ભિક્ષુપ્રતિમાદિ તપશ્ચર્યાઓ અનેક વખત કરી ચૂકયા હતા. આ પ્રમાણે તે શાસનનો ઉદ્યોત કરવાવાળા મહાન તપસ્વી હતા.

નિમિત્ત કહેવામાં સર્વથી કુશળ, નિમિત્તશાસ્ત્રના આઠે અંગો, હાથની ત્રણ રેખાની જેમ ભૂત, વર્તમાન તથા ભવિષ્યની બીનાઓ અમોઘ કહી શકનારા ત્રીજા સોમિલ નામના મુનિ હતા. તે સોમિલ મુનિ આઠ અંગ મધ્યે અંતરિક્ષ વિદ્યામાં–આકાશમાં દેખાતી શુભ અશુભ સૂચવનારી ચેષ્ટાઓ સંબંધી, ભૂમિ વિદ્યામાં–પૃથ્વીકંપ વગેરે કયારે થશે તે સંબંધી, અંગ વિદ્યામાં–ડાબી જમણી આંખ વગેરે ફરકવાના ફાયદા અથવા નુકશાન સંબધી અથવા જે અંગને સ્પર્શ કરીને પ્રશ્ન પૂછવામાં આવે તેના ફળાફળ સંબંધી. સ્વરોદયમાં સૂર્યનાડી કે ચંદ્રનાડી વહેવાની શી અસર થશે તે સબંધી, ચૂડામણિ વિદ્યામાં પૂર્વ જન્મના પાપ પુણ્ય સબધી, શુકનશાસ્ત્રમાં દુર્ગા વગેરે પક્ષીઓના સ્વર, ગતિ તથા ચેષ્ટા સંબધી, જ્યોતિષ શાસ્ત્રમાં ગ્રહોની ગતિ સંબંધી, સામુદ્રિક વિદ્યામાં પુરૂષ સ્ત્રીના સારા ખરાબ લક્ષણો સંબધી તથા ધૂમ ધ્વજ સિહ વગેરે આઠ આય સંબધી અને સ્વપ્ન શાસ્ત્રમાં શુભ અશુભ સ્વપ્ન સબધી જ્ઞાનવાળા હતા. આ પ્રમાણે આઠે પ્રકારના નિમિત્ત શાસ્ત્રમાં તેમનું કથન યથાર્થ–સત્ય પડતું. જેથી રાજા મંત્રી, ઇત્યાદિ સર્વને તેઓ પ્રતિબોધ આપી ધર્મ પમાડતા અને બોધ કરી શકતા હતા.

ચોથા કાલિક નામના મુનિ હતા. તેમણે દુષ્કર ધર્મકૃત્યો કરીને ત્રણ જગતને કાંટા સમાન પ્રમાદ રૂપી ચોરને વશ કર્યો હતો. ઇર્યાસમિતિથી આગળની ભૂમિને જોઇને ઉપયોગ પૂર્વક જાણે કે નરકના જીવોનો ઉદ્ધાર કરવાની ચિન્તાવાળા હોય તેમ નીચું મોઢું રાખીને ધીમે ધીમે ચાલતા હતા. બહુ કાળ પર્યંત વિનય વગેરે ઉપચારોથી મુખપાઠ કરેલ વિદ્યા વહી જવાની જાણે બીક લાગતી હોય તેમ મોઢું ઉઘાડીને બોલતા જ નહિ. તેઓ ભાષા સમિતિનો ઉપયોગ રાખતા, બહાર અથવા અંદરની રજની શંકાથી જાણે હોય તેમ પૂંજ્યા–પ્રમાર્જ્યા સિવાય પાત્રા, ઉપધિ ઇત્યાદિ લેતા કે મૂકતા નહિ. ધ્યાન રાખીને નિર્જીવ પવિત્ર ભૂમિ ઉપર તેઓ પરઠવતા. એ રીતે ગોચરી આદિમાં પણ ખૂબ જ ઉપયોગ રાખીને પગ મૂકતા.

સત્ય અને અસત્યામૃષા બે ભંગવાળા અને મધુર નિપુણાદિ આઠ ગુણવાળા તેમજ જિનેશ્વરની આજ્ઞાથી અબાધિત સત્ય વચનને જ તેઓ બોલતા અને સમ્યક્‌-શાસ્ત્રને અનુકૂળ મનોયોગ પૂર્વક સર્વ આચારો તે આચરતા. આમ પવિત્રતાના નિધાન જેવા તે મુનિ સર્વને પ્રશંસા કરવાને યોગ્ય હતા. પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિ રૂપી આઠે પ્રવચન માતાઓની તે હંમેશા આરાધના કરતા. આવા તે કાલિક મુનિ જૈન શાસનને દીપાવતા હતા.

ગુણ પારખી શકનાર ગુણાનુરાગી મનુષ્યો આ બધા મુનિવરોનો પૂજા સત્કાર જ્યારે વિશેષ કરવા લાગ્યા, ત્યારે

તેઓનો એ આદર-સત્કાર જોઇ ન શકવાથી રૂદ્રાચાર્ય હૃદયમાં બળવા લાગ્યા. ઈર્ષ્યાળુ માણસ કોઈને પણ ગુણોથી પૂજાતા તથા પ્રભાવ ફેલાવતા જોઈ શકતા નથી. ઊલટું તેનું અશુભ કરવાનો જ વિચાર કરે છે. આ મુનિઓ તો પોતાના શિષ્યો હતા, એમના સત્કાર, કે પૂજા-પ્રસિદ્ધિથી આચાર્ય મહારાજને તો આનંદ થવો જોઇએ, છતાં સ્વભાવનું ઔષધ નથી?

એક સમયે પાટલીપુત્ર નગરથી શ્રી સંઘે મોકલેલા બે મુનિવરો રૂદ્રાચાર્ય પાસે આવ્યા. રૂદ્રાચાર્યને નમીને તેઓ ઉભા, એટલે તેમણે આવવાનું કારણ પૂછ્યું. તેઓએ કહ્યું; 'સ્વામી! છએ દર્શનમાં નિપુણ ભિદુર નામનો એક વાદી ગામેગામ બહુ વાદીઓને જીતીને હાલ પાટલીપુત્ર આવ્યો છે. તે તર્કવેત્તા બધે જય મળવાથી હવે જૈન મુનિઓને પણ જીતવાની ઈચ્છા રાખે છે. ઘણા લાકડા બાળી શકવાથી અગ્નિ પત્થરને બાળવા પણ તૈયાર થઈ જાય છે. હાલ ત્યાં એવા કોઈ મુનિ નથી કે જે તેની સાથે વાદ કરીને તેનો પરાજય કરે, માટે તે મિથ્યા તર્કવાદીને જીતવાને માટે આપ ત્યાં પધારો, એવી શ્રી સઘની ઈચ્છા છે. અને ઉલ્લંઘન ન કરી શકાય તેવી સંઘની ભાવના આપે સફળ કરવી જોઇએ. શાસનની કે સંઘની અપભ્રાજના થતી રોકી, ધર્મની પ્રભાવના કરવાનું કાર્ય આપે કરવું જોઈએ.'

આવેલ મુનિઓનાં મુખેથી આ પ્રમાણે સમાચાર

સાંભળી વિદ્યાના સાગર તે આચાર્ય મહારાજ પોતે પાટલીપુત્ર જવાને તૈયાર થઇ ગયા. પંડિતો, મલ્લો તથા રાજાઓ સ્હામા પક્ષને જીતવાની અતિશય ઇચ્છાવાળો જોઇને તેના ઉપર વિજય મેળવવા માટે કદિપણ વિલંબ કરે નહિ. આચાર્ય મહારાજ જવાને તૈયાર થયા તે વખતે છીંક વગેરે અપશુકનો થવાથી તેમણે પોતાનો વિચાર બંધ રાખ્યો. કારણ કે, ડાહ્યા માણસો નિમિત્તની અવગણના કરતા નથી.

ત્યારબાદ આચાર્ય મહારાજના આદેશથી બન્ધુદત્ત મુનિ પાટલીપુત્ર જવાને નીકળ્યા. સતત વિહાર કરતાં પાટલીપુત્ર પહોંચી સીધા તેઓ રાજસભામાં ગયા. બન્ધુદત્ત મુનિનું આગમન સાંભળી કૌતુકથી વાદ સાંભળવા માટે હજારો લોકો સભામાં આવ્યા. તે સભામાં ભાગ્યથી જ જેમનાં દર્શન થઇ શકે તેવા તત્ત્વ સમજવામાં વિવેકવાળા, બન્ને પક્ષના ગુણદોષથી પરિચિત સભ્યજનો પણ મોટી સંખ્યામાં હાજર હતા. ખોટા ન્યાયને દૂર કરી શકનાર, હોંશિયાર તથા ગુણની કદરવાળો રાજા ત્યાં સિંહાસન ઉપર બેઠો હતો.

ચતુરંગ સભા કે જેમાં ન્યાય કરનાર મુખ્ય પ્રતિષ્ઠિત માણુસ, સભ્યો, તેમજ વાદી તથા પ્રતિવાદી મળતાં વાદ શરૂ થયો. પ્રથમ બૌધ્ધ મતને અવલંબીને ભિક્ષુરવાદીએ ગર્વપૂર્વક આ પ્રમાણે જાળ રચી. તે બોલ્યો કે; 'જેનું અસ્તિત્વ છે. (જે સત્ છે) તે સર્વ વસ્તુ ક્ષણિક

છે. દીવાની જ્વાળાની માફક. ' સત્ એવા સર્વ ભાવો અસ્તિત્વ ધરાવે છે તેથી તે ક્ષણિક છે.'

આ પ્રમાણે પોતાનો મત સ્થાપવાને ભિક્ષુવાદીએ પ્રતિજ્ઞા, વગેરે કરી લીધા પછી સ્યાદ્વાદમાં પ્રવીણ, બુદ્ધિના ભંડાર બંધુદત્ત મુનિએ તેનો આ પ્રમાણે સચોટ ઉત્તર આપ્યો; ' જે અસ્તિત્વ ધરાવે છે તે બધુ ક્ષણિક હોઇ શકે નહિ. કારણ કે; ' અમુક વસ્તુ અગાઉ જોયેલ હતી તે જ છે.' એવી જે પ્રતીતિ સ્થિરતાવાળી થાય છે. તેમજ ' તે આ ' એવી સાચી જે પ્રત્યભિજ્ઞા થાય છે. એ ન થઇ શકે. તે શબ્દ જ પૂર્વ અનુભવેલી વસ્તુને સંભારનાર હોવાથી પૂર્વે અનુભવેલ વસ્તુનાં અસ્તિત્વનો સાક્ષીભૂત બને છે. અને જો લાંબા સમયના અસ્તિત્વનો પ્રશ્ન જ રહેતો ન હોય તો પછી ' એજ તે ' એવું જ્ઞાન જ સંભવી શકે નહિ.'

આ ઉત્તર સાંભળી ક્ષણિકવાદીએ કહ્યુ, ' આપણા આ વાળ કાપી નાંખ્યા પછી ફરીવાર ઉગે છે, અને તે નવા આવેલા વાળમાં ' તે જ આ ' એવું જ્ઞાન થાય છે, પરંતુ તે જ્ઞાન જેમ ભ્રમ છે, તે રીતે આ દેખાતા સ્થંભ, કુંભ, સભા, રાજા અને ભવન આદિમાં ' તે જ આ ' એવું જે જ્ઞાન થાય છે તે નિરર્થક છે, પરંતુ વસ્તુનાં પૂર્વ અસ્તિત્વનું સાક્ષીભૂત નથી.'

આ રીતે ક્ષણિકવાદીનું કથન સાંભળી બન્ધુદત્ત મુનિએ કહ્યું ' એક સ્થાને ભ્રમરૂપ જ્ઞાન થયું, માટે બધે જ તેવું છે,' એમ જો માનવામાં આવે તો મૃગજળમા પાણી જેમ

મિથ્યા હોય છે, તેમ પ્રત્યક્ષ દષ્ટિગોચર થતાં ઘટપટાદિ પણ શા માટે મિથ્યા નથી કહેવાતા? આમ તમારી યુક્તિથી તો પ્રત્યક્ષ દેખાતા સર્વ પદાર્થોમાં અપ્રમાણપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે. અને તેથી તમારાં અનુમાનમાં પણ પ્રમાણ પણું ઘટી શકશે નહિ, કારણ કે; તે અનુમાન પણ પ્રત્યક્ષ પૂર્વક જ થાય છે, અને તમારા કહેવા પ્રમાણે તો જે પ્રત્યક્ષ છે, તે સર્વ અસત્ છે; વળી તમારા કહેવા પ્રમાણે સર્વ વસ્તુને ક્ષણમાં નાશ પામનારી માનીએ તો પછી માને મારી નાંખનાર મનુષ્ય પણ માતૃઘાતી ન ગણાય, કારણ કે જેનાથી તેનો જન્મ થયો હતો તે તો ક્ષણિક હોવાથી તે માતા તો તે ક્ષણમાં જ નાશ પામી ગઇ, અને જેને તમે હમણાં મારી તે તો કોઇ બીજી જ હોવી જોઇએ એમ સિદ્ધ થાય.'

'વળી સ્ત્રીને પોતાના પતિ જેવું અથવા પતિને પોતાની સ્ત્રી જેવું કાંઇ રહેજ નહિ, કારણ કે સ્ત્રી પુરૂષના લગ્ન થાય તે ક્ષણે જ તેમનો નાશ તો થઇ ચૂક્યો. જો આમ બને તો કોઇ સ્ત્રીને પતિવ્રતા કહી શકાયજ નહિ, કારણ કે પોતાનો પરિણીત પતિ તો તે ક્ષણે જ નાશ પામ્યો છે. વળી જો તમારો મત સિધ્ધ થાય તો પછી વ્રતનો લેનાર એક ને પાળનાર બીજો તથા તોડનાર વળી ત્રીજો જ ઠરે; કારણ કે વ્રત લેનાર તો તે જ ક્ષણે નાશ પામ્યો, પછીની ક્ષણમાં તો બીજાનું અસ્તિત્વ સિદ્ધ થયું, એટલે વ્રતના લેનારને તે તોડે તો પણ વ્રતની વિરાધનાનું

પાપ, લાગશે નહિ. તેવી જ રીતે આપણુ મૂકનાર કોઈક અને પૈસાનો લેણદાર કોઈ અન્ય જ બને, કારણ કે આપનાર અને લેનાર તો તે ક્ષણે જ નાશ પામ્યા. ધન પણ નાશ પામ્યું. તો પછી કોણ કોને આપે અથવા કોણ કોની પાસે માગી શકે? આ રીતે તમારા ક્ષણિકતાવાદી મતથી સંસારની સર્વ વ્યવસ્થા ઊંધી વળી જવાનો સંભવ છે, માટે હે ભદ્ર! આત્માનું કલ્યાણ કરનાર તથા પ્રત્યેક વસ્તુને સ્યાદ્વાદની દૃષ્ટિએ નિત્યાનિત્ય માનનાર શ્રી જૈન શાસનની ઉપાસના કરો.'

આ પ્રમાણે બન્ધુદત્ત મુનિએ પોતાની ન્યાય બુદ્ધિથી પ્રતિવાદીને જીતી લીધો. સભામાં 'જૈન શાસનનો જય હો, વિજય હો' એવી ઉદ્‌ઘોષણા પ્રવર્તી. રાજાએ બન્ધુદત્ત મુનિને બહુમાન આપ્યું, અને તે જૈન ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળો બન્યો.

પછી બન્ધુદત્ત મુનિ ખૂબ મહોત્સવપૂર્વક શ્રી સંઘની સાથે પોતાના ગુરૂદેવ આચાર્ય મહારાજ પાસે જવાને નીકળ્યા. કેટલાક દિવસે તેઓ રૂદ્રસૂરિજી પાસે આવી પહોંચ્યા.

ઉપાશ્રયમાં પ્રવેશ કરતાં જ જૈનધર્મમાં કુશળ બંદીજનોએ પ્રશંસા કરવા માંડી; 'હે મુનિરાજ! તમે વાદીરૂપી ગરૂડ ઉપર સ્વારી કરનાર કૃષ્ણ જેવા છો, વાદીસમૂહને જીતનાર, છ દર્શનરૂપી વેલોનાં મૂળ, પ્રતિવાદીના મસ્તકને શૂળ સરખા, વાદીરૂપી કંદને ઉખેડી નાખવામાં કોદાળી જેવા, વાણીમાં સરસ્વતી જેવા, બૃહસ્પતિના પણ ગુરૂ જેવા,

સરસ્વતીના ખજાના જેવા, ચૌદ વિદ્યાના ભૂષણ જેવા, સરસ્વતીના કંઠના આભરણ જેવા અને વાદીઓની વિજયલક્ષ્મીના એક શરણ જેવા છો.'

બન્ધુદત્ત મુનિના વિજયનો ઉદ્‌ઘોષ કરનારાં આવાં વાક્યો સાંભળીને કુશળ હોવા છતાં પણ તેમના ગુરુ રૂદ્રસૂરિનાં કાનમાં જાણે શલ્ય પેસતું હોય તેમ થયું, અને તેમના મોંઢા ઉપર રોષની છાયા ફરી વળી.

જેમ પરાક્રમી કામદેવને જોઇને મહાદેવ જેવાને પણ અદેખાઈ થઈ હતી, તેમ પોતાના સેવકને અધિક તેજવાળા જોઇને મોટા માણસોમાં પણ કોઇ વખતે માનના યોગે દુર્ભાવ જાગે છે.

પછી સંઘ સહિત બન્ધુદત્ત મુનિએ ગુરૂને વંદન તથા સ્તુતિ કર્યા છતાં રૂદ્રાચાર્ય ઇર્ષ્યાથી કાંઇ બોલ્યા જ નહિ. પાણીથી ભીંજવાતા પણ ગરમ પત્થર જવાળાઓ પ્રગટાવ્યા વગર રહી શકે ખરો કે? બન્ધુદત્તના ગુણની પ્રશંસા કરવાનું તો દૂર રહ્યું, પણ પાછા ફરવાના સમાચાર પણ રૂદ્રાચાર્યે તેમને પૂછયા નહિ. મોટા મોટા માણસો પણ ઇર્ષ્યા આવતાં વિવેકશૂન્ય બની જાય છે. મોટા મોટા જ્ઞાનીઓ પણ જેને વશ થતાં પલટાઈ જાય છે. તેવા કષાયોને ધિક્કાર હો. જેમ ચક્ષુની ખોડવાળા મનુષ્યો, પાસે બેઠેલાને પણ જોઇ શકતા નથી તેમ મલિન હૃદયવાળા માણસો પાસે આવેલા શિષ્યના પણ ગુણો જોઇ શકતા નથી.

આ પ્રમાણે ગુરૂની ઉપેક્ષા તથા દુર્ભાવથી પઠન-પાઠન આદિ જ્ઞાન ઉપરથી બન્ધુદત્ત મુનિનુ ચિત્ત ખસવા લાગ્યું તેમણે લગભગ જ્ઞાનાદિનો અભ્યાસ એવી રીતે છોડી દીધો કે ક્રમે ક્રમે વિદ્યાના અભ્યાસ વિના તેઓ જડ જેવા બની ગયા. પાણી ન પાવાથી નાના બાગમાથી જેમ પાંદડાં ફળ અને ફૂલોનો નાશ થઇ જાય તેમ ગુરૂ તરફના ઉત્સાહ રૂપી જળના સિંચન વિના બન્ધુદત્ત મુનિનાં જ્ઞાનરૂપી પુષ્પો સૂકાઈને ખરી જવા લાગ્યા. જ્ઞાનક્રિયા બંનેમાં તેઓ શિથિલ થઇ ગયા.

એ સમયે સાકેતપુર નામના નગરમાં નિષ્કૃપ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે જાણે સર્પનો ભાઇ હોય તેમ દયાહીન, કૃપણ તથા ક્રૂર હતો. મિથ્યાત્વી ધર્મનાં શાસ્ત્રોનું શ્રવણ કરવાથી ભ્રમિત થઇ ગયેલ ચિત્તવાળો તે રાજા પાપ કરવાથી વિરામ પામતો નહિ. શિકાર વગેરેમાં હિંસા કરતો, જુઠું બોલતો, ચોરી કરતો અને વ્યભિચાર વગેરે સર્વ મોટા પાપો તે હંમેશા આચરતો.

ભ્રષ્ટ બુદ્ધિવાળો તે રાજા પુરોહિતની પાસે અજામેધ, અશ્વમેધ, મનુષ્યમેધ, ગૌમેધ, વગેરે યજ્ઞો કરાવતો અને બ્રાહ્મણોને વિના સંકોચે સોનું, જમીન, મીઠુ અને તલ વગેરેનું તે દાન કરતો. પર્વના દિવસોએ અભિમાનથી સોનાની ગાય બનાવીને તે ગોળ, તેલ સહિત બ્રાહ્મણોને દક્ષિણામાં આપી દેતો. મિથ્યાત્વી બ્રાહ્મણ ગુરૂઓથી ખોટી વૃત્તિઓમાં પ્રેરાયેલો તે દયાહીન અધર્મી રાજા જૈન મુનિ-

ઓને અનેક પ્રકારની પીડા કરતો. આ સર્વ કારણેથી મુનિઓએ સાકેતપુર નગરને સાપના ઘરની માફક ત્યજી દીધું હતું.

આવી સાકેતપુરની વાત સાંભળીને નિમિત્તજ્ઞાનમાં કુશળ સોમિલ મુનિ પોતાના ગુરૂમહારાજ આચાર્ય રૂદ્રસૂરીશ્વરજીને કહેવા લાગ્યા કે; 'ભગવાન! જો આપ આજ્ઞા આપો તો હું નિમિત્તશાસ્ત્રની કળાથી સાકેતપુરના રાજાને બોધ કરવા પ્રયત્ન કરૂં.' ગુરૂએ તે દુષ્ટ રાજાને બોધ આપવા માટે જવાની તેમને આજ્ઞા આપી.

દયાના સમુદ્ર તે સોમિલમુનિ સાકેતપુર જઈને મુખ્ય મંત્રીને ઘેર વસતિ યાચીને રહ્યા. તે જ દિવસે પોતે કરાવેલા નવા આવાસમાં બ્રાહ્મણોએ બતાવેલા મુહૂર્તે રાજા ગૃહપ્રવેશની સર્વ તૈયારી કરાવતો હતો. નિમિત્તશાસ્ત્રમાં કુશળ સોમિલમુનિએ પોતાનાં જ્ઞાનથી ભવિષ્યમાં થવાનો અનર્થ જાણીને તે રાજાના મંત્રીને કહ્યું; 'મંત્રીશ્વર! તમારા રાજાને આજે તે મહેલમાં પ્રવેશ કરતા અટકાવવા, કારણ કે અકાળે વિજળી પડવાથી તે મહેલ પડી જવાનો છે. આજે રાત્રે વિજળી પડવાની છે અને તેનું નિવારણ કોઈથી થઈ શકે તેમ નથી. બનનાર વસ્તુને કોઈ રોકી શકે તેમ નથી. ભવિતવ્યતા બળવાન છે, છતાં હું આ વાત તમને નિશ્ચયપૂર્વક કહું છું. જો વધારે ખાત્રી કરવી હોય તો આજ રાત્રિના રાજાએ સ્વપ્નમાં મૂર્તિમંત કાળ જેવો સર્પ જોયો હતો, તે રાજાને પૂછીને ખાત્રી

કરજો, અને જે કહું છું તે સત્ય માની તમને જે કલ્યાણ-કારી જણાય તે તમે કરજો.'

મંત્રીએ રાજસભામાં આવી રાજાને સર્વ હકીકત જણાવી. રાજા પણ આશ્ચર્ય ચકિત થઇ જઇને વિચારવા લાગ્યો; 'અહો ! આ મુનિનું કેવું અદ્‌ભુત જ્ઞાન ? રાત્રિના મેં જોયેલ સ્વપ્ન તેમણે કઇ રીતે જાણ્યું ? એ વાત સાચી કહી છે, તેથી આજે પડવાની વિજળી સબંધીની વાત પણ ચોક્કસ સત્યજ હોવી જોઇએ. માટે નવા મહેલમાં હું આજે તો પ્રવેશ નહિજ કરૂં.'

આવો મનમાં નિશ્ચય કરીને મુહુર્તનો સમય પાસે આવતાં રાજાએ ભયથી નવા મહેલમાં પ્રવેશ કરવાનું બંધ રાખ્યું. તે રાત્રીમાં વિજળી પડવાથી રાજાએ કરાવેલો નવો મહેલ પડી ગયો મહેલ પડી જવાથી મુનિનાં જ્ઞાન માટે રાજાને નિશ્ચય થયો એટલે તેને પ્રતીતિ થઇ કે, 'જૈન ધર્મના નિર્ગ્રંથ ત્યાગી મુનિવર્ય સિવાય અન્ય કોઇને આવું યથાર્થ જ્ઞાન હોતું નથી.'

બીજા દિવસે મિથ્યાજ્ઞાનરૂપી રાહુથી મુક્ત થયેલ તે રાજાએ જ્ઞાની સોમિલ મુનિને બોલાવ્યા અને પોતાનાં મસ્તકનો મુકુટ ભૂમિ પર લગાડીને શુદ્ધ મન, વચન તથા કાયાથી નમસ્કાર કરી મુનિએ બતાવેલ જૈનધર્મનો તેણે સ્વીકાર કર્યો. ત્યારથી તે રાજા અરિહંત ધર્મનો આરાધક બન્યો. રાજાએ જૈનધર્મનો સ્વીકાર કરવાથી તેની ભારે

ઉન્નતિ થઇ તે વખતે ઘણા લોકોએ મિથ્યાત્વનો ત્યાગ કરી, જૈનધર્મનો સ્વીકાર કર્યો.

ત્યારબાદ રાજાએ શાસનની ઉન્નતિ કરવા તથા પોતાની ભક્તિ પ્રદર્શિત કરવા સોમિલ મુનિને ખૂબજ આદરપૂર્વક મંત્રીઓ, અધિકારીઓ ઇત્યાદિ સહિત પોતાના ગુરૂદેવની સેવા માટે વિહાર કરાવ્યો. વિહારમાં સાથે સોમિલ મુનિ પ્રત્યે ભક્તિથી ભરપૂર હૃદયવાળા લોકો પણ આવ્યા હતા. તેઓ ક્રમે વિહાર કરતાં આચાર્ય મહારાજ પાસે પહોંચ્યા. તેઓએ રૂદ્રાચાર્યને ભક્તિથી વિધિપૂર્વક દ્વાદશાવર્ત વંદનથી વાંદ્યા તેમજ સાથે આવેલ મંત્રી વગેરે રાજપુરૂષોએ તે આચાર્ય મહારાજની નવે અંગે પૂજા કરી. બધા લોકો સોમિલ મુનિની પ્રશંસા કરવા લાગ્યા તથા બહુમાનપૂર્વક મિથ્યાધર્મના લોકોનાં મુખ બંધ કરી દીધા.

ફરી ફરી થતી સોમિલ મુનિની પ્રશંસાની વાતો સાંભળીને આચાર્ય મહારાજનાં હૃદયમાં ઇર્ષ્યાનો અગ્નિ બળવા લાગ્યો, પરંતુ લોકલજ્જાથી તેઓ કાંઇ બોલી શકયા નહિ; પણ જેમ જેમ સોમિલઋષિએ કરેલી શાસનની ઉન્નતિની વાતો તેઓ સાંભળવા લાગ્યા તેમ તેમ ઝાકળથી હણાયેલ કમળની માફક તેમનું મોઢું પડી જવા લાગ્યું. મનમાં રોષાગ્નિથી બળતા તેમણે સુખશાતાના સમાચાર પણ સોમિલ મુનિને પૂછ્યા નહિ. એથી તેઓનો ઉત્સાહ મંદ થયો.

એ રીતે પ્રભાકરમુનિ આદિ ગચ્છના સારા સારા સાધુઓ પોતાના આચાર્ય મહારાજ રૂદ્રાચાર્યની ઇર્ષ્યા તથા ઉપેક્ષા જોઇને સમર્થ છતાં યોગ્ય પ્રોત્સાહનના અભાવે ઉત્સાહ ઠરી જવાથી પોતપોતાના ગુણોમાં શિથિલ થવા લાગ્યા.

આ બાજુ રૂદ્રાચાર્ય ગુણદ્વષથી કરેલ પાપથી તથા પાછળથી તે પાપનું પ્રાયશ્ચિત ન કરવાના કારણે ત્યાંથી મરીને દેવજાતિમા ચાંડળનું કામ કરનારા કિલ્વિષ જાતિના દેવમાં ઉત્પન્ન થયા. હલકી જાતિમાં તથા લાંબા આયુષ્યને લીધે અપમાનાદિ પુષ્કળ સહન કરતાં ત્યાંથો ચ્યવીને તેઓ એક બ્રાહ્મણના ઘેર જન્મથી મૂગા પુત્રપણે ઉત્પન્ન થયા. પૂર્વના પાપના ઉદયથી રોગથી ભરેલા, દરિદ્રી અને અનેક દુઃખોથી વિટંબના ભોગવીને તેઓએ ત્યાંથી મરીને અનેક ભવોમા પરિભ્રમણ કર્યું.

આ રીતે ધન્યકુમારના વડિલ બંધુઓને તેઓના પિતા ધનસાર કહે છે કે, 'હે પુત્રો ! આગમો જાણવાવાળા બધા ધર્મોના અભ્યાસી આચાર્યના ગુણવાળા રૂદ્રાચાર્ય જેવા પણ એક ઇર્ષ્યા દોષથી જો આટલુ ઘોર દુખ પામ્યા. તો પછી ધગધગતા અગ્નિના ગોળા જેવા તમારા માટે તો શું કહેવું ? માટે સમજો, અને ગુણના અનુરાગી બનો !'

પિતાના આ પ્રમાણેના હિતવચનો સાંભળીને તે ત્રણે ભાઈઓ રાખથી ઢાંકેલા અગ્નિની માફક હૃદયમાં ઇર્ષ્યાથી

ભરપૂર છતાં બહારથી શાંત હોવાનો ડોળ કરતા કેટલાક દિવસ સુધી તો મૂંગા જ રહ્યા.

આમ ગુણદ્વેષથી થતાં અનર્થોને જાણીને સુજ્ઞ આત્માઓએ સર્વ ઇચ્છિત વસ્તુને આપવામાં કામધેનુ સમાન ગુણાનુરાગને કેળવવા પ્રયત્નશીલ બનવું.

## ૧૦ : પુણ્યનો પ્રભાવ

ધન્યકુમારના ત્રણેય ભાઈઓ લોકલજ્જાના કારણે બહારથી અનુકૂળ થઇ ધન્યકુમારની સાથે થોડો સમય તો સારો સંબંધ રાખતા, તથા પરસ્પર શિષ્ટાચાર જાળવીને ઘરનું કામકાજ બરાબર કરવા લાગ્યા.

એક દિવસ પ્રતિષ્ઠાનપુરનાં રાજ્યની હદમાં આવેલા સમુદ્રના કિનારે બંદર પર એક મોટું વહાણ પવનથી ખેંચાઇને આવી ચડયું. તે વહાણનો સ્વામી રસ્તામાં મરી ગયો હતો, વહાણના વ્યાપારી પ્રવાસીઓએ રાજા પાસે આવી વિનંતિ કરી; 'સ્વામી! અમારા વહાણનો માલિક રસ્તામાંજ મરણ પામ્યો છે. તેને કોઇ સગાંવહાલાં નથી. સ્વામી વિનાનું ધન રાજાને મળે છે, તેથી આ સઘળું દ્રવ્ય આપ હસ્તગત કરો અને વહાણમાં જે કાંઈ અમારૂં હોય તેનો ભાગ વહેંચી આપ અમને આપી દો.'

રાજાએ કરિયાણાની માલિકી નક્કી કરી તે વહાણના વેપારીઓને પોશાકથી સત્કાર કરી, સહુનો માલ આપી દઈ વિસર્જન કર્યાં. એટલે તે વહાણમાં સાથે આવેલા સર્વ વ્યાપારીઓ પ્રવાસને યોગ્ય વસ્તુઓ લઇને પોત-પોતાના સ્થાનકે ગયા.

ખારવાઓ તે વહાણને બાળકની માફક ધીમે ધીમે

ખેંચીને સમુદ્રના પ્રવાહમાંથી નદી માર્ગે શહેર તરફ લાવ્યા. રાજાના આદેશથી વહાણમાંની વેચવાને યોગ્ય સર્વ ચીજો ખારવાઓએ નીચે ઉતારી. ત્યારબાદ બીજી જે જે ચીજો તેમાં હતી, તે પણ કાઢીને જમીન ઉપર લઇ આવ્યા. એટલે વહાણના તળીઆમાંથી ખારી માટીથી ભરેલા હજારો માટીના લોટાઓ નીકળ્યા.

રાજા વગેરે સર્વ લોકો તે જોઇને મનમાં વિચારવા લાગ્યા. 'આ વહાણના માલિકના નગરમાં જરૂર આવી માટીની તાણ હોવી જોઇએ, તેથી જ કોઇક બંદરમાંથી આ મીઠાથી ભરેલા લોટા લઇ લીધા જણાય છે.'

રાજાએ પ્રતિષ્ઠાનપુરના શ્રીમંતોને બોલાવીને બધી વેચવાની ચીજો બતાવીને કહ્યું કે, 'આ વહાણની ચીજો તમને કોઇને ખોટ ન જાય તેવી રીતે વેપારી વર્ગમાં કિંમત દઇને તમે લઇ જાઓ, એટલે તેની અંદરથી તમને સહુ સહુનાં ભાગ પ્રમાણે લાભ મળશે.'

રાજાનું કહેવું સાંભળીને વેપારીઓ પરસ્પર વિચારવા લાગ્યા કે; 'રાજાને વેચવાની આ સર્વ ચીજો બધા વ્યાપારીઓને બોલાવીને વહેંચી દઇએ, એટલે રાજાને આપવાની કિંમત સર્વે મળીને આપી દેવાય. એક માણસથી આટલો બધો બોજો ઉપાડી શકાય નહિ. માટે આવતી કાલે બધા વ્યાપારીઓને બોલાવી યોગ્યતા પ્રમાણે વહેંચીને આપણે લઇ જઇશુ.' આ પ્રમાણે વિચાર કરી રાજાને કહીને સહુ સહુને ઘેર ગયા.

પછી સવારનો ફરી બધા વ્યાપારીઓ મળ્યા ત્યારે એક જણે કહ્યું; ધનસારના ઘેરથી કોઇ આવ્યું નથી, માંટે તેને પણ આપણે આમંત્રણ આપવું જોઇએ. એટલે તેઓએ ધનસારનાં ઘેર તેને બોલાવવા એક માણસને મોકલ્યો, ધનસારે પોતાના ત્રણેય મોટા પુત્રોને જવાની આજ્ઞા કરી એટલે હૃદયમાં ઈર્ષ્યાથી બળતા તેઓએ કહ્યું; 'પિતાજી! અમને શા માટે મોકલો છો? આપના હોશિયાર પુત્રને શા માટે મોકલતા નથી? તેને મોકલો, એટલે વસ્તુને લેવામાં તેની કેટલી પ્રવીણતા છે તે તો જણાય? તમે હંમેશા તેની પ્રશંસા કરો છો તે પરીક્ષા કરવાનો આ યોગ્ય અવસર મળી આવ્યો છે; માટે આપ તેનેજ મોકલીને લાભ મેળવો!' પુત્રોનું વચન સ્વીકારીને ધનસારે ધન્યકુમારને મોકલ્યો.

સરળતાનો ભંડાર ધન્યકુમાર પિતાનો આદેશ પોતાના મસ્તક પર વિનય પૂર્વક ચડાવી પરિવાર સહિત સારા શુકનથી ઉત્સાહ પામીને ત્યાં ગયો. બધા વ્યાપારીઓ પોતપોતાના ધંધાને યોગ્ય વસ્તુઓ છૂટી પાડી પાડીને લેવા લાગ્યા. પરીક્ષા કરવામાં શ્રેષ્ઠ ધન્યકુમાર સર્વ ચીજો ઉપર આંખો ફેરવતો મૂંગો મૂંગો ઉભો રહ્યો. જ્યારે પેલા મીંડાથી ભરેલા લોટાઓ વહેંચવાનો વખત આવ્યો, ત્યારે તે લેવા માટે કોઈએ હાથ લંબાવ્યો નહિ. બધા ભેગા થઈને પરસ્પર ધૂસપૂસ વાતો કરવા લાગ્યા; 'આ અજાણ્યો ધન્યકુમાર ઠીક આવી ચડ્યો છે, તેથી તેનેજ આ પકડાવી દ્યો, એ બાળક હોવાથી તેને ઉપયોગી કે નિરૂપયોગી વસ્તુનું જ્ઞાન નથી.

આપણે યુક્તિ પૂર્વક બાળકને યોગ્ય વસ્તુ બાળકનેજ આપીએ.'

આમ વિચારીને તેમણે ધન્યને કહ્યું; 'ભાઇ ધન્યકુમાર! તું લઘુવયમાં પહેલીજવાર વેપાર કરવા આવ્યો છે, માટે મંગળ રૂપ આ માટીના લોટાજ લઇ જા; કારણ કે શરૂઆતમાં થોડી મહેનત આપે તેવી ચીજોમાં થોડું ધનજ રોકવું, પછી રહેતાં રહેતાં તેમાં ઉમેરો કરતાં જવું, એમ કરતાં કરતાં બુદ્ધિ ખીલતી જશે અને બુદ્ધિમાં વિભ્રમ થવાનો સંભવ પણ નહિ રહે.' 'કહ્યું છે કે, 'નાની શરૂઆતો હંમેશા સુખકર્તા નિવડે છે' વળી એનું દ્રવ્ય પણ રાજાને થોડુંજ આપવું પડશે. લેણા પૈસા લેવામાં રાજા ઉતાવળ કરે છે, અને વસ્તુ તો યોગ્ય સમયે વેચાય છે, તેથી જો દેવું થોડુંક હોય તો જલ્દી આપી શકાય છે. તારા પિતાશ્રી પણ આમ કરવાથી અમારા ઉપર પ્રસન્ન થશે.'

હૃદયના કપટ પૂર્વક બહારથી મીઠું બોલતા તે વ્યાપારીઓને જાણીને, તેમની વાત સાંભળીને ધન્યકુમારે શિષ્ટાચાર પ્રમાણે જવાબ આપ્યો; 'મોટા વડિલો તો આવાજ જોઇએ, આપ જેવા વૃદ્ધો તો બાળકોને શિખામણુ જ આપે, આપના જેવા વડિલોની કૃપાથી મારા સર્વ મનોરથો પૂર્ણ થશે,' આ પ્રમાણે મિષ્ટ વાક્યોથી તેમને પ્રસન્ન કરીને વિસર્જન કર્યા. ધન્યકુમાર વિચારવા લાગ્યો; 'આ લોકોની સ્વાર્થપરાયણતા તથા દાંભિકતાની તો હદ થઇ. મને બાળક સમજીને કેવી ઠગાઇ કરવા તૈયાર થઇ ગયા! પરીક્ષા કરવામાં મૂઢ આ વ્યાપારીઓ આ નકામી

ચીજ છે, એવી બુદ્ધિથી સર્વ વસ્તુ મારે માથે ઓઢાડી ગયા છે. સંસારમાં સ્વાર્થ વિના કોઇ કોઇનું સગુ નથી. મેં તો ધર્મની કૃપાથી સહેજમાં લાભ મેળવ્યો છે.' આ પ્રમાણે વિચારી વસ્તુપરીક્ષામાં હોશિયાર ધન્યકુમાર તે માટી જેવી દેખાતી વસ્તુ લઇને ઘેર આવ્યો.

ઘેર ત્રણે મોટા ભાઇઓ પિતા પાસે જઇને ધન્યકુમારની મૂર્ખતા માટે હસીને કહેવા લાગ્યા; 'પિતાજી! જૂઓ, તમારા શાણા પુત્રની આ વ્યાપાર કરવાની કુશળતા? જુદા જુદા દેશની, વિચિત્ર પ્રભાવશાળી, મળી ન શકે તેવી, આ દેશમાં આગળ કદિ નહીં જોયેલી, ભારે મૂલ્યવાળી ભાગ્યથી જ પ્રાપ્ત થઇ શકે તેવી અસંખ્ય વસ્તુઓ તે વહાણમાં હતી. તેમાથી જેઓ વ્યાપારની લેવડદેવડમાં કુશળ તથા ચીજોની ઉત્પત્તિ, ગુણ, મેળવણી ઇત્યાદિમાં જાણકાર છે, તે બધાએ તો પોત-પોતાની ઇચ્છિત વસ્તુ પસંદ કરી લીધી અને તે વસ્તુ લઇને પોતાનું કામ કાઢી લીધુ; અને આપના આ વખાણેલા પુત્રે તો બીજાઓએ નહિ લીધેલા, નાખી દેવાની ધૂળ તથા મીઠાથી ભરેલા આ લોટાઓ લીધા, અને તે અહિ લાવ્યો, મીઠાનો વ્યાપારી હોય તો તે પણ આને હાથ લગાડે નહિ. આપના આ ભાઇસાહેબે તો કેવળ ધૂળથી ઘર ભર્યું. માટે પિતાજી! ગુણવાનની પરીક્ષા તો અવસરેજ થાય છે. કાકતાલીય ન્યાયે કદાચ એક બે વાર મૂર્ખ માણસે કરેલ સાહસથી સીધુ પડી જાય પણ તેટલા ઉપરથી તેની હદ ઉપરાંતની પ્રશંસા ન કરીએ.'

પુત્રોને આ પ્રમાણે હાસ્ય કરતાં જોઇને જરા શંકાશીલ બને ધનસારે ધન્યકુમારને પૂછ્યું; 'પુત્ર! વહાણમાં બીજી ઘણી ચીજો વેચવાની હતી, છતાં તું આ ધૂળ તથા માટીથી ભરેલા લોટાઓ શા માટે લઇ આવ્યો?' પિતાનું આ વચન સાંભળીને ધન્યકુમારે વિનયપૂર્વક ઉત્તર આપ્યો; 'પિતાજી! આપનાં ચરણના પ્રતાપે દરિદ્રતા રૂપી વનને બાળી નાંખનારી વસ્તુ મને હાથમાં આવી ગઇ છે. મોટા શેઠીઆઓ આ વસ્તુના પ્રભાવથી અજાણ્યા હોવાથી આ વસ્તુને નકામી સમજી લુચ્ચાઇથી મારે માથે ઓઢાડી દેવા તેઓ તૈયાર થઇ ગયા. પણ મેં તો દેવગુરૂના પ્રતાપે આ વસ્તુનો પ્રભાવ સમજી જઈને તેનો સ્વીકાર કરી લીધો છે. હવે આપ તેનો પ્રભાવ સાંભળો. આ માટી આપ સામાન્ય ન સમજતા, એના સ્પર્શથી તો લોઢું પણ સોનું બની જાય એવી આ માટી છે. આ તો પાર્શ્વપાષાણની ખાણમાંથી મળી આવતી, સંસારના દરિદ્રયને હરનારી તેજતૂરિકા નામની માટી છે. આમાંથી રતિ ભાર માટી લઇને આઠ પલ તાંબાને તેની સાથે એક રૂપ કરવાથી તાંબાનું સોનું બની જાય છે.'

આમ કહીને ધન્યકુમારે તેજ વેળાએ ઉપર કહેલ ક્રિયાવડે તેણે તાંબા તથા લોઢાનું સોનું કરી બતાવ્યું, પછી એમ વારંવાર કરીને ખૂબ કિંમતી સોનુ બનાવ્યું. તેથી ધનસાર અને અન્ય સ્વજનો બહુ આનંદ પામ્યા. માત્ર મોટા ત્રણ ભાઇઓ સિવાય સર્વ સ્નેહીજનો તેની પ્રસંસા

કરવા લાગ્યા. તે ત્રણે વડિલ બન્ધુઓ તો હૃદયમાં ઇર્ષાથી બળી જવા લાગ્યા.

આ સમયે ધન્યકુમારની સમૃદ્ધિ જોઇ ન શકવાથી એક ઇર્ષ્યાળુ માણસે રાજા પાસે જઇને કહ્યું; 'સ્વામી, ધનસારનો પુત્ર ધન્યકુમાર બધા વેપારીઓને તથા તમને છેતરીને નજીવી કિંમત આપીને તેજંતૂરિકાથી ભરેલા માટીના લોટાઓ લઇ ગયો છે, અને તે વાત કોઇને કહેતો પણ નથી. તે તેજંતૂરિકા તો આપના જેવાના કોઠારમાં શોભે, માટે તે મંગાવી લઇને આપના કોઠારમાં તે ભરવી, તોજ તે ધન્યકુમારને તેની અપ્રમાણિકતાનો યોગ્ય બદલો મળશે.' રાજા જિતશત્રુએ આ વાત સાંભળી, ને નીતિપ્રિય એવા તેણે વિચાર્યું; 'મેં જ્યારે વહાણની ચીજો બધા મોટા વેપારીઓને આપી, ત્યારે કહ્યું હતું કે, 'જે કિંમત ગામમાં ઉપજતી હોય તે મૂલ્ય તમારે મને આપવું' હવે એવી રીતે મારે થુંકયુ ગળવું તે કાંઇ યોગ્ય ન ગણાય, પણ આ વાત તો આશ્ચર્ય ઉપજાવે તેવી છે કે, અતિ નિપુણ, વસ્તુના ગુણદોષ સમજવામાં કુશળ બની ગયેલા, જુદા જુદા દેશોમાં ઉપજતી ચીજોના જ્ઞાનવાળા અને લેવડદેવડમાં પ્રવીણ વ્યાપારીઓ પાસે ધન્યકુમાર જેવો ન્હાનો માણસ શી ગણતરીમાં? ને વળી મને આવીને ખોટું કહીજનારા માણસોનો વિશ્વાસ પણ શો? માટે આ વાત તો ધન્યકુમારને બોલાવીને મારે પૂછવી તે વધારે યોગ્ય છે.'

આમ વિચારીને રાજાએ ધન્યકુમારને બોલાવવા માટે

માણસો મોકલ્યા. તેઓ ત્યાં જઈ ધનસારને કહેવા લાગ્યા; 'આપના પુત્ર ધન્યકુમારને મહારાજા બોલાવે છે.' ધનસારે ચિંતાપૂર્વક પુત્રને કહ્યું; 'રાજા તને બોલાવે છે.'

ધન્યકુમારે કહ્યું; 'મહાભાગ્યની વાત, બહુ સારૂં થયું. મોટા ભાગ્ય હોય તોજ રાજાને મળવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, કેટલાકને તો રાજાનો મેળાપ કરવાને માટે પ્રયત્નો કરવા પડે છે અને મને તો રાજાએ પોતેજ બોલાવ્યો છે. આપની કૃપાથી સર્વ સારા વાનાં થશે, આપે કાંઈ પણ શંકા લાવવાની જરૂર નથી.' આમ કહીને વસ્ત્ર તથા અલંકાર સજીને પોતાની સાથે યોગ્ય સેવકોને લઈને તે રાજા પાસે ગયો.

ત્રણે મોટા ભાઈઓ રાજાનાં આમંત્રણની વાત સાંભળીને અંદર અંદર બોલવા લાગ્યા; 'જોયું! "કીડી ભેગુ કરે અને ભોરીંગ ભોગવે" એવી જે લોકમાં કહેવત ચાલે છે તે કેવી સાચી પડી? આપણા ભાઇશ્રીએ કાળા ધોળા કરીને અહિં તહિંથી જે ધન ભેગું કર્યું છે, પણ તે આગલું પાછલું સર્વ દ્રવ્ય રાજા એક સપાટે ઘસડી જશે. આનાં પાપે આપણું ધન પણ નાશ પામશે! આમ છતાં બાપા તો ધન્યકુમારના ગુણુજ ગાયા કરે છે.'

ધન્યકુમાર રાજસભામાં જઈને, રાજા પાસે ભેટ મૂકી, નમસ્કાર કરી તેમના આદેશથી એક આસન ઉપર બેઠો. રાજા પણ રૂપ, વય તથા ચતુરાઈથી ભરપૂર, ભાગ્યશાળી ધન્યકુમારને જોઈને પ્રસન્ન ચિત્તે કહેવા લાગ્યો, 'ધન્યકુમાર!

તું કુશળ છે?' ધન્યકુમારે કહ્યું; 'દેવગુરૂ તથા ધર્મના પ્રભાવે તેમજ આપના પ્રતાપે કુશળ છું, કુશળતાનું કારણ પૂર્વની પુણ્યાઇ છે, અને તે ધર્મને આધીન છે. મારા મહાભાગ્ય કે આજે આપ મહારાજાએ પોતે મોટી કૃપા કરી મને સંભાર્યો, મારા સુખમાં સુખ ભળ્યું અને હવે તો તેમાં કોઇ ન્યૂનતા પણ ન રહી.'

ધન્યકુમારના આવા ઉત્તમ શબ્દોથી સંતુષ્ટ થઇ રાજાએ કહ્યું કે, 'ધન્ય! પેલા વહાણમાંની વેચવાની ચીજોમાંથી તેં કાંઇ ભાગ લીધો કે નહિ?'

'મહારાજ! આપની જેવી મારા ઉપર કૃપા છે તેવો ભાગ પણ મને મળ્યો છે.'

'કઇ રીતે?'

જવાબમાં ધન્યકુમારે મૂળથી માંડીને સર્વ હકીકત સરળતાથી રાજાને કહી સંભળાવી. અને કહ્યું, 'મહારાજ! "આ વસ્તુ તદ્દન નકામી છે" એમ નિશ્ચય કરીને મને બાળક જાણી મારે માથે વડિલ વ્યાપારીઓએ માયાથી આ વસ્તુ ઓઢાડી દીધી. કિંમત પણ તેઓએ જ નક્કી કરી આપી, મેં તો દેવ-ગુરૂ અને ધર્મના પ્રભાવે તે ચીજ ઓળખી લઇને તેમણે આપેલુ પ્રમાણ કહી સ્વીકારી લીધું. આવી રીતે વહાણમાંનો ભાગ મને મળ્યો છે. મારા ભાગમાં આવેલ તેજંતૂરી મોટા જથ્થામાં હજુ પડી છે, તેને માટે આપ જે આજ્ઞા કરો તે મારે શિરસાવંદ્ય છે.' ધન્યકુમારની આવી ન્યાયયુક્ત વાત સાંભળી, હસીને રાજા જિતશત્રુએ

સભામાં બેઠેલા સર્વ કોઇને કહ્યું; 'જગતમાં બીજાનું સુખ જોઇને થતી ઈર્ષ્યાનો પ્રભાવ તો જુઓ! પોતાનાં અજ્ઞાનથી વસ્તુના ગુણો સમજી ન શકવાથી અમુક ચીજમાં પોતાનું કાંઇ વળે તેમ નથી એમ સમજીને તે વેપારીઓએ કપટ-પૂર્વક તે ધન્યકુમારને ઓઢાડી દીધી, તે વખતે તેઓએ તો ચોક્કસ એમજ ધાર્યું હશે કે "આવી ફેંકી દેવા યોગ્ય વસ્તુ તો આ બાળકજ સ્વીકારે, જો તેનો બાપ આવ્યો હોત તો કદી તેવી ચીજ લેત નહિ, ઠીક થયું કે ધનસારે આ બાળકને મોકલ્યો, માટે આપણાં માથેથી ઉતરેલી વસ્તુ બીજાના માથા ઉપર ભલે પડે!" આવી ખરાબ દાનતથી ધન્યકુમારને તે ચીજ ઓઢાડી દઈને પોતાની જાતને વિચક્ષણ માનતા તે વેપારીઓ પોતપોતાને મનગમતી ચીજો લઇ ગયા. તે સર્વેએ પોતાના સ્વાર્થને આગળ કરી જરાપણ દયાપૂર્વક વિચાર કર્યો જ નહીં. વિચક્ષણતાથી મૂંગા રહેલ આ ધન્યકુમારને દુર્જનતાનો ખેલ જોતાં અચાનક પોતાને ઇષ્ટ વસ્તુ મળી ગઇ. ભાગ્યયોગે ધન્યકુમારને હાથ તો આ ચીજ અચાનક ચડી ગઇ છે; તેમાં કાંઇ કોઇએ તેની ઉપર ઉપકાર કર્યો નથી. દુર્જન માણસોએ ધન્યકુમારને જે ઉદ્વેગ કરાવવા માટે કર્યું હતું, તે સર્વ પોતાનાં ભાગ્યના યોગે ધન્યકુમારને સુખ કરનાર થઈ પડયું છે. તે સુખ તથા સૌભાગ્ય જોઈ ન શકનાર ઇર્ષ્યાળુ દુર્જન માણસો મને પણ ભંભેરવા ચૂકયા નહિ; પરંતુ એવી અનીતિ કરવી એ મને બિલકુલ ઉચિત લાગતું નથી.

કારણ કે, અનીતિથી આ ભવમાં રાજ્ય નાશ પામે છે અને પરભવમાં દુર્ગતિમાં પડવું પડે છે. અગાઉથી તે વેપારીઓએ તથા મેં જો આ તેજંતૂરી છે એમ જાણ્યું હોત તો તે ધન્યકુમારને આપવાની વૃત્તિ કદિ પણ કરી ન હોત, માટે પોતાનાં ભાગ્યના યોગે મેળવેલ ધન ભોગવવાને યોગ્ય ધન્યકુમારજ છે. તેથી હું પણ આજ્ઞા કરૂં છું કે ધન્યકુમાર સુખેથી તે ભોગવે!' આ રીતે સભાસમક્ષ ધન્યકુમારના ભાગ્યની પ્રશંસા કરીને રાજાએ તેના ઉપર કૃપા બતાવી.

તે અવસરે ધન્યકુમારે ઉઠીને પ્રણામપૂર્વક કહ્યું, 'આપ મહારાજાની આ સેવક ઉપર મોટી કૃપા થઇ.' ત્યારબાદ વસ્ત્ર, અલંકાર, માન સન્માન વગેરેથી ધન્યકુમારનું બહુમાન કરીને રાજા જિતશત્રુએ તેને કહ્યું; 'હે ધન્ય! તારે આજથી હંમેશા મારી રાજસભામાં આવવું તારા જેવાથી જ મારી સભાની શોભા છે.'

પછી રાજાએ મંત્રી સામન્ત વગેરેને આદેશ કરી દીધો; 'મારી સભામાં તમારે સર્વેએ સાચા ખોટાનો ન્યાય કરવામાં કુશળ, બુદ્ધિના ભંડાર ધન્યકુમારનો મત પૂછી તેની ઈચ્છાને અનુકૂળ કાર્ય કરવું.' આ પ્રમાણે કહ્યા પછી રાજાએ ધન્યકુમારને વિદાય કર્યો.

રાજાએ આપેલ વસ્ત્ર તથા અલંકાર સજીને, ધન્યકુમાર રાજાને પ્રણામ કરી, તેણે આપેલ વાહનમાં બેસી ઘર તરફ જવા નીકળ્યો. ઢોલ વગાડનારા, ધજાવાળા તથા ભાટચારણ

વગેરેને રાજાએ આજ્ઞા કરી દીધી કે 'તમારે હમેશાં ધન્યકુમારને આડંબરપૂર્વક સભામાંથી લઇ જવા તથા લાવવામાં સાવધાન રહેવું,' ત્યારબાદ રાજાની આજ્ઞા પ્રમાણે ઠાઠમાઠ સહિત બજારમાં થઈ, ઘેર આવીને ધન્યકુમારે પિતાને નમસ્કાર કર્યા. પિતા પણ તેને મળેલ રાજ્યમાનની વાતો સાંભળીને રાજી થયા.

ધનદત્ત આદિ ધન્યકુમારના ભાગ્યહીન વડિલ ભાઈઓ તો ઇર્ષ્યાથી તે સમયે ગાંડા જેવા બની ગયા. આખા ગામમાં મોટા મોટા ડાહ્યા, તથા વિદ્વાનો તરફથી મળતા માનને લીધે, પુણ્યના તેજથી, યશ તથા કીર્તિના પ્રભાવે તથા મિત્રો ઉપરના અસાધારણ પ્રેમના યોગે ધન્યકુમારના શત્રુઓ લગભગ કોઈ જ રહ્યા નહિ. રાજાની કૃપાને પાત્ર બનેલ તથા પ્રધાન–અમાત્યને પૂજવાને યોગ્ય બનેલ ધન્યકુમારની રાજસભામાં અને નગરમાં જાણે બીજો રાજા જ હોય તેવી પ્રશંસા થવા લાગી.

કેટલોક સમય વીત્યા બાદ એક દિવસ રાજાને પ્રણામ કરી, સભામાંથી ઉઠી દિવ્ય વસ્ત્રો તથા અલંકારોથી સજ્જિત ધન્યકુમાર પાંચ પ્રકારના વાજીંત્રોના નાદ સાથે રાજમાર્ગ ઓળંગી પોતાના ઘર તરફ આવતો હતો. તે સમયે ભાતભાતના મણિ મોતીના ઝુમખાં વગેરેથી સુશોભિત આસનવાળા વાહનમાં તે બેઠો હતો. જુદા જુદા દેશથી આવેલ ભાટો આગળ ચાલી તેનો યશ ફેલાવી રહ્યા હતા. ચારે બાજુથી હજારો સામન્ત તથા શેઠીઆઓ તેને વિનયપૂર્વક પ્રણામ

કરી રહ્યા હતા. આસપાસ આવતા ગરીબ તથા અપંગ માણસોને તે દાન દેતા હતો. હાથી ઘોડા તથા સુભટોથી પરવરેલો હતો. જુદા જુદા દેશોમાં ઉત્પન્ન થયેલા અને રત્નના અલંકારોથી સુશોભિત તેજસ્વી ઘોડાઓ તેની આગળ નાચ કરી રહ્યા હતા. આવી રીતે ઠાઠમાઠ સાથે આવતા ધન્યકુમારને તેના ત્રણે ભાઇઓએ પોતપોતાનાં મકાન ઉપર ઉભા ઉભા આશ્ચર્યપૂર્વક જોયા.

આ સમયે લોકો બોલવા લાગ્યા; 'ભાઈઓ! પૂર્વજન્મમાં કરેલાં પુણ્યનું ફળ તો જુઓ! સહુથી નાનો છતાં આ બાળ ધન્યકુમાર વૃદ્ધોને પણ માન આપવાને યોગ્ય બન્યો છે, માટે મોટાઈનું કારણ વય નહિ, પરંતુ પુણ્યાઇનું તેજ છે. કહ્યું છે કે, 'તેજસ્વી માણસોની વય જોવાની જરૂર જ રહેતી નથી. નાનો છતાં તેજસ્વી હોય તો તે પ્રશંસાને પાત્ર બને છે. કારણ કે, હસ્તી મોટા શરીરવાળો છતાં અંકુશને વશ થાય છે. તેથી શું અંકુશ હસ્તી જેવડો હોય છે? નાનો સરખો દીવો મહા અંધકારનો નાશ કરે છે, તે અંધકાર તથા દીવો સરખા હોય છે? વજ્ર જેવી ચીજથી મોટા પર્વતો પડી જાય છે, તે વજ્ર શું પર્વત જેવડું હોય છે? માટે જેનામાં તેજ હોય તે લઘુ છતા બળવાન છે, એમાં સ્થૂલ કે નાનું કલેવર કારણ નથી. માટે જ ધન્યકુમાર નાનો છતાં કુળને ઉજાળનારો થયો, ત્યારે તેના ત્રણ ભાઇઓ શરીર તથા વયમાં સ્થૂળ હોવા છતાં કાંઈ કરી શકે તેવા નથી. ફક્ત ધન્યકુમારની કૃપાથી જ તેઓ પેટનું પૂરું કરે છે.'

નગરજનોનાં આવાં વચનોને સાંભળીને હિમથી જેમ નવા અંકુરો બળી જાય તેમ અદેખાઇથી સળગી જતા ધનદત્ત, ધનદેવ તથા ધનચંદ્ર હૃદયના ક્રૂરભાવે આ પ્રમાણે વિચારવા લાગ્યા. 'ધન્યકુમાર જીવતો રહેશે ત્યાં સુધી આપણો ભાવ કોઈ પૂછે તેમ લાગતું નથી. સૂર્ય પૂર્ણ તેજસ્વી બનીને ઝળહળતો હોય ત્યારે અથવા સૂર્યનો ઉદય થતો હોય ત્યારે તારાઓનું તેજ ટકી શકે ખરૂં? આ બાબતમાં આપણો ન્હાનો ભાઈ છે એમ ધારીને તેની ઉપેક્ષા કરવી તે ઠીક લાગતું નથી. શરીરમાં ઉત્પન્ન થયેલા વ્યાધિને ઉવેખી મૂકવાથી તે દુઃખી કર્યા વિના રહે ખરો? માટે હવે તો દયાને એક બાજુએ મૂકીને જો આનો નાશ કરીશું તોજ આપણાં તેજની કિંમત થશે. દીવો પણ વાટ સંકોરવાથી જ દીપી નીકળે છે.' આ મુજબ તે ત્રણે ભાઇઓએ પરસ્પર વિચાર કરીને ધન્યકુમારનું અહિત કરવાનો નિશ્ચય કર્યો.

તેઓએ ગુપ્ત રાખવા માગેલ આ વિચાર કાંઇક બુદ્ધિની પ્રગલ્ભતાથી તથા કાંઈક તેમના શરીરની ચેષ્ટાઓથી ધન્યકુમારના જાણવામાં આવી ગયો. બુદ્ધિશાળી માણસો પાતાળમાં રહેલા પાણીને પણ શું નથી જાણતા? કહ્યું છે કે, 'આકાર, નિશાની, ચેષ્ટા, ભાષણ, ભવાં, આંખ અને મુખના વિકારથી અંદરનું મન વિદ્વાન મનુષ્યોથી જાણી શકાય છે.' કારણ કે, કહેલા અર્થને તો પશુઓ પણ સમજી શકે છે, હાથી ઘોડા પણ પ્રેરણા કરવાથી ચાલે છે;

પરંતુ પંડિત માણુસો તો કહેવામાં ન આવેલ વાતો પણ સમજી શકે છે, કેમકે બીજાની ચેષ્ટા વગેરે જોઇને તેનું મન સમજી શકવાની શક્તિ તેનું નામ જ બુદ્ધિનો ચમત્કાર છે.'

ધન્યકુમારના ગુણોથી આકર્ષાયેલી તેની ભોજાઈઓએ પોતાના પતિ પાસેથી સાંભળેલી આવી દુષ્ટ વૃત્તિના વડિલ ભાઈઓનાં મનમાં રહેલી વાત ધન્યકુમારને એકાંતમાં કહી. અને વિશેષમાં તે ભાભીઓએ પુણ્યવાન ધન્યકુમારને સ્નેહ પૂર્વક જણાવ્યું; 'હે દિયરજી તમારે સાવધાનીથી રહેવું. તમારા તે વડિલબંધુઓ પોતાના ખરાબ સ્વભાવથી તથા અદેખાઇના દોષથી મૂઢ બની ગયા છે.' કહ્યુ છે કે, સર્પ ક્રૂર છે, તેમજ ખલ માણુસ પણ ક્રૂર છે. પરંતુ તે બેમાં ખલ તથા ઇર્ષ્યાળુ વધારે ક્રૂર છે. કારણ કે સર્પ તો મંત્રથી પણ શાંત થાય છે, પરંતુ ખલ તથા ઇર્ષ્યાળુ માણુસને શાંત કરવાનો તો કોઇ ઉપાય જ નથી. માટે તમારે તેમનો વિશ્વાસ કરવો નહિ.'

ભાભીઓનું કહેવુ સાંભળીને ધન્યકુમારે વિચાર્યું કે, 'ધિક્કાર હો તેવા પુરૂષોને! કે જેઓ વિવેકરૂપી સરોવરમા સાચુ ખોટું સમજવાના ગુણુમાં હંસ જેવા છતાં કલહથી દૂર રહેવાને બદલે પોતાના સગાંવ્હાંલામાં જ ઉલટો કલહ પ્રદીપ્ત કરે છે. ગુણુવાન હોવા છતાં મારા ત્રણે મોટા ભાઇઓ હું અહિં રહીશ ત્યાં સુધી મારી પુણ્યાઈની ઇર્ષાથી સુખમાં રહી શકે તેમ લાગતું નથી, કારણુ ન હોય તો કાર્ય પણ ઉપસ્થિત ન થાય, માટે બધી રીતે જોતાં હવે અહિં રહેવું

સુઝતા નથી. માટે હું કોઈ બીજા દેશમાં ચાલ્યો જાઉં. એજ મારા માટે યોગ્ય છે. દેશાટનથી ચતુરાઇ પણ જરૂર વધશે.'

'કહ્યું છે કે દેશ-વિદેશમાં પ્રવાસ, પંડિતો સાથે મિત્રતા, વેશ્યાનો પ્રસંગ, રાજ્યસભામાં પ્રવેશ તથા અનેક શાસ્ત્રોનું અવલોકન એ પાંચ વસ્તુઓ વિવેક પૂર્વક વ્યવહારમાં લેવાય તો ચતુરાઇના મૂળ કારણો છે. પ્રવાસ કરવાથી ભાત-ભાતના ચરિત્રો જોવામાં આવે છે, સજ્જન દુર્જન માણસો વચ્ચેનો તફાવત સમજવામાં આવે છે. તેમજ આત્માની શક્તિ પણ ખીલે છે, માટે પૃથ્વી પર્યટન કરવું કળામાં કુશળતા, ભાગ્ય બળ તથા સ્થિરતા તથા બુદ્ધિનો વૈભવ એ બધાંયને માટે દેશાંતર એ એક કસોટી સ્થાન જેવું છે. ખરા ભાગ્યશાળી તો તે માણસો જ છે કે, જેઓને મનને આહલાદિત કરે તેવા ખજાનાની માફક કૌતુકો પગલે પગલે જોવાં મળે છે'

વળી બુદ્ધિશાળી ધન્યકુમારે વિચાર્યું કે, 'વડિલબંધુઓ આજે ખલવૃત્તિને આશ્રય કરનારા બન્યા છે; તો મારે હવે એ લોકોના સંસર્ગમાં રહેવું તે હિતાવહ નથી. કારણ કે 'હાથીથી હજાર હાથ છેટે રહેવું; ઘોડાથી સો હાથ છેટે રહેવુ, શીગડાવાળા અન્ય જનાવરોથી દશ હાથ છેટા રહેવું, અને દુર્જનોથી તો દૂર થઇ પરદેશમાં જ ચાલ્યા જવુ.' આવો ડહાપણપૂર્વકનો મનમાં વિચાર કરીને જેમ રાત્રે પક્ષીઓ માળા તરફ જવાને આતુર બની જાય તેવી રીતે પરદેશમાં પ્રયાણ કરવાને માટે ધન્યકુમાર પણ આતુર બની ગયા.

એક અવસરે તેમના એક સબંધી શ્રીમંતના ઘેર ઉત્સવ હતો, તેથી માતા-પિતા ઇત્યાદિ ઘરના માણસો આખો દિવસ ઉત્સવમાં ગૂંથાયેલા હોવાથી, જવા આવવાની દોડાદોડ તથા કામની ધમાલથી થાકયા પાકયા રાત્રીના સમયે તે બધા સુખેથી ઘોર નિદ્રામાં પડયા હતા. ને રાત્રીનું જ્યારે વાતાવરણુ શૂન્ય હતું, કોઈ જાગતું ન હતું, ત્યારે ધન્યકુમાર નવકાર મહામંત્રનું સ્મરણુ કરતો ઘરની બહાર નીકળી માળવા તરફ ચાલી નીકળ્યો.







## ૧૦ : અદ્‌ભુત નિઃસ્પૃહતા

લક્ષ્મીને ક્રીડા કરવાને યોગ્ય સ્થળ જેવા માળવા દેશમાં ફરીને અનેક ગામડા, શહેરો તથા વનો નિહાળતાં બપોર થતાં ધન્યકુમાર ભૂખ્યો થયો. આ સમયે એક ખેતરમાં તે ભૂખ્યો ભૂખ્યો એક વડલાના ઝાડ નીચે આરામ લેવા બેઠો. તે ખેતરમાં એક ખેડુત ખેતી કરતો હતો. તે દિવસ કોઇ લોક ઉત્સવનો હોવાથી તે ખેડુતની સ્ત્રી ભાત, દાળ અને લાપસી વગેરે મિષ્ટાન્ન લઇને આવી. ભૂખ તથા તૃષાથી કરમાઇ ગયેલ, સુન્દર આકૃતિવાળા ધન્યકુમારને જોઇને તે ખેડુતે વિચાર્યું; 'અહો! આ સુંદર આકૃતિવાળો કોઇ સત્ત્વશાળી પુરુષ જણાય છે. તાપથી કંટાળેલો તે અહિં આરામ લે છે; ચાલ તેને ભોજન માટે આમંત્રણ કરૂં.' આમ વિચારી સરળ હૃદયના પરોપકારી ખેડુતે ધન્યકુમાર પાસે આવી ધન્યકુમારને આદર સહિત ભોજન માટે નિમંત્રણ કર્યું.

સજ્જન પ્રકૃતિના ધન્યકુમારે તે સાંભળીને તે ખેડુતને કહ્યું; 'ભાઇ! તું મારાં મનની વાત સમજી ગયો તે તો ખરૂં. પરંતુ હું આ રીતે વગર પરિશ્રમનું ભોજન લેવા ઇચ્છતો નથી. સિંહ તથા સત્પુરૂષ અન્યના પરિશ્રમનું ભોજન લેતા નથી માટે જો તારી સમ્મતિ હોય તો હું

થોડીવાર તારૂં ખેતર ખેડું, પછી તું જે ખાવા આપીશ તે હું અમૃત સમાન ગણીને સ્વીકારીશ; કારણ કે સારા વંશમાં ઉત્પન્ન થયેલ માણસ ને પોતાનાં હાથની કમાણી જ ગૌરવ તથા માન આપનારી છે.' ધન્યકુમારની આવી અદ્‌ભુત મનોવૃત્તિ જાણીને ખેડૂતે કહ્યું; 'જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો.'

ખેડૂતની આ પ્રમાણે સમ્મતિ મેળવીને ધન્યકુમાર પોતે ઉઠીને તે ખેતરમાં જેવો હળ ખેંચવા ગયો તેટલામાં તો તે ખેતરની જમીનમા રહેલ એક પત્થર ભાગી જવાથી જમીનમા દાટેલ નિધાનનો ચરૂ બહાર નીકળી આવ્યો. ભાગ્યશાળીને ડગલે ને પગલે વગર ઇચ્છાએ પણ લક્ષ્મી પોત્તાની મેળે જ આવીને ભેટે છે. માટે જ કહ્યુ છે; 'જેવી રીતે બાળકો પાસે સ્ત્રીઓ અંગો છુપાવતી નથી, તેવી રીતે લોભ વિનાના પુરૂષની પાસે પૃથ્વી પોતાના ગુપ્ત નિધાનને છૂપાવતી નથી -પ્રગટ કરે છે.'

સોનાથી ભરેલો તે ચરૂ જોઇને ઉદાર ચિત્તવાળા ધન્યકુમારે તરતજ તે કાઢીને ખેડૂતને સોપ્યો, ખેડૂતે કહ્યું; 'હે ભાગ્યશાળી પુરૂષ ! તમે ખરેખર પુણ્યવાન છો, તમારી પુણ્યાઈના કારણે આ અપરિમિત ખજાનો પ્રગટ થયો છે, માટે તેનો તમે જ સ્વીકાર કરો.' ધન્યકુમારે કહ્યું; 'ભાઇ ! પારકુ ધન કદિ ન લેવાનો મેં નિયમ કર્યો છે. આ જમીન તમારી છે, માટે જેમ યોગ્ય લાગે તેમ તેની વ્યવસ્થા કરવાને તમે અધિકારી છો, આ ધનમાં મારો અધિકાર નથી,'

ધન્યકુમારની આવી અદ્ભુત નિઃસ્પૃહતા તથા સરળતાથી તે ખેડૂતે અતિશય આશ્ચર્ય પામી, ભક્તિ ભરપૂર હૃદયે ધન્યકુમારને કહ્યું; 'પુણ્યવાન! અનર્ગળ ધન આપીને આજે તમે મારી દરિદ્રતાનો નાશ કર્યો છે, હવે તો તમે જરૂર મારું ભોજન સ્વીકારો.' એ રીતે તે ખેડૂતના અતિશય આગ્રહથી ધન્યકુમારે તેની સ્ત્રીએ લાવેલ ભોજન કરી તેની રજા લીધી, અને તે આગળ ચાલી નીકળ્યો. વિશ્વનું હિત કરનાર સજ્જન પુરૂષો સૂર્યની માફક કદિ પણ એક સ્થળે રહેતાં નથી.

ધન્યકુમારના ગયા પછી ખેડૂત વિચારવા લાગ્યો; 'આવા ઉત્તમ પુરૂષ પાસેથી મેળવેલું ધન જો હું નિઃશંકપણે ભોગવીશ તો ઈર્ષ્યાળુ તથા પારકાનું ઘર ભાંગવામાં રાજી રહેનારા માણસો જાતજાતની વાતો કરશે, પરસ્પર વાત કરતાં તે લોકોની વાત વાયુવેગે રાજા સુધી પણ પહોંચ્યા વગર રહેશે નહિ, વળી રાજા પણ કાચા કાનના હોવાથી તે લોકોની વાત સાચી માની મને કેદમાં નાંખી આ સર્વ ધન કદાચ લઇ પણ લેશે, અને નકામો દુઃખી થઇ જઇશ. માટે પહેલેથીજ બનેલ બીના રાજાને જણાવું અને પછી જ તેના આદેશ પ્રમાણે કરૂં કે જેથી ભવિષ્યમાં કોઇ મૂંઝવણ મને ન રહે.' આવો વિચાર કરી તે ખેડૂતે રાજા પાસે જઇને બનેલ સર્વ હકીકત રાજાને કહી સંભળાવી. ખેડૂતની વાત સાંભળીને રાજા આશ્ચર્યચકિત થઇ જઈ તેને કહેવા લાગ્યો; 'ભાઈ! ખેતરમાંથી આ રીતે નિધાન નીકળ્યું, તેમાં કાંઇ

નવાઈ જેવું નથી, કારણ કે પૃથ્વીમાં પગલે પગલે દ્રવ્ય દાટેલા હોય છે પરંતુ આટ-આટલું અનર્ગળ ધન મેળવી તે સજ્જન પુરૂષે આ રીતે ત્યજી દીધું, તે તો ભારે આશ્ચર્યની વાત છે. પૃથ્વીને રત્નગર્ભા કહેવામાં આવે છે. તે આવા સત્પુરૂષોથી જ સત્ય માની શકાય છે, ખરેખર, તારા સદ્ભાગ્ય કે આવા પુણ્યવાનનાં તને દર્શન થયાં, તેમજ તેમની સેવા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. તેણે આપેલ પ્રસાદ તને મળ્યો, તેથી પણ તને ધન્ય છે. જો તેના જેવા શ્રેષ્ઠ માણસે આ ધન તને અર્પણ કર્યું, તો પછી હું પણ તે તને જ આપું છું. પરંતુ તે ઉત્તમ પુરૂષનું નામ પ્રખ્યાત થાય તેમ તારે કરવું.'

આવાં રાજાના શબ્દોથી ધન્યકુમારની કીર્તિનો ફેલાવો કરવા તે ખેડૂતે તે ખેતરની આસપાસ એક ગામ વસાવી તે ગામનુ નામ ધન્યપુર પાડયું અને તે સમાચાર રાજાને જણાવ્યા. રાજાએ તે ગામની માલિકી તે ખેડૂતને આપી, એટલે તે ખેડૂત, રાજાએ આપેલ તે ગામના મુખી તરીકેનો અધિકાર પ્રાપ્ત કરી, સુખપૂર્વક રહેવા લાગ્યો. અને હમેશાં ધન્યકુમારના ઉપકારને પોતાનાં હૃદયમાં સંભારવા લાગ્યો.

આ બાજુ ધન્યકુમાર આગળ ચાલતાં અનેક શહેરો, વનો નિહાળતાં મધ્યાહ્નના અંતે હંસ જેમ માનસ સરોવર તરફ જાય તેમ દિવસ આથમવાના સમયે એક ગામ પાસે તે આવી પહોંચ્યો. સાંજના સમયે નદીના કિનારે નિશ્ચિંત મને રેતીને હાથવડે સરખી કરીને જાણે સૂઇ રહેવાને

કોમળ રજાઇ પાથરેલો પલંગ હોય તેમ તેના ઉપર નિઃશંકપણે ધન્યકુમાર બેઠો. પછી ધન્યકુમાર પોતાનાં હૃદયમાં શ્રી સિદ્ધચક્રરૂપ કમળનું સ્થાપન કરી એકાગ્રતાથી અરિહંતાદિપદનું મનમાં ધ્યાન ધરી એક ઘડી સુધી જાપ કરીને, ચોરાશી લાખ જીવાયોનિમાં રહેલા જીવોને ખમાવી. અઢારે પાપસ્થાનક વોસિરાવી, ચાર શરણોનો સ્વીકાર કરી, શુભ ભાવના ભાવતા સુખે નિદ્રાધીન થયો. અને એક પહોર રાત બાકી રહેતાં તે પંચ પરમેષ્ઠિને સંભારતો ઉઠયો. 'ઉત્તમ માણસોને નિદ્રા કલહ, આહાર. ક્રોધ તથા કામ એ પાચે દોષો બહુ જ મંદ હોય છે.'

આ સમયે શુભસૂચક શિયાળનો શબ્દ ધન્યકુમારના સાંભળવામા આવ્યો. 'ભાગ્યશાળી મનુષ્યોને પ્રાયે શુકનો શુભ તથા અનુકૂળ જ થાય છે.' ધન્યકુમારે એ શબ્દ સાંભળી, શુકન શાસ્ત્રનો વિચાર કરીને નિશ્ચય કર્યો કે, 'દિવસના દુર્ગા પક્ષીના શબ્દનું તથા રાત્રિના શિયાળના શબ્દનું ફળ મળ્યા વગર રહેતુંજ નથી.' તે તીવ્ર બુદ્ધિથી આ પ્રમાણે વિચાર કરતો હતો તેવામાં શિયાળણી બોલી; 'જો કોઇ ડાહ્યો પુરૂષ આ નદીના પ્રવાહમાં તણાતું શબ ખીંચી કાઢી તેની કેડે બાંધેલ રત્નો લે અને શબ મને ભક્ષણ કરવા આપે તો બહુ ઠીક થાય.' શિયાળણીના આ શબ્દોનો પશુ–પક્ષીની ભાષામાં નિષ્ણાત ધન્યકુમાર અર્થ વિચારી તરત જ ત્યાંથી ઉભો થયો અને તે શબ્દને અનુસરતો તે નદી કિનારે ગયો. 'ધનાર્થી ભોજનાર્થી તથા કૌતુક જોવાની ઇચ્છાવાળા

માણસોએ આળસ રાખવી એ મૂર્ખાઇ છે.' નદી કિનારે જઈને જોતાં તેના પુણ્યથી ખેચાઈ આવેલ નદીના પ્રવાહમાં તણાતું શબ તેણે જોયું. પ્રવાહમાંથી તેને ખીંચી કાઢી કેડેથી રત્નો લઇને શબ તેણે શિયાળણીને આપી દીધું. 'શુકનને અનુસરવાથી ફાયદો જ થાય છે.' પછી સૂવાના સ્થળે જઇને બાકીની રાત તેણે દેવગુરૂની સ્તવના કરવામાં પસાર કરી. સવાર થતાં તે આગળ ચાલી નીકળ્યો. અનુક્રમે ફરતાં ફરતાં દુર્ગમ વિંધ્યાચલને ઓળંગી મુનિ જેમ સંસારને વિંધીને મોક્ષમાં પહોંચે તેમ ધન્યકુમાર ઉજ્જયિની નગરીમાં પહોંચ્યો.

આ સમયે ઉજ્જયિનીમાં ચંડપ્રદ્યોત નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની આજ્ઞામાં સોળ મોટા સામંત રાજાઓ હતા. તે તરવાર ગ્રહણ કરતો કે તરત જ તેના શત્રુઓ થરથર કંપતા હતા. તે રાજા બુદ્ધિમાં અભયકુમાર જેવા મંત્રીની પોતાના માથા પરનો રાજ્યની જવાબદારીનો ભાર હલકો કરવાની ઇચ્છાએ શોધમાં હતો. તેની પરીક્ષા માટે તેણે ડાંડી પીટાવીને જાહેર કર્યું હતું કે; 'જે બુદ્ધિશાળી માણસ સમુદ્ર નામના નગરની બહારના સરોવરની વચ્ચે આવેલા થાંભલાને, કિનારે ઉભા ઉભા દોરડાની ગાંઠથી બાંધી દેશે તેને રાજા મંત્રીપદ આપશે.' આ વાત સાંભળીને ઘણા લોકો તે થાંભલાને બાંધવાનો ઉપાય ચિંતવવા લાગ્યા; પરતુ કોઇની બુધ્ધિ ચાલી શકી નહિ.

આ વાત બની હતી તેવા સમયે ધન્યકુમાર ત્યાં આવ્યો.

તેણે ઉદ્દઘોષણાનું નિવારણ કરીને થાંભલાને બાંધવાનુ કબુલ કર્યું. રાજપુરુષોએ રાજસભામાં પધારવાનું આમંત્રણ કરવાથી નિર્મળ બુદ્ધિવાળા ધન્યકુમારે સેવકો સાથે રાજા પાસે જઈને નમસ્કાર કર્યા. રાજાએ પણ તેનું રૂપ તથા તેજ જોઇને વિચાર કર્યો; 'ચોક્કસ આ ઉત્તમ પુરૂષ મારા આદેશને સફલ કરશે. મારો કરેલ પ્રયાસ ફળીભૂત થવાનો સંભવ લાગે છે.' આમ વિચારી રાજા ધન્યકુમારને કહેવા લાગ્યો; 'મારી ઈચ્છા પાર પાડી તમારી બુદ્ધિનું ફળ તમે મેળવો તેમજ લોકોની જિજ્ઞાસા તૃપ્ત કરો.'

પછી રાજા તથા પ્રજાજન સહિત ધન્યકુમાર જેના કિનારા ઉપર ઘણા સાગના વૃક્ષો રહેલા છે, એવા સરોવરના તીરે જઈ પહોંચ્યો. ત્યાં બુદ્ધિશાળી ધન્યકુમારે કિનારે રહેલ સાગના વૃક્ષ સાથે દોરડાનો એક છેડો બાંધ્યો અને બીજા છેડાને હાથમાં રાખીને આખા સરોવરની પાળ ફરતો ફર્યો. પછી ઝાડ સાથે બાંધેલો છેડો છોડી તેનો ગાળીઓ કરી તેમાં બીજો છેડો પરોવ્યો. પછી ગાળીઓ છુટો મૂકી તેમાં પરોવેલો છેડો ખીંચવા માંડયો, એટલે ગાળીઓ પાણીમાં પડયો. પછી જેમ બીજો છેડો ખેંચતો ગયો તેમ તેમ ગાળીઓ થાંભલા નજીક ખેચાતો ગયો; એમ કરતાં કરતાં ગાળીઓની ગાંઠ થાંભલા નજીક પહોંચી ગઈ અને થાંભલા સાથે બંધાઈ. આ પ્રમાણે સરોવરની મધ્યમાં રહેલાં થાંભલાને કિનારે ઉભા રહીને તેણે ગાંઠ બાંધીને રાજાના હુકમનો અમલ કરી દીધો.

આ પ્રમાણે તેની કળા જોઈને રાજા તથા અન્ય નગરજનો તેના ગુણરૂપી દોરડાથી બંધાઈ જઈ તેની પ્રશંસા કરવા લાગ્યા અને કહેવા લાગ્યા; 'અહો કેવી આની બુધ્ધિ! કેવો પ્રભાવ! ન જોયેલ, ન સાંભળેલ, ન બનેલ કામ ધન્યકુમારે આજે કર્યું છે.' પછી માણસો જેમ પ્રભાતમાં સૂર્યને અર્ઘ્ય આપે છે, તેમ તેના ગુણથી પ્રસન્ન થયેલા રાજાએ ધન્યકુમારને મંત્રીપદ આપ્યું. અજવાળીયું આવતા ચન્દ્રમા જેમ પૃથ્વીને પોતાના તેજથી ઝળહળાવી મૂકે છે, તેવી રીતે ધન્યકુમાર રાજાની કૃપા પ્રાપ્ત થતાં સમસ્ત રાજ્યને પોતાની નીતિથી દીપાવવા લાગ્યો. એ રીતે ધન્યકુમાર હમેશાં વધારે ને વધારે કીર્તિ તથા ધન મેળવતો ગયો અને મંત્રી તરીકેની પોતાની ફરજો પણ બજાવતો ગયો.

એક દિવસ પોતાના મહેલની અટારીમાં ઉભો ઉભો તે ધન્યકુમાર બજારની શોભા નિહાળતો હતો, તેવામાં અમાસના ચંદ્રની માફક દુર્દૈવથી હણાયેલા, ધનહીન, દીનદશાએ પહોંચેલા તથા ભૂખ તરસથી હેરાન થયેલા કુટુંબ સાથે પોતાના પિતાને ત્યાં ભમતા તેણે જોયા. તેમને જોઇ આશ્ચર્ય પામી તેણે વિચાર્યું; 'ખરેખર! કર્મની ગતિ વિચિત્ર છે. કારણ કે કરોડો સુવર્ણ યુક્ત ઘર છોડી હજુ તો થોડા સમય અગાઉ જ હું અહિં આવ્યો છું, તે સર્વ દ્રવ્ય આટલા દિવસમાં કઇ રીતે નાશ પામ્યું કે જેથી આવી દશાએ પહોંચેલા મારા કુટુંબને હું પ્રત્યક્ષ જોઉં છું? કર્મથી કોઈ છૂટી શકતું નથી.' કહ્યું છે કે, 'ન ધારેલ ન વિચારેલ વાતો કર્મ

કરે છે, છે અને સારી રીતે ગોઠવી રાખેલ બાજીને છિન્નભિન્ન કરી નાખે છે. આ સર્વ કર્મના ખેલ છે. મનુષ્યોનો વિચાર તેમાં કાંઈ જ કામ લાગતો નથી. કેમકે વિધિ (કર્મ) એવું કરે છે, કે જે મનુષ્યનાં ચિંતનમાં આવી શકતું નથી.' આમ વિચારી પોતાના કુટુંબને આદર પૂર્વક પોતાના મહેલમાં લાવી પિતા તથા ભાઈઓને નમસ્કાર કરી સ્નાનની, વસ્ત્રની તથા ખાવાની સર્વ વ્યવસ્થા ધન્યકુમારે કરી આપી. યોગ્ય સમય મળતાં તેણે પોતાના પિતા ધનસારને પૂછયું; 'પિતાજી! ધન, કીર્તિ તથા આરોગ્ય યુક્ત આપની આવી દશા કેવી રીતે થઈ? તે મને કહો.'

ધનસારે 'કહ્યું; વત્સ! જૈન શાસ્ત્રોનો જાણકાર હોવા છતાં વૈભવ તથા ધનના નાશ સબંધી મને પ્રશ્ન કેમ પૂછે છે? લક્ષ્મી વગેરે વૈભવ કાંઈ મારા મેળવ્યા મળ્યા ન હતા, તેથી મારે આધીન નહોતા; તે તો શુભ કર્મના ઉદયથી મળ્યા હતા, એટલે તેને આધીન હતા. કર્મનો ઉદય બે પ્રકારનો હોય છે. પુણ્યોદય તથા પાપોદય. જ્યારે પુણ્ય ઉદયમાં આવે છે ત્યારે ઇચ્છાએ તેમજ અનિચ્છાએ પણ ધનસંપત્તિથી ઘર ભરાઇ જાય છે, તેમજ જ્યારે પાપ ઉદયમાં આવે છે ત્યારે સારી રીતે સાચવેલ ને સચવાયેલ છતાં પણ ધન અને સંપત્તિ નાશ પામે છે. આમ હોવાથી પહેલાં પુણ્યનાં ઉદયને લીધે બધું અનુકૂળ થતું હતું; પછી પાપ ઉદયમાં આવતાં સર્વ નાશ પામ્યું છે. વધારે શું કહું? સ્ત્રી પુત્રાદિ પરિવારમાં એક પણ જો ભાગ્યશાળી હોય તો

તેના પુણ્યે આખું કુટુંબ સુખ અનુભવે છે, અને તે ચાલી જતાં પાછુ તેજ કુટુબ દુ:ખી થઇ જાય છે. આ પ્રમાણે શાસ્ત્રમાં કહેલ વાત મેં તો પ્રત્યક્ષ અનુભવી છે.'

ધનસાર શેઠ પોતાના પુત્ર ધન્યકુમારને કહે છે, 'વત્સ ધન્ય! કળાવાન તથા ભાગ્યશાળી તુ ઘરમાથી ગયો કે પછી થોડા સમયમાં જ કોઈ એક ચાડિયા માણસના ઉશ્કેરવાથી રાજાએ પ્રતિકૂળ બની જઇ અમને કેદમાં પૂરી ભારે દંડ કરી બધું ધન લઇ લીધું. કાંઈક ધન ચોરો ચોરી ગયા. કાંઇક આગમાં સળગી ગયું, કાંઇક પૈસા આવડત વગરના વ્યાપારમાં અવળા કર્યા, જમીનમા દાટેલ ખજાનાઓ દુષ્ટ દેવતાઓ હરી જવાથી માટીરૂપ બની ગયા. છેવટે એવી સ્થિતિ આવી પહોંચી કે આવતી કાલે શુ ખાવુ તેના સાંસા પડવા લાગ્યા. ઘરમાં એક પણ દિવસનુ અનાજ રહ્યું નહિં. આમ બનતાં કૃષ્ણપક્ષના ચન્દ્રની માફક કળા રહિત એવા અમે સર્વે હે ભાઇ! ભારે કષ્ટ સહન કરી તને શોધવા નીકળ્યા. પૂર્વ જન્મનાં કોઈ મહાભાગ્યના ઉદયે આજ તારાં દર્શન થયા. તારાં દર્શનથી તથા તારો અભ્યુદય જોવાથી મારૂં સર્વ દુઃખ નાશ પામ્યુ છે. અને મારૂં હૃદય આનંદથી ઉભરાઇ જાય છે.'

પિતાનું આ પ્રમાણેનું કથન સાંભળી ધન્યકુમાર વિનય પૂર્વક બોલ્યો; 'હે તાત! મારા ભાગ્યનો ઉદય થયો કે જેથી આજે આપનાં ચરણકમળનાં દર્શન થયાં. રાજ્યમાન વગેરેનું સાચુ ફળ મને આજે મળ્યું. આજથી દુઃખની

વાતો ભૂલી જઈને અહિં આપ સુખ તથા આનંદથી રહો. હું તો આપનો આદેશ ઉઠાવનાર સેવક બનવાને યોગ્ય છું. આપે હવે બિલકુલ ચિંતા કરવી નહિ' માતા, મોટાભાઈઓ તથા ભોજાઈઓને સંતોષી, ધન્યકુમારે વસ્ત્ર, પૈસા તથા અલંકાર વગેરે તેઓને બહુમાનપૂર્વક આપ્યું. સજ્જનોનો આ સ્વભાવ યોગ્ય જ છે. જેવી રીતે શુકલ પક્ષનો ચંદ્રમા શોભાને પામ્યો, કુમુદને પણ શોભાવે છે, તેવી રીતે સર્વને અંતરથી ચાહતો ધન્યકુમાર આખા કુટુંબને વિવિધ સુખોથી પોષવા લાગ્યો; પરંતુ અંધકારની માફક ઘૂવડ પ્રકૃતિવાળા મોટા ભાઈઓથી સૂર્ય સમાન પ્રકાશવાળા ધન્યકુમારની કીર્તિ સહન થઇ શકી નહિ. ખરી વાત છે કે; 'ઘૂવડ પ્રકૃતિવાળા માણસો દિવસથી બ્હીતા અંધકારની જેમ પારકાનું તેજ સહન કરી શકતા નથી.'

એકદા ધન્યકુમાર રાજ્યસભામાં જઈ રાજ્યનું સર્વ કામ-કાજ પતાવીને રાજાની રજા મળતાં સુખાસનમાં બેસી ઘેર આવતો હતો. તેની આસપાસ જાતજાતના ઘોડા, હાથી, પાયદળ વગેરે ચાલતા હતા. જુદા જુદા દેશના ભાટચારણો અનેક પ્રકારના ગીતોથી તેની સ્તુતિ કરતા હતા, તેમજ આગળ ઢોલ શરણાઇ વગેરે વાજીત્રો વાગી રહ્યા હતા. બજારમાં ધન્યકુમારની સ્તુતિ કરતાં લોકો કહેતા હતા કે, 'જૂઓ! મનુષ્ય ભવમાં પણ ધન્યકુમારનું કેવું દેવતા જેવું તેજ છે! ઉદારતા, ધૈય, ગાંભીર્ય, શૂરવીરતા, રૂપ વગેરે ગુણોમાં આને પહોંચી શકે તેવું દુનિયામાં કોઇ દેખાતું નથી. પારકાનું

ભલું કરવાની વૃત્તિ, ગરીબ અપંગનો ઉદ્ધાર કરવાની ઇચ્છા, પોતાના કુટુંબને પોષવાની બુધ્ધિ, કોઇ ઇષ્ટ અનિષ્ટ ગમે તેવુ બોલે તે સહન કરવાની વૃત્તિ વગેરે ગુણોથી યુક્ત હોવાથી ચાર ભાઇઓમાં સર્વથી નાનો છતાં તે મોટો હોય તેમ લાગે છે.' તે અવસરે માણુસોનાં ટોળામાંથી એક જણુ બહાર આવીને બોલી ઉઠયો કે, 'ભાઇ! ગુણુવાન માણુસોની ઉમ્મર જાણુવાની શી જરૂર હોય? કિંપાકના ફળ જેવા મોટા ભાઇઓ પુણ્યના ભંડાર ધન્યકુમારના પ્રતાપે જ ઇચ્છિત સુખ ભોગવે છે. જ્યારે પ્રથમ અહિં તેઓ આવ્યા ત્યારે ભિખારીથી પણુ વધારે કંગાળ હાલતમાં શું આપણે તેઓને જોયા નહોતા? હવે તો અભિમાનથી છલકાઇ જઇને તથા મોઢા ઉપર તિરસ્કાર તથા કટાક્ષની છાયા લાવીને સામો નમસ્કાર કરવા જેટલો વિવેક પણુ તેઓમાં રહ્યો નથી ખરે-ખર અવિવેક એ મોટુ દૂષણુ છે.'

આમ જેના તેના દ્વારા થતી ધન્યકુમારની પ્રશંસાને ધનદત્ત, ધનદેવ, ધનચંદ્ર—એ ત્રણે મોટા ભાઇઓ સાંભળીને જવાળાની પેઠે બળતાં (સુકાતાં) લોભને વશ થઇ પિતા પાસે આવીને કહેવા લાગ્યા; 'પિતાજી! અમે સર્વ જુદા થવા માંગીએ છીએ. આજથી અમે ધન્યકુમારની સાથે રહેવા ઇચ્છતા નથી, માટે અમને અમારો ભાગ વહેંચી આપો.'

ધનસાર તેમનાં વચનોને સાંભળીને જરા હસીને કહેવા લાગ્યા; 'પુત્રો! તમે ધન લેવા નીકળ્યા છો? પરંતુ વિચાર

કર્યો કે, ધન્યકુમારને આપણે આપ્યું છે શું કે જે લેવાને તમે આટલા આતુર બની ગયા છો ? વળી આપણે પ્રતિષ્ઠાનમાંથી અતિશય ગરીબ થઇ જવાથી એક પોતડીભેર નીકળી અત્રે આવ્યા અને સજ્જનતા, વિવેક, ગૌરવ, સ્વજનસ્નેહ, વગેરે ગુણોથી તમારા દોષો ભૂલી જઇને ધન્યકુમારે ઇચ્છાનુસાર ધન તથા કપડાંઓથી તમારો સત્કાર કર્યો તે બધા દિવસો ભૂલી ગયા ?'

પિતાનાં મુખેથી આવા શબ્દો સાંભળીને દુષ્ટ સ્વભાવના તે વડિલ ભાઇઓ ધૂવડની માફક બળતા કઠોર વચનથી કહેવા લાગ્યા;

'પિતાજી ! તમે તો દૃષ્ટિરાગથી અંધ બની ગયા છો, તેથી તેનો કાંઈ પણ દોષ જોઇ શકતા નથી અને તેને ગુણનો ભંડાર જ સમજો છો. તે જે કાંઈ કરે છે તે બધું તમારા મનથી સારૂં જ જણાય છે, પરંતુ ધન્યકુમારની માયા તો અમે જ જાણીએ છીએ. સ્નેહથી શૂન્ય ધન્યકુમાર ઘેરથી છૂપી રીતે બહુ રત્નો લઈ ગયો હતો. અહિં આવીને તે ધનથી રાજ્યાધિકારીઓને લાંચ આપીને મોટી પદવીને તે મેળવી બેઠો છે. લક્ષ્મીથી શું નથી બની શકતું ? લક્ષ્મી હોવાથી જ ક્ષારપણાથી પીવાને અયોગ્ય પાણીવાળા સમુદ્રને પણ લોકો રત્નાકર તરીકે સંબોધે છે. માટે પિતાજી ! અમે બીજું કાંઇ ન સમજીએ. અમને અમારી મિલ્કતનો ભાગ આપી દ્યો.'

સત્ત્વશીલ ધન્યકુમાર આ પ્રમાણે પિતા–પુત્રોની વચ્ચે કલહનું મૂળ કારણ પોતાને સમજી લક્ષ્મીથી ભરેલ તે ઘરને

ત્યજીને ત્યાંથી નીકળી પડ્યો, પ્રયાણસમયે સારા શુકનો, પક્ષીઓના સ્વરો, સારા શબ્દો તથા શુભ ચેષ્ટા વગેરેથી ઉત્સાહી બની તેને વધાવી લઇને તે મગધદેશ તરફ ચાલી નીકળ્યો. જુદા જુદા ગામ, નગર, વન, વાડી વગેરેને ડગલે ને પગલે જોતો અને સિંહની માફક નિર્ભીકપણે એકલો જતો તે આગળ ને આગળ ચાલ્યો.

આગળ જતાં ગંગાતીરે અશોક વૃક્ષની નીચે શાન્ત તથા ઇન્દ્રિયોના સંયમવાળા સર્વ ગુણોના ભંડાર, ધર્મની ખાણ જેવા તથા અદ્‌ભુત રૂપવાળા બે મુનિઓને તેણે જોયા. ચંદ્રોદય વખતે ચકોરને, મેઘને જોતાં જેમ મોરને અને સ્વામીનાં દર્શન થતાં જેમ સતી સ્ત્રીને આનંદ થાય છે, તેમ હર્ષથી ભરપૂર હૃદયવાળો ધન્યકુમાર ચિંતવવા લાગ્યો; 'અહો! મારાં ભાગ્ય હજુ તપે છે કે જેથી આવા ઘોર વનની અંદર કે જ્યાં મનુષ્યો આવે પણ નહિ ત્યાં અણચિંતવ્યા ચિંતામણિ રત્નથી પણ અધિક એવા પુણ્યવાન મુનિરાજનાં મને દર્શન થયાં. આજનો દિવસ સફળ થયો. આજે કોઇ શુભ શુકન થયા હશે કે જેથી ઉન્હાળાની ગરમીમાં તૃષાતુર થયેલા પ્રવાસીને જેમ માનસ સરોવર મળે તેમ મને મુનિનો મેળાપ થયો. મારાં ધન્ય ભાગ્ય કે જેથી આ ભવ તથા પરભવની દ્રવ્ય તથા ભાવરૂપ તૃષા છીપાવનાર મુનીશ્વરનો સુયોગ મને પ્રાપ્ત થયો.'

આમ વિચારતાં રોમાંચિત થયેલો ધન્યકુમાર પાંચ અભિગમ જાળવવા પૂર્વક ત્રણ પ્રદક્ષિણા દઇ, પંચાંગ પ્રણામ

કરીને તે બંને મુનિવરોને ઉદ્દેશીને સ્તુતિ કરવા લાગ્યો; 'હે મુનીશ્વર! આપનાં દર્શન થવાથી મને યુગપ્રધાન ગૌતમ સ્વામીનાં દર્શન થયા એમ હું માનું છું. વળી હે ભગવન્! આપે ક્રોધને જીત્યો છે, માનને હઠાવી દીધું છે શી આપની સરળતા? અને શી નિ:સ્પૃહતા? આપનાં પુણ્ય દર્શનથી આજ મારો જન્મ કૃતાર્થ થયો, એમ હું માનું છું' આ રીતે સ્તુતિ કરી સંયમ તથા શરીરની કુશળતા પૂછી ધન્યકુમાર તે બંને મુનિવરોની સામે અવગ્રહ જાળવીને બેઠો. મુનિ પણ ધન્યકુમારને ધર્મ સાંભળવાની ઈચ્છાવાળો જોઇ જૈન આગમનું કંઇક રહસ્ય સમજાવવા માટે ધન્યકુમારને આ પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા;

'હે ભવ્ય! આ અગાધ સંસાર સમુદ્રમાં જીવો મિથ્યાત્વ, અવિરતિ કષાય, તથા યોગ આ ચાર કારણોથી કર્મો બાંધી તેના ઉદયથી જુદી જુદી જાતિ, કુળ, સ્થાન તથા યોનિઓમાં ઉત્પન્ન થયા જ કરે છે તેઓ સદા જન્મ, જરા, વ્યાધિ તથા મરણનાં દુ:ખો ભોગવ્યાં જ કરે છે, ત્યાં મોહરાજાનું કુરાજ્ય ચલાવનાર મિથ્યાદર્શન નામનો તેનો મંત્રી બધા જીવોને પોતાની આજ્ઞામાં રાખવાને માટે અવિરતિ, યોગ કષાસ તથા મિથ્યાત્વરૂપી મદિરા પાઇ, મીઠી વાતો કરીને ઉન્મત્ત બનાવે છે. જીવો આ બધાયથી ઉન્મત્ત બનીને દેવ, ગુરૂ, ધર્મ, હિત, અહિત કૃત્ય, અકૃત્ય, પોતાનું, પારકું, આલોક, પરલોક વગેરેમાંથી કાંઇ પણ જાણી શકતા નથી. કેવળ આહાર નિદ્રા, ભય તથા મૈથુન

સંજ્ઞામાં આસક્ત બની સંસાર વધારે છે. વિષયો અને કષાયોની આધીનતાથી અજ્ઞાની આત્માઓ શું શું અકાર્ય નથી કરતા? આગમમાં વિષયને વિષ (ઝેર) કરતાં પણ ભયંકર કહેલ છે. કહ્યું છે કે, 'વિષય અને વિષમાં ઘણો ફેર છે, કારણ કે વિષ તો તેના ખાનારને જ મારે છે, પરંતુ વિષયો તો સ્મરણ કરનારને પણ મારે છે. વિષયમાં વિષ કરતા ફક્ત એક જ અક્ષર વધારે છે, પરંતુ તે કેવી ખરાબ અસર છે!'

'જેઓ રસનેંદ્રિયમાં આસકત છે, તેઓ વધારેમાં વધારે નવ આંગળની જીભલડીને તૃપ્ત કરવાને માટે નિર્દયપણે એકેંદ્રિયથી પંચેંદ્રિય સુધીના સર્વ જીવોની હિંસા કરે છે; જેથી તન્દુલમત્સ્યની માફક અન્તર્મુહૂર્તમાં મરી સાતમી નારક સુધી જાય છે. જ્યારે રાજગૃહીના લોકો ઉજાણીએ ગયા હતાં, ત્યાં પોતાનાં દુષ્કર્મના ઉદયથી કાંઇ પણ નહીં પામતા દ્રમકની જેમ ઇચ્છા પૂરી થયા સિવાય જીવો દુર્ગતિમાં જઇને ભારે કર્મનાં ફળો અનુભવતા સંસારમાં પરિભ્રમણ કરે છે. ચક્ષુ ઇંદ્રિયમાં આસકત પુરૂષો અનુકૂળ અથવા પ્રતિકૂળ રૂપ રંગ મળતાં અથવા ન મળતાં પ્રબળ રાગ-દ્વેષમાં પડી જઇને ઉત્કૃષ્ટ સ્થિતિ અને રસવાળાં કર્મોનો બન્ધ કરીને અનન્ત ભવનું ભ્રમણ કરે છે. શ્રોત્રેંદ્રિયમાં આસકત જીવો શ્રવણને જ સુખ તથા દુઃખ આપે તેવા શબ્દ માત્ર સાંભળવાથી જેમ ભાટે કહેલ ઉત્તમ કુળ તથા જાતિનું વર્ણન સાંભળીને સંગ્રામમાં સુભટો માથાં કપાવે

છે, તેમ હેરાન થાય છે; અને દુર્ગતિરૂપી કૂવામાં પડીને ક્લેશને પામે છે. કંઇક જીવો અનુકૂળ ગન્ધ પ્રાપ્ત કરવા માટે દુષ્કર્મ આચરે છે, અને મળથી મલીન થયેલા મુનિનો તિરસ્કાર કરવાથી દુર્ગન્ધા રાજપત્નીની જેમ દુ ખ પામે છે, તથા સુગન્ધીમાં આસકત ભમરાની માફક હેરાન થાય છે. તથા સ્પર્શનેદ્રિયમાં આસકત મનુષ્યોની સ્થિતિ વિષે તો કહિવું જ શું ? તેમજ પ્રિયમેલક તીર્થની માફક જયાં પાંચે વિષયો એકત્ર થાય ત્યાં તો જીવ અઘોર પાપો કરવાને તત્પર થાય છે. પરસ્ત્રીમાં આસકત જીવો અતિ તીવ્રપણે અઢારે પાપસ્થાનકનું આચરણ કરે છે અને તેથી આલોકમાં રાજ્ય, દ્રવ્ય, યશ, ભોગ તથા આયુષ્ય હારી જાય છે અને પરભવમાં અનન્ત કાળ સુધી નરક તથા નિગોદમાં બ્રહ્મદત્ત ચક્રવર્તીની માફક પરિભ્રમણ કરે છે.'

'ખરેખર આશ્ચર્યજનક વાત તો એ છે કે 'જે જીવો વિયયોને બહુજ આસક્તિથી સેવે છે, તે જ વિષયો અન્ય અન્ય શરીરમાં બીજા ભવોમાં પરંપરાએ વૃદ્ધિ પામીને દશ ગણા, સો ગણા, હજાર ગણા, લાખ ગણા, કરોડ ગણા કે તેથી પણ વધારે ગણા પ્રતિકૂળ સહન થઇ ન શકે તેવા, વર્ણવી અથવા કલ્પી પણ ન શકાય તેવા દુઃખો તેને દે છે. આ દુઃખોનો અનુભવ કેવળી સિવાય બીજા કોઇને આવી શકતો જ નથી. કોઈથી તેનું વર્ણન થઇ શકે તેમ નથી. 'વિષયોને પરવશ થયેલ આત્મા ભવોની અરઘટ્ટઘટિકામાં પડે તેમાં નવાઇ પણ શી ? કારણ કે–' કરે તેવું પામે '

એવો જગતનો નિયમ છે. પરંતુ નવાઇ જેવું તો એ છે કે વિષયો ઉપભોગ કર્યા સિવાય ફક્ત સ્મરણ માત્રથી પણ જીવોને દુર્ગતિમાં અનેક પ્રકારની વ્યથાઓ આપીને તેને અતિ દુઃખી કરે છે. આને અંગે એક કથા હું કહું છુ તે તુ સાંભળ.'



## ૧૨ : સુનંદા અને રૂપસેન

પૃથ્વી ભૂષણ નગરમાં કનકધ્વજ નામનો રાજા રાજ્ય કરતો હતો; તેને યશોમતી નામની રાણી હતી તેઓને ગુણચંદ્ર તથા કીર્તિચંદ્ર નામના બે પુત્રો તથા રૂપ, યૌવનાદિ ગુણોથી ભરપૂર, ચોસઠ કળામાં પ્રવીણ સુનન્દા નામની પુત્રી હતી. તે હજુ બાલિકા હોવાથી કામનો ઉદ્દભવ હજુ તને થયો નહોતો, એકવાર તે સખીઓ સાથે સાત માળવાળા મહેલની ઉપરની અગાશી ઉપર ઉભી ઉભી નગરનું સ્વરૂપ નિહાળતી હતી. બહુ જ ઉંચાણમાં તે મહેલ હોવાથી તેની દૃષ્ટિ ઘણે દૂર સુધી પહોંચી શકતી હતી.

આ અવસરે તે નગરના કોઈ પ્રસિધ્ધ ગૃહસ્થનાં ઘેર રૂપવંતી સુંદર અને સુશીલ સ્ત્રી હતી, તેના વિનયાદિ ગુણો, મધુર વચનો તથા દર્શન માત્રથી ક્રોધી માણસોનો ક્રોધ પણ ટકી શકતો નહિ. આવી ઉત્તમ સ્ત્રીનો પતિ કાંઇક સાચું ખોટું બ્હાનું કાઢીને તેને લાકડીવડે નિર્દયપણે મારતો હતો. તે સ્ત્રી પતિના પગમાં માથું ધરી મીઠા શબ્દોથી વિનવતી હતી; 'સ્વામી ! પ્રાણાધાર ! મેં કાંઇ જ અપરાધ કર્યો નથી, કોઇ દુષ્ટ માણસનાં અસત્ય વચનોથી શા માટે આપ મને મારો છો ? હું કુલીન કુટુંબની કન્યા છુ. આપ

મારી ઉપર મૂકવામાં આવતા ખોટા દોષની જરા તપાસ તો કરો! જો મારામાં દૂષણ પૂરવાર થાય તો પછી તમને યોગ્ય લાગે તેમ કરજો તે સિવાય મને વ્યર્થ મારવાથી શું?' આવી રીતે વિનયપૂર્વક યુવાન સ્ત્રી પોતાના પતિને જણાવતી હતી. છતા ઉન્મત તેનો પતિ તે સુશીલ અને વિનમ્ર સ્ત્રીને મારતો હતો.

પોતાના મહેલની અગાશી ઉપર ઉભેલી, અને આ બધું જોતી સુનન્દા તે અવસરે પોતાની સખીને કહેવા લાગી, 'તું આ પુરૂષની ક્રૂરતા તો જો! આવી રૂપ, યૌવન તથા ગુણયુક્ત સ્ત્રી ઉપર કાંઇક ખોટું આળ ચઢાવી તે તેને ચડાળની માફક મારે છે. જરા દયા પણ આવતી નથી. તે બિચારીને જોઇને મારૂં હૃદય ફાટી જાય છે, પરતુ પુરૂષને પોતાની પ્રાણપ્રિય સ્ત્રી ઉપર લેશમાત્ર દયા આવતી નથી. માટે સ્ત્રીઓએ પુરૂષને આધીન રહેવું એ મોટું દુઃખ છે. 'પુરૂષ ઘરનો નાયક છે' એવી લોકોમાં કહેવાતી વાત તદ્દન સાચી નથી, કારણકે પ્રિયા વિના ઘર હોઇ શકે જ નહિ. સ્ત્રી વિનાનો પુરૂષ પ્રવાસી જેવો જ કહેવાય છે. સ્ત્રી જ ઘરનો સાચો શણગાર છે. એક પેટ ભરવા જેટલો જ ઉપકાર કરવાથી સ્ત્રી આખી જીંદગી પુરૂષની આજ્ઞામાં રહે છે. સવારના ઉઠી સ્ત્રી હમેશાં પાણી ભરવા જાય છે, ઘરને વાળી ઝુડી સાફ રાખે છે, ઘરનાં ગાય વગેરે પશુઓનાં છાણ વગેરેની વ્યવસ્થા કરવાનું સર્વ કામ તે કરે છે, પછી ઘઉં વીણવા ખાડવા, દળવા,

દાળ ખાંડવી વગેરે કામ પણ સ્ત્રી જ કરે છે. રાંધવાની કળાથી સુંદર પકવાન્નો બનાવે છે. પતિ વગેરેને ભોજન કરાવીને ત્યાર પછી જ પોતે ભોજન કરવા બેસે છે. આટલું કર્યા પછી એઠાં વાસણો તે ઉટકે છે. તે સિવાય ઘેર આવેલ મહેમાનો–અતિથિઓનો તે સત્કાર કરે છે, તથા સાસુ, નણંદની યોગ્ય વિનય મર્યાદા સાચવે છે. જેઠની લાજ કાઢે છે. પોતાની મંદમંદ ગતિથી, ધીરૂં બોલવાથી તથા સ્મિત કરવાથી પતિના ઘરની શોભા વધારે છે, ઘેર આવેલ અતિથિ, અભ્યાગતનું ઔચિત્ય, સુપાત્રની ભક્તિ કરીને તથા યોગ્ય આહાર વહો-રાવીને સ્ત્રી ઘરના માણસોનાં પુણ્યમાં વૃધ્ધિ કરે છે. ગરીબ તથા અપંગ પ્રાણીઓને તથા ભિખારીઓને દયાથી દાન આપી પતિના યશ તથા પુણ્યનું પોષણ કરે છે.'

'એ રીતે દિવસના પ્રથમ ભાગનું કાર્ય જ્યાં પૂર્ણ કરે છે, ત્યાં બીજા ટંકની રસોઇ કરવાના કામમાં તે રોકાય છે. આમ આખો દિવસ તે કામમાં ગૂંથાયેલી રહે છે. આટલું કર્યા પછી વળી પતિને પ્રસન્ન કરવાને માટે સ્નાન કરી શણુગાર સજે છે, સાંજનો દીવો કરી ઘરને પ્રકાશિત કરે છે. શયનગૃહ શણુગારી તથા શય્યા બિછાવી જ્યાં સુધી પતિ ન આવે ત્યાં સુધી જાગતી રહે છે, ભોગ સુખ દે છે, કુળની વૃધ્ધિ કરવાના સાધનરૂપ સંતતિને ધારણ કરે છે સવારના પતિની પહેલાં ઉઠીને પાછી ઘર કામમા તે કુળવતી સ્ત્રી લાગી જાય છે. અતિશય દુખના સમયમાં

પુરૂષને જ્યારે માબાપ અને ભાઈ બહેન વગેરે સગાં-વ્હાલાંઓ ત્યજીને ચાલ્યા જાય છે, ત્યારે પણ સુશીલ સ્ત્રી પતિને ત્યજીને જતી નથી. ઘણા વીર પુરૂષોએ પણ સ્ત્રીને ત્યજી દીધાના દાખલા આપણે જોઇએ છીએ, પરંતુ કોઈ કુળવતી સતી સ્ત્રીએ પતિને ત્યજી દીધો હોય તેવું કદિ પણ બન્યું નથી.'

રાજકુમારી સુનંદા પોતાની સખી વસંતને ફરી કહે છે કે, 'પ્રિયસખી ! આના બદલામાં પુરૂષ શું કરે છે ? તે તું જો ! સમગ્ર જીંદગી ગૃહસ્થાશ્રમને પોતાના સહનશીલ સ્વભાવથી શોભાવનારી તે સ્ત્રીને કઠોર હૃદયવાળા પુરૂષો નિર્દયપણે મારતાં લજ્જા પામતા નથી. વળી આ જગતમાં નિંદા કરવાને યોગ્ય નિર્દય કાર્યો કરનારા પુરૂષો જ જોવામા આવે છે. જેમકે બધા વ્યસનના બીજરૂપ જુગાર પુરૂષો જ રમે છે, શિકારવડે વનમાં પશુઓને મારવામાં પણ પુરૂષો જ હોય છે ઉગ્ર પાપ બાંધવાનું મૂળ સાધન અભક્ષ્યનું ભક્ષણ તેમાં આસકત પણ પુરૂષો જ હોય છે, કારણકે સ્ત્રીઓ તો તેઓનું લાવી આપેલું જ રાંધી આપે છે. ચેતનને વ્યગ્ર કરી નાખનાર, સદ્બુધ્ધિને મૂઝાવી દેનાર, મુશ્કેલીએ મેળવેલા અમૂલ્ય મનુષ્ય ભવને પણ વ્યર્થ કરનાર મદિરાપાન કરવામાં પણ પુરૂષો જ મોખરે હોય છે. જાતિ, કુળ અને ધર્મની મર્યાદા નહિં ગણીને અનેક જારોથી ભ્રષ્ટ થયેલી વેશ્યાનાં ઘેર જવામાં પુરૂષો જ પ્રધાન હોય છે. વળી વિનય, લજ્જા, નમ્રતા વગેરે ગુણોથી

વિભૂષિત, પુત્રોથી ઘરની શોભામાં વૃદ્ધિ કરનાર રૂપ યૌવન યુક્ત પતિવ્રતમા પરાયણ પોતાની સ્ત્રીને ત્યજીને રાજ્ય, ધર્મ, આભવ પરભવ વગેરેને હારી જવાના કારણરૂપ પરસ્ત્રીને પુરૂષો જ સેવે છે. પ્રાણનો નાશ કરનાર, દુર્ગતિમાં પાડનાર અને બધાને અનિષ્ટ એવા ઘર ગામ વગેરે લૂટવા તથા ચોરી કરવી વગેરે નિર્દય કાર્યો પણ પુરૂષો જ કરે છે. વળી પુરૂષો જ નિરપરાધી અને ઘાસ તથા-જળ ઉપર જ નિર્વાહ કરનાર વનવાસી પશુઓની શિકારદ્વારા વ્યર્થ હિંસા કરે છે. વિષયલુબ્ધ પુરૂષો હજારો સ્ત્રીઓ પરણે છે, જ્યારે કુળવતી કન્યા પોતાનાં કર્મે પ્રાપ્ત થયેલ પતિની સેવા કરીને ઘરનો નિર્વાહ કરે છે, કદિપણ કુળની મર્યાદા ત્યજતી નથી. માટે સખિ! પુરૂષોને આધીન સ્ત્રીઓનાં જીવિતવ્યને ધિક્કાર છે. આ કારણથી હું તો લગ્ન કરીને સંકટમાં પડવા માંગતી જ નથી.'

'મેં કાલે જ પિતાજી તથા બાને વાત કરતાં સાંભળ્યા હતાં કે; 'હવે સુનન્દાના લગ્ન કરીએ,' માટે તું બા પાસે જઈને કહેજે કે, 'હમણાં સુનન્દા પરણવાની ઇચ્છા નથી રાખતી, માટે આપે જરા પણ ઉતાવળ કરવી નહિ.'

સુનન્દાની વાત સાંભળીને તેની સખી વસંતે કહ્યું; 'પ્રિય સખી! હજુ તું બાળક છે, પરંતુ યુવાવસ્થા પ્રાપ્ત થતાં સ્ત્રીનું જીવિત સર્વસ્વ સ્વામી જ છે. યૌવન અવસ્થામાં પતિ વિનાની સ્ત્રીની કિંમત ધૂળ કરતાં પણ ઓછી થાય છે. આ જગતમાં બે જાતના સુખો છે. એક

પૌદ્ગલિક તથા બીજું આત્મિક. તેમાં પૌદ્ગલિક સુખ બે જાતના. કારણ સુખ તથા સ્પર્શસુખ; કારણ સુખ દ્રવ્ય, સંપત્તિ, આદિથી પ્રાપ્ત થાય છે. તથા સ્પર્શ સુખ ખાન-પાન વગેરેથી મળે છે. પૌદ્ગલિક સુખેનું સાધન સ્ત્રીઓને પુરૂષ તથા પુરૂષોને સ્ત્રીઓ જ હોય છે, ધન, ધાન્ય વગેરે ઇન્દ્રિયોને સુખ આપનારી વસ્તુઓથી પૂર્ણ ઘર છતાં એક ફક્ત પતિના વિયોગથી સ્ત્રીનો સંસાર ઝેર બને છે. આત્મિક સુખ તો આત્માની ઉત્તમ દશાથી પ્રાપ્ત થાય છે, જેમા સમતાભાવ આવશ્યક છે, તે સિવાય તપ, જપ, દાન વગેરે સર્વ નકામા છે. વ્યવહારરાશિના જીવોએ સંસારમાં પરિભ્રમણ કરતાં અનન્ત પુદ્ગળપરાવર્તો પસાર કર્યા. એક એક જીવે અનેક ભવો દરમિયાન એવો એક પણ ધર્મ નહિ હોય કે જે ન કર્યો હોય. પરંતુ એક ફક્ત સમતા ન હોવાના પરિણામે તેનું ફળ તેને પૂરતું મળતું નથી. માટે હે સખિ! સાહસ કરીને તારે હાલ કાંઇ જ બોલવું નહિ જે વચન પાળવાની શકિત હોય તે વચન જ બોલવુ, જ્યારે યુવાની આવશે ત્યારે તને ખબર પડશે. આગમમા પણ બધા વ્રતોમાં બ્રહ્મચર્યવ્રત પાળવું સૌથી દુષ્કર કહ્યુ છે. માટે હાલ તું જરા ધીરી થા; તું હજુ અજ્ઞાન છો, તેથી તારે ન બોલવું તે જ ઉચિત છે.'

સુનન્દાએ કહ્યું; 'તેં જે કહ્યું તે સર્વ મેં ધ્યાનપૂર્વક સાંભળ્યુ છે; પરંતુ હાલ તો મારી ઇચ્છા નથી, માટે તુ માતુશ્રી પાસે જઇને કહે કે, 'સુનન્દાને માટે લગ્નની ઉતા-

હાલ કરશો નહિ; જ્યારે મારી ઇચ્છા થશે ત્યારે જણાવીશ. વળી મારા આવાસમાં કોઇ પણ કાર્ય માટે કદિ કોઇ પુરૂષને મોકલશો નહિ; મારી સખી અથવા દાસી મારફત કહેવરાવવું હોય તે કહેવરાવજો.'

વસંતે મહારાણી પાસે જઇ આ સંદેશો કહ્યો. મહારાણીએ પૂછ્યું કે, 'આમ કહેવરાવવાનું કારણ શું?' સુનન્દાની સખી વસતે કહ્યું; 'કાંઈક કારણ મળવાથી તે લગ્ન અંગે બેપરવા બની જઇને ના, ના, કહે છે; પરંતુ જુવાની આવશે એટલે પોતાની મેળે જ સમજી જશે. એમાં કાંઇ ચિન્તા કરવા જેવું નથી.' માતાએ કહ્યું; 'ભલે, જેવી ઈચ્છા.' સખીએ પાછી ફરીને સુનંદાને સર્વ વાત કહી. સુનન્દા તે સાંભળી સ્વસ્થ બની. ત્યાર બાદ સખીઓ સાથે પોતાના આવાસમાં સુખપૂર્વક તે સમય પસાર કરવા લાગી.

આ સમયે તે શહેરમાં વસુદત્ત, નામનો એક શ્રીમંત ગૃહસ્થ રહેતો હતો. તેને ધર્મદત્ત, દેવદત્ત, જયસેન તથા રૂપસેન નામના ચાર દીકરા હતા. તે ચારે નિપુણ, અસાધારણ રૂપવાળા, વ્યાપારમાં કુશળ તથા દરેક રીતે ચતુર હતા. તેમાં સહુથી ન્હાનો રૂપસેન વાત્સાયનના કામશાસ્ત્રમાં પ્રવીણ, ચતુર પુરૂષોમાં શ્રેષ્ઠ તથા મોટા ભાઈઓના પ્રેમનું પાત્ર હતો. એવું એક પણ કાર્ય નહોતું કે જે તે સહેલાઇથી કરી ન શકે. સુંદર વસ્ત્રોમાં સજ્જિત થઇ, અશ્વ ઉપર કે ગાડીમાં બેસી, અથવા કોઇ વાર ચાલતો જ તે શહેરમાં, બજારમાં, રાજમાર્ગમાં, વનમાં તથા વાડીમા ગીત, નૃત્ય, વાજીત્ર

તથા પુષ્પો વગેરે અદ્દભુત ચીજો જોતો ઇચ્છાનુસાર સુખમાં કાળ નિર્ગમન કરતો હતો. હંમેશા તેને કૌતુક જોવાની બહુ ટેવ હતી..

આ બાજુ કેટલોક સમય પસાર થતાં સુનન્દા યૌવનમાં આવી. એકવાર સખીઓ સાથે પોતાના આવાસના સૌથી ઉપલા માળમાં તે આનન્દ કરતી હતી, તે સમયે વસંતઋતુ પૂરબહારમાં ખીલી હતી. તે ઋતુ પણ કામને ઉદ્દીપન કરનારી હતી. આ અવસરે કોઇ ધનાઢ્ય માણસનાં ઘરના ઉપલા માળમાં સુગંધી જળ છાંટી સ્થળે સ્થળે પુષ્પની રચના કરેલી હતી. ઘનસાર મૃગમદ તથા અંબર ભેળવી તૈયાર કરેલ ધૂપિયામાં બળતા ધૂપના ધુમાડાથી આખુ ઘર સુગંધથી મહેકી રહ્યું હતું. ચારે બાજુએ બહુ સુગંધી ફૂલોની જાળીઓ વડે પડદો બનાવ્યો હોય તેવુ લાગતું હતુ. ઉપરના ભાગમાં ઝુંમર તથા હાંડીઓથી યુક્ત ચંદરવો બહુ સુશોભિત દેખાતો હતો; તેની નીચે ચિત્રવિચિત્ર સુંવાળા રૂના ઓશીકાવાળા અને દૂધ જેવા સફેદ ઓછાડવાળા સુંદર પલંગમાં બેઠેલા નાજુક તથા કાંતિવાન યુવાન પતિ–પત્નીના યુગલને પોતાના આવાસ ઉપરથી સુનન્દા એ જોયું.

તે બંનેએ સ્નાન કરી, અત્તર તથા ચંદનનું વિલેપન કરી, સુંદર વસ્ત્રાભૂષણો પહેર્યાં હતા. જાણે નવા બંધાયેલ સ્નેહના બંધનમા તેઓ ગૂંથાયા હોય તેવી રીતે એક બીજાનાં કંઠમાં તેઓએ હાથ વિટાળી દીધા હતા. અદ્ભુત સુખ આપનાર તે શય્યાની આસપાસ દાસીઓનો સમૂહ ઉભો

રહીને તેમની સેવા કરી રહ્યો હતો. વિષયને ઉદ્દીપન કરનાર પંચમ રાગ વગેરે ત્યાં ગવાઇ રહ્યા હતા, તેઓ અરસપરસ કટાક્ષ ફેંકી હાસ્ય તથા વિનોદ કરી રહ્યા હતા.

આ બધું જોઇને યુવાનીમાં આવેલ હોવાથી સ્વાભાવિક રીતે સુનન્દાનાં શરીરમાં કામ ઉદ્દીપ્ત થયો. તે આ સર્વ એકીટસે જોઇ રહી. જેમ જેમ જોવા લાગી તેમ તેમ તેનાં શરીરમાં કામની જવાળા વધારે ને વધારે પ્રજ્વલિત થવા લાગી રાજકુમારી સુનંદાને વિચાર આવ્યો; 'મને આવું સુખ મળે તો કેવુ સારૂં ?' કોઈ જાતના વિવેક કે તત્ત્વની વિચારણા વિનાની તે કામરાગમાં આસક્ત થઈ. તે સમયે શરીરમાં જડ જેવી બની જઇને તે જોઈ જ રહી અને વાત કરતી બંધ થઇ ગઈ. મનવડે તેઓની અનુમોદના કરતી પુલકિત બની જઇને શૃંગારરસનો અનુભવ કરવા માટે તે તૈયાર થઇ ગઇ. આ અવસરે પાસે રહેલી સુનદાની સખી વસતે રાજકુમારીની બધી ચેષ્ટાઓ જોઇને વિચાર્યું; 'આ સ્તબ્ધ બનીને શું જૂએ છે ?'

આ પ્રમાણે વિચારી પાસે આવી કોમળ શબ્દોથી તેણે પૂછ્યું કે, 'રાજકુમારી ! આપ એકીટસે શું જોઇ રહ્યા છો ?' આમ પૂછવા છતાં પણ પેલા કામરસમાં આસક્ત યુવાન પતિ–પત્નીની ચેષ્ટા જોવામાં વિહ્વળ બનેલી તે બોલી નહિં. સખીએ ચતુરાઇથી તે જોતી હતી તે તરફ દૃષ્ટિ કરી, અને સર્વ વાત સમજી જઇને તેણે વિચાર્યું કે, 'આ યુવાન દમ્પતિનો વિલાસ જોઇ યૌવનનો ઉદય થવાથી તેનાં ચિત્તમાં

વિકૃતિ થઇ જણાય છે, અને પોતાને પણ આવુ સુખ ક્યારે મળશે તે સંબંધી ચિંતામાં તે પડી લાગે છે.'

પછી તેણે સ્મિત કરી મીઠા શબ્દોથી સુનંદાને કહ્યું; 'સ્વામિની! આ તમે જૂઓ છો તે તમને ગમે છે કે નહિ?' આમ બે ત્રણ વાર પૂછવાથી સુનંદા પણ જરા હસીને એક દીર્ઘ નિશ્વાસ નાંખીને બોલી, 'સખી! મ્હારા ભાગ્યમાં આવું સુખ ક્યાંથી?'

જવાબમાં તેની સખી વસંતે કહ્યું, 'આવા દીન વચનો ન બોલો! હમણાં જ માતા પાસે જઈ, તમારો વિચાર જણાવીને, થોડા દિવસોમાં જ તમારાં દુખનો અંત લાવી તમને સુખસાગરમાં મૂકી દઇશ, આમ મનમાં ને મનમાં શુ મૂંઝાવ છો?' વસંતનું આ કહેવુ સાંભળી સુનન્દા બોલી, 'સખી, હમણાં મા પાસે કાંઈ વાત કરતી નહિ. મને આ વાતની બહુ શરમ લાગે છે. ધીમે ધીમે યુક્તિ પ્રયુક્તિથી જણાવી દઇશું, હમણાં નહિ.'

'બહેન! અહિંથી ચાલો જેમ જેમ તમે આ વધારે વાર જોશો તો તેમ તેમ તમારૂં દુખ વધતું જશે; માટે નીચલે માળે જઇ તમારૂં દુખ ટાળવાનો ઉપાય કરીએ.' આ પ્રમાણે કહી સુનંદાનો હાથ પકડીને વસંત તેને નીચે લાવી, ને બજાર તરફ પડતી બારી પાસે જઇને તેઓ બજાર તરફ જોતાં ઉભા રહ્યાં. આ સમયે કૌતુક જોવાની ઇચ્છાથી રૂપસેન સાંજનુ ભોજન કરીને, બે ઘડી દિવસ બાકી રહ્યો એટલે સુંદર વસ્ત્રો પહેરી સુનન્દાના મહેલની આગળ

એક પાનવાળાની દુકાને આવી ચડ્યો. દુકાનદારે પણ આદરપૂર્વક તેને ઉંચા આસન ઉપર બેસાડ્યો. 'ધનવાન માણુસને સર્વ સ્થળે માન મળે છે.'

તે પાનવાળાએ આપેલ સ્વાદિષ્ટ પાનનાં બીડાં ખાતો અને બજારમાં જતા આવતા તરફ જોતો રૂપસેન ત્યાં કેટલીક વાર બેઠો. આ સમયે સુનન્દાએ કામદેવને પણ હંફાવે એવા રૂપવાળા રૂપસેનને બારીમાંથી જોયો.

અદ્દભુત રૂપવાળા તથા નિરોગી અને સુંદર શરીરવાળા રૂપસેનને જોઈને તેનામાં અતિશય આસક્ત બની વસંતને સુનન્દા કહેવા લાગી; 'સખી! તે પાનવાળાની દુકાનમાં બેઠેલ પુરૂષ તરફ જો. તેનું રૂપ કેવું અદ્દભુત છે? તે કેવો યુવાન લાગે છે? તેની આંખો કેવી સુંદર છે? વસ્ત્ર અલંકાર સજવામાં તેણે કેવી ચતુરાઇ વાપરી છે? તેના મુખ, નેત્ર, હાથ ઇત્યાદિના હાવભાવ કેવા સરસ છે? કેમ જાણે કામદેવ જ અવતાર ધરીને આવ્યો ન હોય? આ પ્રમાણે સર્વ સ્થિતિ જોઇને આ પુરૂષની સાથે હમણાં જ જોયેલ દંપતી જેવું પ્રેમસુખ ભોગવવાની મને અભિલાષા થાય છે.'

'રાજકુમારી! અગાઉ તો પુરૂષનું નામ લેતાં તારી આંખો લાલ લાલ થઇ જતી હતી અને હવે તું આવા અપરિચિત મનુષ્યનાં દર્શન માત્રથી કેમ આતુર બની જાય જાય છે? જોયું, 'આગળ પાછળ વિચારીને બોલવું' એમ જે મેં કહ્યું હતું તે કેવું સાચું પડયું?'

'સખિ! મારૂં કહ્યું ભલે મારા મોઢામાં રહ્યું, હવે કૃપા

કરીને દાઝયા ઉપર ડામ ન દે. હવે તો કોઈપણ ઉપાયે મારો મનોરથ પૂર્ણ કરવામાં તારે કુશળતા વાપરવાની છે.'

વસંતે જવાબ આપ્યો; 'મારામાં એટલી કુશળતા છે કે તારા મનોરથો હમણાં જ પૂરાં કરૂં; પરંતુ પહેલેથી તેં જ પુરૂષોને લાવવાનો નિષેધ કરીને મનોરથ પૂર્ણ કરવામાં આડખીલી કરી દીધી છે. તો પણ ધીરજ રાખ. પહેલા તેની સાથે પરિચય કરીને પછી તારો મનોરથ પૂર્ણ થાય તેમ કરીશ, પ્રથમ દૃષ્ટિમિલન તે પ્રેમલતાના બીજ જેવું છે. તેને અરસપરસનાં દર્શન રૂપ જળથી સિંચતા તેનાં ફળ જરૂર મળશે. હાલ તો તું તારો આશય જણાવે તેવી એક લીટી કવિતામાં લખીને મને આપ. તે લઈને ત્યાં જઈ હું તેનાં હાથમાં આપીશ. પછી જો તે ચતુર હશે તો તરત જ જવાબ દેશે, અને ચતુર નહીં હોય તો પછી મૂર્ખ સાથે પ્રીત કરીને શું લાભ?'

પછી સુનન્દાએ એક કાગળમાં પોતાનો આશય જણાવવા કાવ્યની એક લીટી લખીને પોતાની પ્રિય સખી વસંતને આપી. તેણે કાંઈક પ્રયોજન કાઢી રૂપસેન પાસે જઇ તે ચીઠ્ઠી આપી. રૂપસેને છાનીમાની તે વાંચી. તેમાં લખ્યું હતું;

**निरर्थकं जन्म गतं नलिन्याः, यया न दृष्टं तुहिनांशुबिंबम् ।**

'જેણે ચંદ્ર નથી જોયો તેવી કમલિનીનો અવતાર નિરર્થક ગયો.'

આ શ્લોકાર્દ્ધ વાંચીને પોતાની ચતુરાઈ દેખાડવા તેણે તેનો ઉત્તર તેની નીચે લખીને તે ચીઠ્ઠી વસંતને આપી, વસંતે તે ચીઠ્ઠી રાજમહેલમાં આવી સુનન્દાને આપી.

તેમાં લખેલું સુનંદાએ વાંચ્યું;

उत्पत्तिरिन्दोरपि निष्फलैव, द्रष्टा विनिद्रा नलिनी न येन।

'જેણે કુમુદિનીને વિકસિત કરી નથી અર્થાત્ જેને જોઈને નલિની વિકસ્વર થઇ નથી. તેવા ચંદ્રની ઉત્પત્તિ પણ નિષ્ફળ છે.'

આ પ્રમાણેનો બરાબર જવાબ જોઇને તેનો પ્રેમ અતિશય વૃધ્ધિ પામ્યો. સુનંદાએ ચતુર સખીને કહ્યું; 'જેવું ધાર્યું હતુ તેવા જ નિપુણ જણાય છે. હવે તું ત્યાં જઇ પ્રીતિલતાના બીજ જેવુ આ બીડું તેને આપીને મારી વતી વિનંતિ કરજે કે, 'તમારે હમેશા મને જરૂર દર્શન દેવા, દર્શન નહિ દો ત્યાં સુધી હું ભોજન કરીશ નહિ માટે તમારે જરૂર આવવુ.' વસતે ફરીને કુમાર પાસે જઇ આંખની ઇશારતથી તેને એકાંતમાં બોલાવીને કોઇ જાણે કે સાંભળે નહિ તેવી રીતે સમાચાર કહ્યા.

રૂપસેન આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો બનાવ સાંભળીને કહેવા લાગ્યો કે, 'હે સુંદર ભ્રમરવાળી સ્ત્રી! તે તો પુરૂષોને ધિક્કારનારી છે, એમ વાત ચાલે છે; તો પછી મારા ઉપર તેનો આવો ગાઢ પ્રેમ કેમ સંભવી શકે?' વસતે કહ્યું; "હે ભદ્ર! તમારાં દર્શનમાત્રથી, જેમ પાણીમાં માછલી ડૂબે તેમ તે તમારા પ્રેમમાં ડૂબી ગઈ છે; અને તમારૂં ધ્યાન ધરતી તમારી જ વાતો કર્યા કરે છે. તે સિવાય તેને બીજું કાંઇ ભાન નથી. તે રાજકુમારીએ પોતાના હાથેથી બનાવીને આપેલુ આ પાનબીડું સ્વીકારો અને આજથી હમેશા

છેવટે એક વાર પણ તમારાં દર્શન આપવાનો કોલ મને આપો.'

રૂપ, ધન, યૌવન તથા ચાતુર્યથી મદમત્ત તે રૂપસેન રાજકુમારીની પ્રાણપ્રિય સખીના શબ્દો સાંભળી પ્રેમપાશથી બંધાઇને ચિંતવવા લાગ્યો; 'જે રાજકુમારી પુરૂષનાં નામ માત્રથી ગુસ્સે થતી તે પોતાની મેળે જ મારા ઉપર આટલી આસકત થઇ છે, તો પછી તેનો ત્યાગ કઇ રીતે કરી શકાય? અબળાની પ્રાર્થનાનો બળથી કઈ રીતે તિરસ્કાર કરી શકાય?' આમ વિચારીને તેણે કહ્યું; 'હે સુભ્રુ! જો કુમારી સુનંદાનો ખરેખર જ આવો અદ્ભુત મારા ઉપર પ્રેમ છે, તો પછી મારે પણ તેના ઉપર સાચા ભાવથી પ્રીતિ રાખવી જોઇએ. જેટલી તેની આતુરતા છે, તેટલી મારી પણ છે તેમ સમજવું. આજથી હમેશાં છેવટે એકવાર તો જરૂર અહીં આવી જઇને હું તેને દષ્ટિ દ્વારા તો મળીશ. આ પ્રમાણે કહી પાનબીડાનો સ્વીકાર કરી તેણે વસંતને કોલ આપ્યો, સખીએ કુમારનુ વચન લઇને સુનંદા પાસે જઇ સર્વ વાત કહી બતાવી. તે સાંભળી સુનંદા હર્ષસાગરમાં ડોલવા લાગી.

તે દિવસથી રૂપસેન હમેશાં ત્યાં આવી દષ્ટિમેળાપ કરવા લાગ્યો, સુનંદા પણ રાગરૂપી પત્થર ઉપર ઘસીને તીક્ષ્ણ બનાવેલા કટાક્ષરૂપી તીરોથી કુમારના કમળ જેવા કોમળ શરીરને વ્યથા ઉપજાવવા લાગી. રૂપસેન પણ આમાં જ સર્વ સુખ સમાયલું છે તેમ મોહની પરવશતાથી માનતો

સુનંદાના ગાઢ પ્રેમમાં રંગાઈ તેનું જ સ્મરણ કરતો દિવસો પસાર કરવા લાગ્યો.

આમ દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા. એટલામાં નગરમાં કૌમુદી મહોત્સવનો દિવસ આવી પહોંચતાં કનકધ્વજ રાજાએ સમગ્ર નગરમાં જાહેર ઉદ્‌ઘોષણા કરાવી કે, 'શરદ પુનમનો મહોત્સવ આવી રહ્યો છે, તે દિવસે જેનાં શરીરમાં દુઃખ, વ્યાધિ કે વૃદ્ધતા ન હોય તેવા સર્વ લોકોએ નગરની બહાર દરેક વર્ષે જે જગ્યાએ મહોત્સવ થાય છે, ત્યાં જરૂર આવવું. જે નહિ આવે તે રાજાની આજ્ઞાના ભંગનો અપરાધી થશે.' આ પ્રમાણે ઉદ્‌ઘોષણા સાંભળી નગરવાસીજનો મહોત્સવની સામગ્રી તૈયાર કરવા લાગ્યા.

સુનંદા પણ પોતાના માણસો પાસેથી તે હકીકત સાંભળીને મનમાં વિચારવા લાગી; 'અહો! મારો મનોરથ સફળ થવાનો દિવસ પણ આવી લાગ્યો ખરો. જો તે દિવસે મારા પ્રિયતમ રૂપસેન સાથે મારો સંયોગ થાય તો કેવું સારૂં?' તે પોતાની સખી વસંતને કહેવા લાગી; 'ગમે તેમ કરીને રૂપસેન પાસે જઇ મહોત્સવની વાત કરીને અમારા બન્નેના મેળાપનો સમય આ પ્રમાણે જણાવી આવ,' કે, 'કૌમુદી મહોત્સવના દિવસે રાત્રિમાં કોઈ પણ મનુષ્ય નગરમાં હશે નહિ, તેથી તમે શરીરના રોગનું કારણ બતાવી તે દિવસે ઘેર જ રહેજો, હું પણ કાંઈક યુક્તિ કરીને રાજમહેલમાં જ રહીશ. પછી રાત્રિ એક પ્રહર જેટલી

જશે એટલે મારા નિવાસની પાછલી બારીમાંના નિર્જન સ્થાન તરફ એક મજબૂત ગાંઠ સહિતનું દોરડું હું ટીંગાડીશ. તમારે તેનું આલબન લઈને ઉપર ચડી આવી મારા આવાસને જરૂર પાવન કરવો. બહુ દિવસ થયા મળવાને આતુર આપણા બંનેનો સંયોગ એ રીતે થઇ શકશે. લાખો સોનૈયાથી પણ દુર્લભ આ દિવસ છે, માટે ભૂલતા નહિ.' આ રીતે ચોક્કસ કરીને પાછી આવજે.

સખીએ ત્યાં જઈ રૂપસેનને તે સર્વ વાત કહીને બધુ નિશ્ચિત કર્યું. રૂપસેને પણ લાંબા સમયથી ઇચ્છેલ સંયોગના નિર્ણયની વાત સાંભળી હર્ષથી રોમાંચિત થઈ તે વાત કબૂલ રાખી. પછી તે પોતાનાં ઘેર ગયો.

સખીએ સુનંદા પાસે જઈ સર્વ વાત કરી. સુનંદા પણ તે વાતથી રાજી થઇ મનમાં પ્રિયતમના સુખદ સંયોગની મનોરથમાળા ગૂંથવા લાગી. એ રીતે માંડ માંડ પાંચ દિવસો તે બન્નેએ પસાર કર્યાં. એમ કરતાં કૌમુદી મહોત્સવનો દિવસ આવી લાગ્યો.

મહોત્સવના દિવસે રાજા પોતાના મંડળ સહિત શહેર બહારના ઉદ્યાનમાં ગયો. પ્રજાના સર્વ માણસો પણ ત્યાં આવી લાગ્યા. સુનંદાની માતા મહારાણીએ પોતાની પુત્રી સુનંદાને મહોત્સવ પ્રસંગે સાથે આવવા કહ્યું. સુનંદા અગાઉથી જ કપાળ ઉપર ઔષધનો લેપ કરી નીચું મ્હોં કરીને પલંગ ઉપર પડી હતી. આવી સ્થિતિ જોઇને માતાએ સુનંદાને પૂછ્યું: 'પુત્રી તને શું વ્યાધિ થઈ આવ્યો છે?'

માતાનું કહેવું સાંભળીને તે માંદા માણસની માફક ધીમેથી બોલી; 'બા! આજે છ ઘડી દિવસ બાકી રહ્યો ત્યારથી મારા માથામાં વર્ણવી ન શકાય તેવું દુઃખ થવા લાગ્યું છે, તેથી મારાથી માથું પણ ઉચું કરી શકાતું નથી.' મહારાણીએ કહ્યું; 'ત્યારે તો હું પણ ઉદ્યાનમાં જવાનું માંડી વાળું છું, હું તારી પાસે જ રહીશ.' સુનંદાએ કહ્યું; 'બા! એ તો કાંઈ ઠીક નહિ દેખાય. કેમકે તમે રાજાની પટ્ટરાણી છો, તેમજ બધી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ ગણાઓ છો, તેથી તમારા ગયા સિવાય દેવતા પ્રસન્ન નહિ થાય. કદાચ તેમ થવાથી દેવનો ભારે કોપ થતાં વિઘ્ન પણ આવી પડે. માટે દાસદાસીઓ સાથે તમે તો જરૂર જાઓ! અને સારી રીતે મહોત્સવ કરો. જો બે ચાર ઘડીમાં મારૂં માથું ઉતરી જશે તો હું પણ જરૂર આવીશ. મારી બે જ સખીઓને અહિં રહેવા દઈ બાકીના બધાને લઈને જજો, મારી ચિંતા ન કરશો, કારણ કે આવી રીતે માથું તો ઘણીવાર ચડી આવે છે અને એકાદ દિવસ રહી ઉતરી જાય છે.' આમ કહી તેણે માતાને મોકલી દીધી. બે દાસીઓ સિવાય અન્ય સર્વે દાસદાસીઓ પણ પટ્ટરાણી સાથે ગયાં.

સંકેત સમય પાસે આવતાં સુનંદાએ પાછલી બારીમાંથી એક મજબુત દોરડાવાળી નિસરણી નીચે મૂકાવી. સખી વસંત ક્ષણે ક્ષણે રૂપસેન આવ્યો કે નહિ? તે જોતી સુનન્દાની શય્યા તથા બારીની વચ્ચે ભમવા લાગી.

આ સમયે તે શહેરમાં મહાબલ નામનો એક મોટો જુગારી રહેતો હતો. તે હંમેશાં દ્યૂતમાં જ પોતાનો સમય વીતાવતો હતો. એક દિવસ દ્યૂતના રસમાં તે એટલું બધુ ધન હારી ગયો કે તેને માથે ભારે દેવું થયું. બીજા રમનારાઓ તેને પૈસા માટે ખૂબ જ મૂંઝવવા લાગ્યા. મહાબલે વિચાર કર્યો કે, 'આજ તો બહુ દેવું થઇ ગયું છે, એટલે હવે તે આપવુ કયાથી? પણ વાંધો નહિ; આજ લાગ બહુ સરસ છે. આજે બાળથી માંડીને વૃધ્ધ પર્યંત સર્વે નગરજનો મહોત્સવ માટે બહાર જશે આખા શહેરમાં કોઈ રહેશે નહિ. હું અડધી રાતે ગામમાં પ્રવેશ કરી, કોઇ પૈસાદાર માણસના ઘરમાં કે દુકાનમાં દાખલ થઇ બીજી ચાવીઓથી તાળાં ઉઘાડી ધન ચોરી લઇ મારૂં દેવું પતાવી દઇશ, આ સિવાય બીજો કોઈ ઉપાય નથી.' આમ વિચારી તે જુગારી ચોરી કરવાનો લાગ શોધવા માટે રાત્રીમાં તે નગરના ચોટા અને શેરીઓમાં ફરતો ફરતો કર્મસંયોગે રાજમહેલની પાછળ સુનંદાનાં સંકેતસ્થાન પાસે આવી ચડયો.

બારીની નીચે નિસરણી વગેરે સંકેતનાં ચિન્હો જોઇને તે દુષ્ટબુદ્ધિએ વિચાર્યું, 'કોઈ સ્ત્રીએ કોઇ યુવાન પુરૂષ સાથે સંકેત કર્યો હોય તેમ જણાય છે. તે હજુ આવ્યો નહિ હોય, માટે હુ જ ત્યાં ચડી જાઉં. જોઉં તો ખરો કે શું થાય છે?' આમ જાણીને તેણે બારીની નીચે જઇને નિસરણી આમતેમ હલાવવા માંડી, તે નિસરણીમાં અવાજ

આવ્યો જાણી વસંત ત્યાં દોડી આવી અને બારીની નીચે જોવા લાગી. ત્યાં પુરૂષને જોઇને તે સમજી કે 'જરૂર રૂપસેન આવી લાગ્યા હશે.' આમ વિચારી તરત જ તેણે સુનંદાને ખબર આપી દીધી.

એટલે સુનંદાએ હર્ષથી કહ્યું; 'આપણા મહેલમાં તેને આવવા દો,' મહાબલ જુગારી ઉપર આવ્યો. સખીએ તેને પૂછ્યું; 'તમે આવ્યા ?'

તે ધૂર્તે ટુંકમાં જવાબ આપ્યો; 'હા.'

તે રૂપસેન જ હશે એવી ભ્રાન્તિથી સખીએ કહ્યું; 'આપ અહિં પધારો; અમારૂં આંગણું પાવન કરો અને અમારા રાજકુમારીના મનોરથોને પૂર્ણ કરો.' આવાં આવકારયુક્ત વચનો સાંભળી તે જુગારીએ વિચાર્યું; 'મે ધાર્યું હતું તેમજ જણાય છે, માટે હવે તો નિઃશંક મને જ જવુ.' આમ વિચારી નિસરણી માર્ગે ઉપર ચડીને તેણે બારીમાં પગ મૂકયો.

એજ સમયે મહોત્સવ માટે ઉપવનમાં ગયેલ રાણીએ પુત્રી ઉપરના અસાધારણ પ્રેમથી પોતાની દાસીઓને કહ્યું કે, 'તમે રાજ્યના માણસોને લઇને રાજમંદિરમાં જાઓ અને સુનંદાની તબિયતના સમાચાર પૂછી લાવીને મને કહો; તેમજ અમુક પેટીમાં પડેલ પૂજાનો સામાન સાવચેતીથી કાઢી જલદી માણસો સાથે પાછા આવો.' રાણીએ મોકલેલ તે દાસીઓને રાજમંદિરમાં દાખલ થતી તેમના અવાજથી જાણી સુનન્દાએ વિચાર્યું કે; 'અરે! આ

વળી શું થશે ? આ અંતરાય ક્યાંથી આવ્યો ? ખેર, હવે રૂપસેનનાં આગમનની ખબર ન પડે એટલે બસ.' એમ વિચારી તેણે સખીઓ પાસે દીવો ઓલવાવી નાંખ્યો.

વસંતે પેલા જુગારીને હાથથી અંધારામાં દોરી; સુનંદાના પલંગમાં જ તેની સાથે સૂવાડી દઇ, 'કાંઈ બોલશો નહિ' એમ કહી તે સખીઓના ટોળાંની સામે ગઇ.

આવેલી દાસીઓએ પૂછયું કે; 'રાજકુમારી ક્યાં છે? તેમની તબિયત કેમ છે? તે અમને કહો! તેમજ તેઓ ક્યાં સૂતા છે? અહિં અંધારૂં કેમ જણાય છે' આમ સાંભળી વસંતે કહ્યું; 'સુનન્દાનું માથું બહુ ચડી આવવાથી એવી પીડા થાય છે કે જોઇ શકાય તેવી નથી. અને રાજકુમારીએ પણ મને કહેલું છે કે, 'હું આ દીવાનો તાપ સહન કરી શકતી નથી, માટે તેને ઓલવી નાંખો.' તેથી મેં દીવો ઓલવી નાંખ્યો છે. આ વાતને ઘડી અધઘડી થઇ અને હમણાં તેની આંખો જરા મળી છે, તેથી હાલ તેને તબિયતના સમાચાર પૂછાય તેમ નથી. હાલ તો તમે ઉંચે સ્વરે બોલશો પણ નહિ; વળી તે સુખેથી નિદ્રા લે છે તેથી હાલ તો તેના ખંડમાં પણ જશો નહિ, જ્યારે તે જાગે ત્યારે કુશળ સમાચાર પૂછી શકાશે.'

આ હકીકત સાંભળીને એક દાસી બોલી કે, 'ચાલો આપણે મહારાણીના આવાસમાં જઈ આવીએ, ને મહારાણીએ કહેલ કામ કરીને પાછા વળતાં સુનન્દાના સમાચાર પૂછતાં જઈશું.' આમ કહી તે દાસીઓ ચાલી ગઈ.

આ તરફ પેલો જુગારી સુનન્દાની શય્યામાં પડયો. હસ્તાદિકના સ્પર્શથી કામાતુર થઈ પહેલ વહેલાં જ સંભોગ કરવા લાગ્યો. સુનન્દાએ વિચાર્યું; 'ઘણા દિવસથી આતુર થઈ રહેલ આ મારા પ્રિયતમને અટકાવવો પણ કઇ રીતે? ભલે તે પોતાની ઈચ્છા પૂર્ણ કરે, મારો વિરહાગ્નિ પણ શાંત થશે. રસિકતા ભરી પ્રેમગોષ્ઠી વળી પ્રસગ મળતાં કરીશું; કદાચ જો તે દાસીઓ આવી પહોંચશે તો પાછું વિઘ્ન આવશે.' આમ વિચારી તે કાંઇ બોલી નહિ. તે મજબૂત કાયાવાળો ધૂર્ત જુગારી ઇચ્છાનુસાર વિષયસુખ ભોગવી નિવૃત્ત થયો.

તે અવસરે રાણીની દાસીઓ સમાચાર પૂછવાને આવતી હતી, તે જોઇને વસત દોડતી અંદર આવી. સુનન્દાને કહેવા લાગી; 'તમે તમારા પ્રિયતમને હમણાં તો તરત જ જવા દો' એટલે સુનંદાએ મહાબલને (રૂપસેન માનીને) કહ્યું; 'શું કરવું? આપણા કર્મનો જ દોષ, આટલા દિવસે ઇચ્છિત સમાગમ થવા છતાં નિરાંતે પ્રેમગોષ્ઠિ થઇ શકી નહિ, હાલ તો સ્વામી તમે જાવ, ફરી અનુકૂળતા હશે, ત્યારે મળીશુ' આ સાંભળી મહાબલ જુગારી વિષય ક્રીડા કરતાં સુનંદાનાં શરીર પરનાં તૂટી ગયેલા હીરાના હાર, મોતીની માળાઓ, વગેરે ઘરેણાં લઈને તે જ માર્ગે ઉતરી ગયો.

મનમાં આનંદ પામતો તે વિચારવા લાગ્યો; 'આજ સારા શુકન સાથે હું નીકળ્યો હઇશ, કારણ કે રાજકુમારી સાથે

વિષય ક્રીડાનો લ્હાવો લીધો, અને વળી સંપત્તિ પણ પ્રાપ્ત થઇ.' આમ વિચારતો ને રાજી થતો તે પોતાના સ્થાને ગયો.

સુનંદાની પ્રિયસખી વસંત નિસરણી વગેરે સંતાડી દઈ સુનંદાના પગ દાબવા લાગી. એટલામાં દીવા સાથે દાસીઓનું ટોળું આવી પહોંચ્યું અને સુનન્દાને રાણીએ પૂછાવેલ સુખ સમાચાર પૂછયા. સુનન્દા પોતાના અંગો સંકોચતી ધીમેથી બોલી; 'પ્રિય સખીઓ! પહેલાં તો મને બહુ વેદના થતી હતી, પણ છેલ્લી બેત્રણ ઘડીમાં તે શાંત થઇ ગઇ છે. હવે કાંઈ સ્ફૂર્તિ છે, તમે માતાજી પાસે જઇ પ્રણામ સાથે મારા કુશળ સમાચાર કહેજો પહેલાં વેદનાથી થાકી ગયેલી હોવાથી બહુ બોલી શકાય તેમ નહતુ, પરંતુ હવે તો બહુ સારૂં છે, માતાને કહેજો કે મારી ચિંતા હવે ન કરે.' સુનન્દાની તબિયતના આ સમાચાર સખીઓએ ઉપવનમાં જઇને રાણીને જણાવ્યા. રાણી પણ સ્વસ્થ થઇને મહોત્સવમાં આનંદથી ભાગ લેવા લાગી.

આ બાજુ સુનંદાને મળવામાં ઉત્સુક રૂપસેન શરીરની અસ્વસ્થતાના બ્હાનાથી પિતા વગેરે કુટુંબને છેતરી એકલો ઘેર રહ્યો. સુનંદાને મળવાનાં વિચારોના તરંગોમાં ઉછળતો રાત્રિનો પહેલો પ્રહર પૂર્ણ થતાં બરાબર શરીરને શણગારીને ઘરના બારણાં બરાબર બંધ કરી સુનંદાને મળવા તે ચાલી નીકળ્યો.

રસ્તામાં વિવિધ વિચારોની તરંગમાળા તેના હૃદયમાં ચાલવા લાગી; 'ધન્ય મારી આ રાત્રિને કે જ્યારે મન, વચન તથા કાયાથી પ્રેમમાં એકતાન થઇ ગયેલ રાજકુમારીનો મને મેળાપ થશે. જે સુખ મૂર્ખ માણસને આખા જન્મારાના સહવાસથી પણ ન મળી શકે તે સુખ ચતુર માણસ એક ઘડીમાત્રના સંયોગમાં મેળવી શકે છે, એ વાત નિર્વિવાદ છે. સુનદા ચતુર છે, હાવ, ભાવ, કટાક્ષ, વક્રોક્તિ વગેરેથી તે મારાં હૃદયને આનંદિત કરશે. અને અરસપરસનાં વિરહથી થતા દુઃખને મીઠા વચનરૂપી અમૃતનું સિંચન કરીને શમાવી અમે અપાર આનંદ ભોગવીશું.'

આવા અવા અનેક પ્રકારના વિચારોના આર્તધ્યાનમાં રાત્રિ તથા રાગ એ બન્નેના અંધકારમાં તેને જ સંભારતો ચાલ્યો જતો હતો. તેવામાં નધણિયાતી, વર્ષાદના પાણીથી પડુ પડુ થઇ ગયેલી, સમારકામથી વંચિત કોઇ મકાનની ભીંત દૈવયોગે તેના ઉપર તુટી પડી.

તેના મારથી રૂપસેનનાં અંગે અંગના ચૂરા થઇ જતાં તે મરણ પામી ઋતુ સ્નાનથી એક જ દિવસ થયા નિવૃત્ત થયેલી સુનદાની કૂખમાં પેલા જુઆરીએ કરેલ સંભોગથી ગર્ભપણે તે ઉત્પન્ન થયો.

[૨]

વિષયોની ગતિ વિચિત્ર છે. હજારો જાતના વૈરવાળો શત્રુ જે દુઃખ આપી શકતો નથી, તે દુઃખ વિષયો આપે છે. વિષય અને વિષમાં આ મોટો ફેર છે કે વિષ તો

ખાઈએ ત્યારે જ હણે છે. પણ વિષયનું તો સ્મરણ પણ માણસનો નાશ કરે છે.

સખીઓ ચાલી ગઇ એટલે સુનન્દા પોતાના પડી ગયેલા અલંકાર વગેરે શોધવા લાગી. તેમાંથી થોડાક મળ્યા અને કેટલાક મળ્યા નહિ, તેણે વિચાર્યું કે, 'મારા પ્રાણપ્રિય તેને તૂટી ગયેલા જાણી સમારવા લઇ ગયા હશે. તે સમા કરાવીને પાછા મોકલશે વળી વિચાર આવ્યો કે; 'એમ હતું તો પછી સઘળા શા માટે ન લઈ ગયાં?'

સખીએ કહ્યું કે, 'સખીઓ આવી પહોંચવાથી ઉતાવળમાં જે હાથમાં આવ્યું તે લઇ ગયા જણાય છે. આવતી કાલે તેની તપાસ કરીશું.' આમ વાતો કરતાં તેઓ નિદ્રાધીન થઇ ગયા.

ઉદ્યાનમાં રાત ગાળીને સવાર થતાં નગરવાસીઓ તથા રાજા પોતપોતાનાં ઘેર પાછા આવ્યા. રૂપસેનનો બાપ પણ કુટુંબ તથા ચાકરો સહિત ઘેર પાછો આવ્યો

ઘરનાં બારણે તાળું જોઇ તેણે વિચાર્યું; 'કોઇ ખાસ કામ માટે અથવા શરીરનાં કારણે રૂપસેન બહાર ગયો હશે.' ઘડી બે ઘડી થતાં પણ તે પાછો ન ફર્યો તેથી ભાઇ, કાકા વગેરે સબંધીઓ તથા નોકરો ચિંતા કરતા તેને શોધવાં માટે અહિં તહિં નગરમાં તપાસ કરવા લાગ્યા, પણ કોઇ ઠેકાણેથી તેનો પત્તો મળ્યો નહિ. એટલે ભાઇ ભાંડુઓ તથા સંબધીઓ ભારે દુઃખથી પીડાતા તેને શોધવા માટે આખું નગર અને ઉદ્યાન વગેરેના ખૂણે ખૂણા જોઇ વળ્યા. પણ રૂપસેનની બિલકુલ ભાળ મળી નહી.

રૂપસેનના પિતાએ લુહાર પાસે ઘરનું તાળું તોડાવીને શોકથી ભરપૂર દિલે પત્ની, નોકર, વગેરેને દાખલ કર્યાં અને પોતે પુત્રની ચિંતા કરતો રાજદ્વારે ગયો. દીર્ઘ નિઃશ્વાસ નાખતો તથા આંસુઓ પાડતો તે રાજાને નમીને ઉભો રહ્યો.

રાજાએ તેને આ સ્થિતિમાં જોઇ પૂછ્યું; 'હે શ્રેષ્ઠિ! તમારે એવું મોટું શું દુઃખ આવી પડયું છે? તે શાંતિથી કહો કે જેથી હું તમારૂં દુખ દૂર કરી શકું. તમે તો મારા નગરની શોભા છો, તથા મારા હૃદયને અતિ પ્રિય છો. તમારૂ દુઃખ જોઇને મને પણ બહુ દુખ થાય છે.' પછી ફાટ ફાટ થતા હૃદયે શેઠે સર્વ હકીકત રાજાને કહી સભળાવી. રાજા પણ તે સાંભળી બહુ દુઃખી થયો. રાજાએ તેમને ધૈર્ય રાખવા કહ્યું અને પોતાના સેવકોને બોલાવી, નગરના દરેક સ્થળોમાં, ઉપવનમાં તથા સો સો ગાઉ સુધી ઉંટ વગેરે ઉપર સ્વારો મોકલીને તપાસ કરાવી, પણ તેના લેશ માત્ર પણ સમાચાર મળ્યા નહિ.

રાજા તેથી ભારે વિચારમાં પડયો. કર્મની ગતિ વિચિત્ર છે. તેના સમાચાર જ્ઞાની સિવાય કોણ આપી શકે? શ્રેષ્ઠી નિરાશ થઇને દિવસો પસાર કરવા લાગ્યો. છ માસ સુધી બહુ બહુ ધન ખરચી તેની તપાસ કરાવી છતાં લેશ માત્ર પણ રૂપસેનની ખબર તેને મળી નહિ. શ્રેષ્ઠી તેના વિયોગનું ભારે દુ:ખ ભોગવતો દુખમાં કાળ પસાર કરવા લાગ્યો.

સુનન્દાની સખીએ માણુસોના મોઢેથી આ વાત સાંભળીને તે વાત સુનન્દાને કહી. રૂપસેનના અકાલે ગૂમ થવાના તે

સમાચારથી સુનંદા બહુ જ દુઃખી થઇ. તેણે પોતાની સખી વસંતને કહ્યું; 'અહિંથી પાછા જતાં શું કોઇ ચોરે ઘરેણાંના લોભથી તેમને મારી નાખ્યાં હશે અથવા તેમને ઉપાડી ગયા હશે!' ત્યારબાદ સુનંદાએ પણ બહુ બહુ તપાસ કરાવી પણ કોઇ ઠેકાણેથી રૂપસેનનો પત્તો મળ્યો નહિ.

આ બાજુ સુનંદાને ગર્ભના ચિન્હો જણાવા લાગ્યા; અંગોનુ તૂટવું, શિથિલતા વગેરેથી સુનંદા મૂંઝાવા લાગી. તેણે વસંતને આ વાત કરી. તેણે પણ કારણ કળી જઈ અપકીર્તિના ભયથી કોઈ સૂયાણીને ખૂબ ધન આપી તેની પાસે ગર્ભપાતના ઓષધોથી સુનંદાનો ગર્ભ પડાવી નાંખ્યો. સુનન્દાના ઉદરમાં રહેલો રૂપસેનનો જીવ, ગર્ભપાતના પ્રયોગોથી ત્યાંથી મરી ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના રાજા પૃથ્વીવલ્લભના ઉપવનમાં સાપણના ઉદરમાં સર્પપણે ઉત્પન્ન થયો.

સુનન્દાએ હવે સખી મારફત માતાને કહેવરાવ્યું કે, 'મારા લગ્નની તૈયારી કરાવજો.' તે સાંભળી રાણીએ ઘણા હર્ષથી તે વાત રાજાને કહી. એટલે રાજાએ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના રાજા પૃથ્વીવલ્લભ સાથે તેના લગ્ન કર્યાં. સુવર્ણ, રત્ન, હાથી, ઘોડા વગેરેથી જમાઇને પ્રસન્ન કરી સુનન્દાને તેની સાથે વિદાય કરી. રાજા પણ ઉત્સાહથી તેને લઇને પોતાના નગર તરફ પાછો ફર્યો અને તેની સાથે વિવિધ પ્રકારના ભોગો ભોગવતો તે સુખમાં કાળ વ્યતીત કરવા લાગ્યો.

રૂપસેનનો જીવ સર્પિણીના ગર્ભમાં ઉત્પન્ન થયો તે

આયુષ્ય બળવાન હોવાથી માતાના ભક્ષણમાંથી બચી જઈ (કારણ કે સાપણ પ્રસવ વખતે પોતાનાં બચ્ચાઓને ખાઈ જાય છે, તેમાંથી નાસી છૂટે તે બચે છે.) મોટો થયો અને ફરતો ફરતો તે સર્પ એક વખતે કર્મસંયોગે સુનન્દાનાં રાજમંદિરમાં આવી ચડ્યો. ઉન્હાળાનો સમય હોવાથી તે સમયે રાજા તથા રાણી પોતાના આવાસની વાડીમાં જળયંત્રથી ઠંડા કરેલા પ્રદેશમાં યથેચ્છ વિહાર કરતા હતા. તે સર્પ દૈવયોગે ત્યાં આવી સુનન્દાને જોતાં પૂર્વ ભવના રાગના ઉદયથી સ્તબ્ધ થઈ જઈ, ફણા ઉંચી કરી તેની સામે સ્થિર થયો અને મસ્તક ધૂણાવવા લાગ્યો.

સુનન્દા તેને જોઇ અતિશય ભયભીત થઈ, અને બૂમ પાડીને ત્યાંથી નાસવા લાગી, તે જેમ જેમ નાસતી ગઈ તેમ તેમ તે સર્પ તેની પાછળ પાછળ ભમવા લાગ્યો. સુનન્દા વધારે જોરથી બૂમાબૂમ પાડતી કહેવા લાગી; 'અરે કોઇ દોડો, દોડો આ સર્પ મને કરડવા માટે મારી પાછળ લાગ્યો છે.' આ બૂમ સાંભળી રાજાએ સેવકો પાસે શસ્ત્રવડે સર્પને મારી નંખાવ્યો. રૂપસેનનો જીવ તે સર્પ ત્યાંથી મરીને ચોથા ભવમાં તે નગરના ઉદ્યાનમાં કાગડાપણે ઉત્પન્ન થયો.

ક્રમે ક્રમે વધતો કાગડો તે નગરમાં આમતેમ ફરવા લાગ્યો. એક વખત ભમતાં ભમતાં એક વૃક્ષની ડાળી ઉપર બેસીને તે ફળો ખાતો હતો, એ સમયે તે રાજારાણીનું યુગલ ફળફૂલની શોભા જોતું તે વાડીમાં આવી ઘણા માણસોવાળા

એક આવાસમાં બેસી વિલાસ કરવા લાગ્યું. રાજા અને રાણીની આગળ ગાયન ગાનારા ઉસ્તાદો સમયને અનુકૂળ દિવ્ય અને મધુર ગાન વીણા સાથે ત્યાં ગાવા લાગ્યા. તે બન્ને ગાયનના રસમાં લીન થઈ જઇ એક ચિત્તે સાંભળવા લાગ્યા. તે વખતે ગાયકો સિવાય બીજું કોઇ જરાપણ બોલતું નહોતું.

તેવામાં પેલો કાગડો ભમતો ભમતો ત્યાં આવી ચડયો અને જ્યાં પૃથ્વીવલ્લભ રાજા તથા રાણી સુનંદા બેઠા છે, તે આવાસની સામે આવેલા એક વૃક્ષની ડાળીમાંથી આમ તેમ જોતાં તેની દૃષ્ટિ સુનન્દા ઉપર પડી, એટલે પૂર્વ ભવના સુનન્દા ઉપરના અતિશય રાગથી અત્યંત મોહમૂઢ થઇ, તે ત્યાં જ ભમવા લાગ્યો. અને ઉંચા સાદે અવાજ કરવા લાગ્યો. અશુભ દુઃસ્વર નામકર્મના ઉદયથી તેનો અવાજ એટલો કર્કશ હતો કે રાજાને રંગમાં ભંગ પડવા લાગ્યો.

આથી રાજાએ સેવકોને કહ્યું; 'અરે! શુ બેસી રહ્યા છો? તમને કાંઇ ભાન છે કે નહિં? અત્યારે સંગીતમાં આપણને વિઘ્ન કરનાર આ કાગડાને તમે ઉડાડતાં કેમ નથી?' રાજાના આદેશથી સેવકોએ તે કાગડાને ઉડાડયો, પરન્તુ તે તો ફરી ફરી ત્યાંનો ત્યાં આવી અવાજ કરવા લાગ્યો. આમ ત્રણ ચારવાર ઉડાડવા છતાં સુનંદા પરના મહામોહને વશ થવાથી તે પાછો આવતો અટકયો નહિ, એટલે રાજાએ ગુસ્સે થઇને પોતાની બંદુકમાંથી ગોળી તેના પર તાકી, તે ગોળી વાગવાથી હણાઇને તે જમીન ઉપર

પડ્યો ત્યાંથી ચ્યવી તેજ નગરનાં ઉદ્યાનમાં તે રૂપસેનનો જીવ પાંચમા ભવમાં હંસપણે ઉત્પન્ન થયો. અનુક્રમે વધતો, સરોવર તથા વૃક્ષોમાં યથેચ્છ વિહાર કરતો તે હંસ પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો.

એક વખતે ગ્રીષ્મ ઋતુમાં તે રાજા-રાણી પાણીના છંટકાવથી શીતળ કરેલી ઝાડીમાં પૂર્ણ છાયાને લીધે તડકો પડતો નહિ હોવાથી આનંદ આપતા પ્રદેશમાં એક વડ-વૃક્ષની નીચે બેઠા હતા; આગળ ગાનારાઓ અનેક રસથી ભરપૂર મધુર ગીતો તથા આલાપો છેડી રહ્યા હતા.

આવા સમયે રૂપસેનનો જીવ હંસ ભમતો ભમતો જેવો તે ઝાડની ડાળી પાસે આવી ચડયો કે તરત જ તેની દૃષ્ટિ પાછી સુનન્દા ઉપર પડી; મોહ ઉત્પન્ન થતાં તે સુનંદાનાં મોઢા સામું જોઈ મધુર શબ્દથી અવાજ કરતો અનિમિષપણે તેના સામુ જોઇ રહ્યો. તે સમયે એક કાગડો ઉડતો ઉડતો તે ઝાડ પર જ્યાં હંસ બેસીને સુનંદાને એક-ધ્યાને જોઇ રહ્યો હતો ત્યાં તેની પાસે બેઠો. તે કાગડો રાજાના સુંદર સફેદ વસ્ત્રો જોઈ તેના ઉપર ચરકયો. તેથી ગુસ્સે થઈ રાજાએ બંદુક લઇ જેવી ગોળી છોડી કે તરત જ ચેતી જઈ તે લુચ્ચો કાગડો ઉડી ગયો, એટલે તે ગોળી તેને તો વાગી જ નહિ, પરંતુ સુનંદાનાં રૂપમાં મૂઢ બનેલા હંસને વાગી. તેના આઘાતથી હંસ તરફડતો રાજાની આગળ પડયો.

તે જોઈ એક ડાહ્યો માણસ બોલી ઉઠયો: 'સ્વામિન્! કાગડાએ કરેલું પાપ બિચારા હંસને ભારે પડયું. ત્યારે

બીજાએ કહ્યું; 'માઠી સંગતિનાં ફળ આમ જ ભોગવવાં પડે છે.' તે હંસને જોઇને રાજાને પણ દયા આવી; પણ શું કરે? ગોળી લાગી તે કાંઈ ન લાગી થાય તેમ નહોતું. રૂપસેનનો જીવ હંસ ત્યાંથી મરીને તે નગરના પ્રદેશના વનમાં ફરતા હરિણોના ટોળામાં એક હરિણીની કુક્ષિમાં હરણપણે ઉત્પન્ન થયો. સમય વ્યતીત થતા તેનો જન્મ થયો. જન્મ પામી માતાનું દૂધ પીતો તે તેની સાથે ભમવા લાગ્યો. અનુક્રમે વય વધતા જુવાન થઈ તે હરણના ટોળા સાથે જંગલમાં ફરવા લાગ્યો. ઘાસ તથા જળથી સંતુષ્ટ થઈ તે સુખે કાળ નિર્ગમન કરવા લાગ્યો.

એક અવસરે સુનંદાએ પોતાના સ્વામીને કહ્યું; 'તમે જ્યારે શિકાર કરવા જંગલમાં જાઓ છો, ત્યારે ચપળ ગતિવાળા તથા મનુષ્યની દૃષ્ટિ પડતાં વેંત દોડી જતા હરણોને વશ કરી કેવી રીતે મારો છો?' રાજાએ કહ્યું; 'પ્રિયે, ગાયનમાં અતિ કુશળ માણસોને લઈને ગાઢ વનમાં અમે જઈએ છીએ. ત્યાં તે ગાયકો વૃક્ષની નીચે ઉભા રહી, મધુર સ્વરે રાગ-રાગિણી પૂર્વક ગીત ગાય છે. તે રાગોની મૂર્ચ્છના વગેરે સાંભળી રાગમાં અંધ બની જઇ હરણો ખેંચાઈ આવે છે, ટોડી, સારંગ વગેરે રાગોમાં મદમસ્ત થઈ નિર્ભય બની જઈ એક તાનવાળા તેઓ ગાયકની નજીક એટલા બધા આવી જાય છે કે સુખેથી તેમને પકડી શકાય છે. બીજા સેવકો જરા દૂર જઈ જાડા દોરાવાળી મોટી જાળી વનની ચારે

બાજુ બાંધી લે છે. આટલું થયા પછી ગાયકો ગાયન બંધ કરી દે છે; તેઓ પાછા પલાયન કરી જવા પ્રયાસ કરે છે, પણ વનની ફરતી દોરી લીધેલી હોવાથી તે હરણો ક્યાંથી જઇ શકે? પછી અમે તે દોડી જતા હરણોને કાં તો મારી નાખીએ છીએ અથવા જીવતા જ પકડી લઇએ છીએ.'

સુનન્દાએ કહ્યું; દીનતાયુક્ત મોઢાંવાળા બિચારા નિર્દોષ હરણોને આટલી બધી મહેનતે પકડવામાં ને મારવામાં શો લાભ?' રાજાએ કહ્યું; 'એ તો અમારો રાજધર્મ છે, અમારી જમીનસાથી અમારૂં ઘાસ ખાય છે, પાણી પીવે છે અને તેનો કાંઈ કર આપતા નથી. આ અપરાધથી અમે કેટલાક હરણોને મારીએ છીએ. એમાં કાંઈ પાપનું કામ કરતાં નથી. લાભ તો દેખીતો જ છે, કેમકે તેથી ચલિત લક્ષ્યને પાડી શકવાનો અનુભવ થાય છે.'

સુનંદાએ પોતાના સ્વામીની આ વાત સાંભળી એમ જ હશે એમ સમજી તે વાત સ્વીકારી. જૈન ધર્મના બોધ સિવાય ખરા તત્વનું જ્ઞાન ક્યાંથી થાય? સુનન્દાએ પછી પોતાના સ્વામીને કહ્યું; 'પ્રાણનાથ! મહાઆશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી તે ક્રીડા એકવાર મને દેખાડો.' રાજાએ કહ્યું; 'ભલે, ફરી જ્યારે શિકાર કરવા જઈશ ત્યારે તને સાથે લઇને જઇશ.'

કેટલાક દિવસ ગયા પછી રાજાએ સુનન્દાને કહ્યું; 'આવતી કાલે અમે શિકાર માટે જવાનો વિચાર રાખીએ છીએ, જોવાની ઇચ્છા હોય તો સાથે આવવા તૈયાર રહેવું.'

સુનન્દાએ કહ્યું; 'મને તેનો બિલકુલ ડર નથી, કારણ કે તેને પ્રતિબોધવા માટે તો હું અહીં આવી છું. તેથી એક તો આ હાથી પ્રતિબોધ પામશે. લોકોનો ભય ટાળશે અને શાસનની ઉન્નતિ થશે; માટે તમારે લેશ માત્ર મારી ચિંતા કરવી નહિ.' આ પ્રમાણે કહીને સુનન્દા સાધ્વીએ બહાર જવા માંડયું.

તેમને આ રીતે હાથીની સન્મુખ જતાં જોઇ દૂર તથા પાસે ઉભેલા માણસોએ મોટેથી કહેવા માંડયું; 'હે આર્યા! તમે બહાર ન જાઓ, હાથી તમારો પરાભવ કરશે. શા માટે નાહક મુશ્કેલીમાં પડો છો?' દરવાજાની બહાર નીકળતાં મોટા ઝાડો ઉપર ચડી બેઠેલા લોકોએ પણ તેમને જતાં જોઈ, 'ન જશો, ન જશો.' એમ કહીને વાર્યા છતાં કોઇને જવાબ ન દેતાં તે સાધ્વી નિર્ભયપણે આગળ આગળ જવા લાગ્યા. લોકો અંદર અંદર બોલવા લાગ્યા, 'આ સાધ્વી શું બહેરા છે, હઠીલા છે કે તેમનામાં ભૂત ભરાયું છે? આપણી ઉપરવટ થઇને શા માટે તે પાછા ફરતા નથી? શું તે કઠોર હૃદયના છે?'

બીજાએ જવાબ આપ્યો કે, 'ના, ભાઇ! ના, આ સાધ્વી તો બધા કરતા શ્રેષ્ઠ છે, મૃદુ હૃદયવાળા છે, તેમજ બહેરા પણ નથી. તે ગુણવાન છે, તથા દેશનામૃતથી તેમણે ઘણાને વિષય કષાયરૂપી ઝેરથી નાશ પામતા ઉગાર્યા છે. એમનાં તો દર્શનમાત્રથી પણ ભારે પુણ્ય થાય તેમ છે. એટલે તો અમે ધારીએ છીએ કે તે જે કરતાં હશે તે

આરૂ જ કરતાં હશે.' વળી એક જણુ બોલી ઉઠયો કે; 'તમે કહ્યું તે તો બરાબર પણુ ભાઇ! આ સાધ્વી તો મરણ-ભયથી વિમુક્ત તથા નિ:સ્પૃહ હોવાથી હાથીનો ઉપસર્ગ સહન કરવા માટે જ કાં ન જતાં હોય? આગળ ઘણા મુનિઓએ તે પ્રમાણે ઉપસર્ગ સહન કર્યાના પ્રસંગો સાંભ-ળવામાં આવ્યા છે.' ત્યારે કોઈકે કહ્યું; 'આ બધા મહા-ત્માઓ તો ઉપસર્ગને સહન કરીને પોતાનું કાર્ય સાધી જાય છે. પણ જે ગામની સીમમાં તેમને ઉપસર્ગ થાય તે ગામનું કાંઇક અશુભ થાય એ ચિંતા થાય છે.'

આમ બોલતાં લોકોની દષ્ટિએ તે હાથી ચડયો. હાથીએ સુનન્દા સાધ્વીને જોઇ, સામાન્ય મનુષ્ય ધારી પહેલાં તો તેમના તરફ તે ધસ્યો. પાસે આવતાં જેવી બન્નેની દષ્ટિ મળી કે પાછો તે હાથીને મોહ ઉત્પન્ન થયો. ત્યાં ઉભા ઉભા તે પૂર્વની રાગદશાના કારણે ધૂણવા તથા આનંદ મેળવવા લાગ્યો.

આ જોઇ સાધ્વીએ કહ્યું; 'હે રૂપસેન! બુઝ! બુઝ! મોહથી મૂઢ બની દુ:ખ પામ્યા છતાં પણ મારા ઉપરનો મોહ તું શા માટે ત્યજતો નથી? મારા માટે ક્લેશ સહન કરતાં સાત સાત ભવ તો તારા વ્યર્થ ગયા. મારા માટે છ છ ભવ સુધી નિરર્થક મરણ પામી આ સાતમા ભવમાં તું ઉત્પન્ન થયો છે. હજુ પણ બધા દુ:ખોનાં કારણરૂપ પ્રેમબંધનને શા માટે તું ત્યજી દેતો નથી? પ્રથમ તું રૂપસેન હતો, પછી મારા ગર્ભમાં આવ્યો. અને ત્યાંથી

મરણ પામીને સર્પ, કાગ, હંસ, તથા હરણ થઇ છેવટે આ સાતમા ભવમાં તુ હાથી થયો છે. ભવોના ભવો સુધી અનર્થદંડે દડાઇ તું દુખી થયો છે, માટે સ્નેહબંધન તોડી બોધ પામ!'

સાધ્વીનાં આવાં વચનો સાંભળી હાથી ઉહાપોહ કરવા લાગ્યો. 'મેં આવી દશા કોઇક સમયે અનુભવી છે ખરી!' આ રીતે વિચારો ઉપર વિચાર કરતાં જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થવાથી તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પોતે સંજ્ઞીપંચેન્દ્રિય હોવાથી પોતાના સાતે ભવ તે બરાબર જોઈ શક્યો. અને તેથી પોતે અનુભવેલાં સુખ-દુખ તેની સ્મૃતિમાં આવ્યાં, એટલે જાણે વજ્રથી હણાયો હોય તેમ તે નિશ્ચેષ્ટ બની ગયો.

પછી ક્ષણવારમાં પાછો સાવધાન બની એક દીર્ઘ નિઃશ્વાસ નાખી જાણે હાથમાં આવેલ રત્ન પોતે ફેંકી દીધું હોય તેમ તે હાથી વિચારવા લાગ્યો; 'અરેરે! સ્નેહમાં તથા કામમાં અંધ બની જઈ મેં આ શું કર્યું? કરોડોની કિમ્મતવાળો ચિન્તામણિ રત્નથી પણ અધિક મનુષ્યભવ પ્રાપ્ત કરીને હું હારી ગયો અને દુર્ગતિમાં લઇ જનાર આ કામરાગને મેં અંગીકાર કર્યો. અજ્ઞાનથી કુકર્મ કરીને મનુષ્ય દુઃખ પામે તેના કરતાં પણ વિશેષ દુઃખો કુકર્મ કર્યા વિના મેં અનુભવ્યા છે, મારી આજની સ્થિતિ દુર્ગતિરૂપી કારાગૃહ જેવી તથા સાધન વિનાની છે. મને આ કારાગૃહમાંથી કોણ છોડાવશે? અરેરે! મારી શી

દશા થશે? આ હાથીના ભવમાં પંચેન્દ્રિય તિર્યંચોનો તથા મનુષ્યોનો વધ વગેરે કરીને મેં ઘણા પાપો બાંધ્યા છે. તેથી મારૂં દુર્ગતિથી રક્ષણ કેવી રીતે થશે? ધન્ય છે આ ભગવતી સાધ્વીજીને કે જેઓ કર્મો બાંધ્યા પછી બોધ પામીને હાલ સંસારમાંથી પોતાનો ઉદ્ધાર કરવા તૈયાર થયા છે. દુષ્કર્મો કર્યાં છતાં બધા દુઃખોનો નાશ કરવામાં સમર્થ એવા ચારિત્ર ધર્મનો તેમણે સ્વીકાર કર્યો છે, એટલે હવે તેમને શાનો ભય રહ્યો? વળી ધન્ય છે તેમને કે જેવો પ્રેમ તેમણે બાંધ્યો હતો, તેવો જ જાળવી રાખીને પોતે સ્નેહની બેડીમાંથી મુક્ત થઈ મને પણ તે બંધનોમાંથી મુક્ત કરવા અહીં પધાર્યા છે નહિ તો વળી સ્વાર્થથી ભરેલા આ સંસારમાં આવી મહા કંગાળ અવસ્થામાં મારા દુઃખનું નિવારણ કરવાનો ઉપાય મને બતાવવા તે શા માટે આવે?' શાસ્ત્રો સાચું જ કહે છે કે; 'સંસારીઓ સ્વાર્થી હોય છે. નિઃસ્વાર્થ ધર્મસ્નેહવાળા માત્ર સંયમી સાધુઓ જ હોય છે. મુનિ સિવાય આ જગતમાં નિષ્કારણ ઉપકાર કરનાર બીજું કોઈ છે જ નહિ,' મને પણ આ સુનન્દા સાધ્વીનાં પવિત્ર આલંબનથી ભવિષ્યમાં સુખ થશે. તે સિવાય બીજો ઉપાય હું જોતો નથી. હવે તેઓ જે સૂચવે તે જ મારે સ્વીકારવા યોગ્ય છે. મારાં જેવા પાપીનાં દર્શનથી પુણ્યશાળી માણસોના પુણ્યો પણ વિફળ બને છે, જ્યારે આ સાધ્વીજીનાં દર્શન માત્રથી આ લોક તથા પરલોકની સિદ્ધિ થાય છે, તથા પાપીઓનો પણ પાપમાંથી ઉદ્ધાર થાય છે. તેથી આ સાધ્વીજી ખરેખર ગુણરત્નની ખાણ જ છે.'

આ પ્રમાણે વિચાર કરી આંસુઓ સારતો તે હાથી સાધ્વીજી સુનન્દા પાસે આવી, સૂંઢવતી વારવાર પ્રણામ કરતો. આ પ્રમાણે વિનંતિ કરવા લાગ્યો; 'હે ભગવતિ! તમે તો આ ભવસમુદ્ર તરી શકાય તેવા અમોઘ સાધનભૂત ચારિત્રરૂપ નાવમાં ચઢ્યા છો, તેથી થોડા કાળમાં જ અવશ્ય ભવસમુદ્રનો પાર પામશો, પણ મારી શું ગતિ થશે? અંધને ચક્ષુ આપવાની જેમ તમે તમારી શક્તિવડે મને જાતિ-સ્મરણ કરાવીને ભવવિપાક દેખાડ્યો. તે જ પ્રથમ તો તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. જાતિસ્મરણ પ્રાપ્ત થતાં મેં મારા પૂર્વભવો જોયા. તે જોઈને તિર્યંચનો ભવ વેદતો હોવાથી કાંઈ પણ ધર્મસાધન કરવામાં અસમર્થ એવો હું સંસારના ભયથી વ્યાકુળ થઈને હવે તમારાં શરણે આવેલો છું. તો જે રીતે મારું કલ્યાણ થાય તે રીતે કૃપા કરો.'

સાધ્વીજીએ જ્ઞાનથી તેનો આ પ્રમાણેનો આશય જાણીને તેને કહ્યું; 'હે રૂપસેન! તારે જરા પણ ચિંતા કરવી નહિ; કારણ કે તું પર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિય છો, સ્પષ્ટ ક્ષયોપશમ-વાળો છો અને પાંચમું ગુણસ્થાનક પ્રાપ્ત કરવાને લાયક છો, જિનેશ્વર ભગવાનના માર્ગને અનુસરનાર અને માત્ર તેટલી લાયકાત મેળવવાથી પણ દુર્ગતિમાં પડવાથી મુક્તિ થાય છે, તો પછી શુદ્ધ શ્રદ્ધાયુક્ત હોય તેનું તો કહેવું જ શું? હવે તું જિનેશ્વર ભગવાનની આજ્ઞામાં દૃઢતા કરીને તારી શક્તિ અનુસાર તપશ્ચર્યા કર. આમ કરવાથી દુર્ગતિનાં પતનથી તું બચી જશે!'

આ પ્રમાણે તે રૂપસેનનો જીવ હાથી અને સુનન્દા

સાધ્વીજી વચ્ચેના વાર્તાલાપ સાંભળી વૃક્ષ ઉપર રહેલા લોકો ચમત્કાર પામ્યા અને બોલવા લાગ્યા; 'અહો ! આ સાધ્વીજી તો મહાજ્ઞાની અને ગુણના ભંડાર જણાય છે. જુઓ ! આવા ક્રૂર હાથીને પણ દર્શન માત્રથી જ સેવકની જેમ તેમણે પ્રતિબોધિત કર્યો, અને તે હાથી પણ વિનયપૂર્વક તેમની પાસે ઉભો રહી પ્રશ્ન કરે છે, અને ઉત્તરો સાભળે છે, અતિ ઉગ્ર કોપાયમાન સ્વભાવવાળો છતાં તે શાંત સ્વભાવવાળો થઇ ગયો છે, અને તેમની પાસે શાંત થઇને ઉભો રહ્યો છે. આ સાધ્વીજી તો તીર્થરૂપ જણાય છે, પરમ ઉપકારના કરનારા છે. માટે ચાલો ! આપણે તેમને નમસ્કાર કરીએ. હવે આપણને હાથીનો કોઇપણ જાતનો ભય નથી. સુખે બધા આવો.' આ પ્રમાણે બોલતા લોકો વૃક્ષો ઉપરથી નીચે ઉતરીને સાધ્વીજીને પ્રણામ કરી તેમની સ્તુતિ કરતાં પાસે આવીને ઉભા રહ્યા.

આસપાસની આ પ્રમાણેની સ્થિતિ જોઇને કોટ ઉપર અને ઘરના માળ વગેરે ઉપર ઉભેલા લોકો પણ ત્યાં આવ્યા અને થોડા વખતમાં તો ત્યાં હજારો માણસો એકઠા થઈ ગયા. એક બીજાના મુખેથી આ વાત સાંભળી કોઇએ રાજાને પણ કહ્યું; 'આજે તો આપણા ગામના સીમાડામાં મોટું આશ્ચર્ય થયું છે.' રાજાએ પૂછયું; 'શું આશ્ચર્ય થયું છે?' આમ પૂછવાથી તે માણસે બધો વૃત્તાંત રાજાને જણાવ્યો અને કહ્યું; 'સ્વામિન્! આજથી આપણા ગામમાં હાથીનો ભય મટી ગયો છે.'

રાજા પણ આશ્ચર્યયુક્તચિત્તે આ હકીકત સાંભળી મોટી સેના સહિત સાધ્વીજી પાસે આવ્યો અને તેમને નમસ્કાર કરી પૂછવા લાગ્યો;

'હે ભગવતિ! આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો બનાવ શી રીતે બન્યો? કૃપા કરીને તેનું વૃત્તાંત અમને સવિસ્તર જણાવો.' આ પ્રસંગે રાજાએ સાધ્વીજીને વિનંતિ કરી, તેથી લોકોને ઉપકારક જાણી સાધ્વીજીએ પૂર્વ ભવના વિષયાસક્તિના વિપાકથી માંડીને હાથીએ કરેલ વિનંતિ અને પોતે તેનો જણાવેલો ઉપાય–ત્યાં સુધીનું સર્વ વૃત્તાંત વિસ્તારથી ત્યાં જણાવ્યું.

આ અદ્દભુત વૃત્તાંત સાંભળી સર્વે ચમત્કાર પામ્યા, વૈરાગ્ય વાસિત મનવાળા થયા અને ધર્મ પામ્યા. પછી સુનન્દા સાધ્વીજીએ રાજાને ઉદ્દેશીને કહ્યું. 'હે રાજન્! આ સર્વ ગુણોથી યુકત ભદ્રક જાતિનો ઉત્તમ હસ્તી છે. જેનાં ઘરમાં આવો હાથી રહે તેનાં ઘરમાં ઋદ્ધિ અને પ્રતાપ બહુ વૃદ્ધિ પામે છે. આવો સુંદર લક્ષણવાળો અને ધર્મની રૂચિવાળો હાથી ક્યાંથી મળે? તેથી તમારે જ હવે તેની પ્રતિપાલના કરવી. આ હાથી સાચવવાથી તમને જીવદયા, ગુણીજનનો સંગ, સાધર્મિક વાત્સલ્ય અને તપસ્વીની સેવા એ ચાર મહાન લાભો પ્રાપ્ત થશે.'

આ પ્રમાણે સાધ્વીજીનું કથન સાંભળીને હર્ષપૂર્વક રાજા બોલ્યો 'જો આ હાથી મારી હસ્તીશાળામાં હાથી બાંધવાના સ્થળે પોતાની મેળે આવે, તો ત્યાં તે ભલે સુખેથી રહે. જો તે એવી રીતે આવશે તો હું તે

જીવશે ત્યાં સુધી જે રીતે આપ કહેશો તે રીતે તેને સાચવીશ અને તેની સેવા કરીશ. ખરેખર આ પ્રાણીને ધન્ય છે કે તેણે તિર્યંચ ભવમાં પણ ઉત્તમ ધર્મ અંગીકાર કર્યો છે.' આમ બોલી રાજાએ તે હાથીને કહ્યું; 'હસ્તીરાજ! મારી હાથીશાળામાં તમે સુખેથી આવો!' આ સાંભળી તે હાથી પોતાની મેળેજ ગામ તરફ ચાલ્યો અને હાથીના નિવાસની શાળામાં જઈને સુખેથી ઉભો રહ્યો.

રાજાએ પણ જે માર્ગ સાધ્વીજીએ દેખાડ્યો તે પ્રમાણે તે હાથીની સંભાળ કરવા માંડી. હાથી બે દિવસ સુધી (છટ્ઠ) તપ કરે છે. ત્રીજે દિવસે રાજા નિર્દોષ આહારવડે તેને પારણું કરાવે છે, વળી ફરીથી તે છઠ્ઠ તપ કરે છે. આ પ્રમાણે જીવિત પર્યંત તપધર્મ તથા બ્રહ્મચર્ય ધર્મને આચરીને સકળ શ્રુતના સારરૂપ પંચપરમેષ્ઠી મહામંત્રનું સ્મરણ કરતો હાથી નિર્વિઘ્નપણે આયુષ્યને સમાપ્ત કરી સમાધિયુક્ત મૃત્યુ પામી સહસ્રાર નામના આઠમા દેવલોકમાં અઢાર સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં ઉત્પન્ન થઈ તે સિદ્ધિપદને પામશે. સુનન્દા સાધ્વી પણ એ રીતે અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડી જૈનશાસનની ઉન્નતિ કરીને પોતાના પ્રવર્તિની પાસે પાછા આવ્યા.

પ્રવર્તિનીએ પણ સર્વ હકીકત સાંભળીને તેમની બહુ પ્રશંસા કરી; પછી યાવજ્જીવ સુધી નિરતિચાર ચારિત્ર પાળી, અતિ તીવ્ર કર્મોને ખપાવી, કેવળજ્ઞાન પામીને તે સુનન્દા સાધ્વી અક્ષયપદને પ્રાપ્ત થયા.

# ૧૩ : પુણ્યશાલીના પગલે

ઉપરોક્ત ધર્મકથા વિસ્તારથી ફરમાવીને તે ધર્મ-ભૂષણ મહર્ષિ ધન્યકુમારને કહે છે કે, 'ભદ્ર આ રીતે વિષયો સેવ્યા ન હોય છતાં ઇચ્છામાત્રથી પણ વિષયો દુર્ગતિઓ વડે ગહન એવા આ સંસારચક્રમાં જીવોને ભમાડે છે, તો પછી ઇચ્છાપૂર્વક સેવનારની તો કેવી ગતિ થાય ? આ સંસારચક્રમાં રઝળતા જીવોની વિચિત્રતા તો એવી છે કે વિષયો સેવવામાં અપૂર્ણ રહે–પૂર્ણ પણ ન સેવાય ત્યારે દુઃખ માને છે અને સંપૂર્ણપણે સેવાય ત્યારે સંસારાસક્ત ભવાભિનંદી જીવો સુખ માને છે. પણ જેવી રીતે મચ્છીમારો માંસનો ટુકડો આપીને મત્સ્યોને મરણ સંકટમાં નાખે છે, તેવી જ રીતે વિષયો પણ વિષયના સાધનરૂપી માંસનો ટુકડો આપીને તેમાં આસક્ત થતા જીવોને અનંતીવાર જન્મ મરણના સંકટોમા પાડે છે. આ વાત મોહમૂઢ જીવો જાણતા નથી. વળી એક મોટું આશ્ચર્ય તો એ છે કે, અજ્ઞાનવશ પ્રાણીઓ અનંતીવાર આ વિષયોને પૂર્વ કાલમાં સેવેલા હોય છે, છતાં પણ ફરીને મળે ત્યારે જાણે કે તેને સેવ્યા જ ન હોય તેવી રીતે વારંવાર સેવતાં તેમાં આનંદ પામે છે, રાચે છે, મદ કરે છે, પણ જેમ

જેમ રાચે છે, આસક્તિ વધારે છે, તેમ તેમ તે દુષ્કર્મોની સ્થિતિ વધતી જાય છે અને તેવી રીતે ભોગવનારાઓ નરક નિગોદના થાળાઓમાં વારંવાર જઇને પડે છે. તેથી શ્રી જિનેશ્વર ભગવાનની વાણી સાંભળીને પાંચે ઇંદ્રિયોના શબ્દાદિ વિષયો, તથા ક્રોધાદિ કષાયોને દૂર ત્યજી દઇ વિવેકી આત્માઓએ શ્રી જિનેશ્વરના ચરણની સેવા અને બ્રહ્મચર્યનો સ્વીકાર કરવો તે જ હિતાવહ છે, કલ્યાણકારી છે.'

આ પ્રમાણે ભાગ્યશાલી ધન્યકુમારે તે મહર્ષિની પાસેથી સાંસળીને 'વિષયો અવશ્ય ત્યજવા લાયક છે.' એવી શ્રદ્ધા થવાથી મહા અનર્થનું મૂળ એવું પરસ્ત્રીસેવન ત્યજી દઇ સ્વદારાસંતોષરૂપ ચતુર્થવ્રત તેઓની પાસે તેણે ગ્રહણ કર્યું. ત્યાર પછી ધન્યકુમાર આત્માને કૃતાર્થ માનતો હર્ષપૂર્વક તે ઉપકારી મુનિવરોને વારંવાર પ્રણામ કરતો અને બ્રહ્મચર્યવ્રતની ભાવના ભાવતો આગળ ચાલ્યો. અને રસ્તો ઉલ્લંઘવા માંડયો.

પ્રસન્ન ચિત્તથી નિર્ભયપણે આગળ ચાલતો ચાલતો ઉત્તમ અને ઉજ્વળ ભાગ્યનિધાનરૂપ તે કુમાર અનુક્રમે કાશી નગરની સમીપે આવ્યો. ત્યાં નગરની નજીકમાં રહેલી ગંગા નદીના કિનારા ઉપર ઉત્તમ સ્થાનકે પોતાનાં વસ્ત્રાદિ મૂકીને ઉન્હાળાના સખત સૂર્યના તાપથી આખે શરીરે ખેદિત થયેલો તે ખેદ ઉતારવા માટે રેવામાં ગજ ઉતરે તેમ તરંગોથી વ્યાપ્ત એવી ગંગા નદીમાં સુખરૂપ સ્નાન કરવા ઉતર્યો, ગંગાનદીમાં સ્નાન કરવાથી તેના શ્રમનો નાશ થયો અને કાંઠા ઉપર બેસીને

જે પ્રાપ્ત થયું, તેનો આહાર કરી માખણના જેવી સુકોમળ ગંગા નદીના કિનારા ઉપરની રેતીમાં સંથારો કરીને સાંજના સમયે ન માપી શકાય તેવા મહિમાના ભંડાર શ્રી પંચપરમેષ્ઠી નમસ્કારરૂપ નવકાર મહામંત્રનું સ્મરણ કરતો તે શાંતચિત્તે ત્યાં બેઠો.

નિર્ભયચિત્તથી તે ત્યાં બેઠો છે તે સમયે ક્રીડા કરવા માટે બહાર નીકળેલી ગંગા નદીની અધિષ્ઠાત્રી ગંગા નામે દેવી ત્યાં આવી. ચંદ્રના શીતળ કિરણોથી જે સમયે આખી પૃથ્વી ઉજ્જ્વળ થઇ ગઇ હતી. તે સમયે સકળ ગુણના એક નિધાન રૂપ ધન્યકુમારનું અનુપમ રૂપ, કાંતિ. સૌભાગ્ય અને અદ્‌ભુત શરીરાકૃતિ જોઇને અતિ તીવ્ર સ્ત્રીવેદનો ઉદય થવાથી તે ગંગાદેવી અતિશય કામાતુર અને ધન્યકુમાર ઉપર રાગવાળી થઇ. કામની અતિ તીવ્રતાથી ગંગાદેવી ચિત્તમાં અતિશય આકુળ વ્યાકુળ થઇ ગઇ, કારણ કે પુરૂષવેદ કરતા સ્ત્રીવેદનો ઉદય વધારે તીવ્ર હોય છે. ન નિવારી શકાય એવો કામદેવનાં અસ્ત્રોનો જ્યારે મારો આવે છે, ત્યારે તેમાં કોણ સ્થિર રહી શકે? જિનેશ્વર ભગવંતનાં આગમશ્રવણથી જેનાં કાન તથા હૃદય વાસિત થયાં હોય તે સિવાય બીજો તો કોઈ પણ આવા સમયે સ્થિર રહી શકતો નથી.

તે ગંગાદેવી અતિશય કામવશ થઇ જવાથી લજ્જાદિને મૂકી દઇને મહામોહવડે પોતાનું દિવ્યરૂપ પ્રગટ કરી ધન્યકુમારને પોતાને વશ કરવા અને તેને કામાધીન કરવા

ઘણા પ્રકારના હાવભાવ કરવા લાગી. અપ્રતિહતપણે નયનો અને કટાક્ષોના બાણોની ધન્યકુમાર ઉપર તે વૃષ્ટિ કરવા લાગી. એ વખતે ધન્યકુમારે ધૈર્યનું અવલંબન કરીને ન પરાજય થઇ શકે તેવું અજેય બ્રહ્મચર્યરૂપ કવચ હૃદયમાં ધારણ કર્યું.

તે દેવી તો વારંવાર કામદેવના અક્ષીણ કોશરૂપ હસ્તના મૂળ ભાગો, કુક્ષી ત્રિવલી યુક્ત પેટ, નાભિપ્રદેશનો મધ્ય ભાગ, ચક્ષુ તથા કેશ વગેરેને ભમાવતી વારંવાર કામોત્પાદક સ્થાનો ધન્યકુમારને દેખાડવા લાગી યુવાન પુરૂષનાં મનોદ્રવ્યને પીગળાવવામાં ક્ષારરૂપ તેણે કરેલા હાવભાવ, કટાક્ષવિક્ષેપાદિ બાણો; શુદ્ધ અને ખાણમાં ઉત્પન્ન થયેલા વજ્રરત્નની ઉપર કરવામા આવેલા લોઢાના ઘણના પ્રહારની જેમ નિષ્ફળ ગયા, અને ધન્યકુમાર જરા પણ ચળાયમાન થયો નહિ.

આ પ્રમાણે જ્યારે પ્રબળ હાવભાવોવડે પણ ધન્યકુમારને જરા પણ ચળાયમાન થયેલો તેણે જોયો નહિ, ત્યારે તે ગંગાદેવી શૃંગાર રસથી ભરેલી મહા ઉન્માદને ઉદ્દીપન કરે તેવી, સાધુ મુનિરાજોને પણ ક્ષોભ કરાવે તેવી અને કામી પુરૂષોના મનને વશ કરવામા અદ્વિતીય વિદ્યારૂપ વાણીવડે બોલી; 'હે સૌભાગ્યના ભંડાર! ગ્રીષ્મઋતુના મધ્યાહ્ન સમયે જે સરોવરમાં બહુ થોડું જળ બાકી રહ્યું હોય તેમાં રહેલી માછલી જેમ તાપવડે અત્યંત તાપિત થાય તેમ કામરૂપી અગ્નિની જ્વાળાઓવડે

તાપિત થયેલી હું તમારે શરણે આવી છું. તેથી હે દયાનિધિ! શીઘ્ર મને તમારા શરીરના સંગમરૂપી અમૃતકુંડમાં કૃપા કરી સ્નાન કરાવો.' મારૂં ઈચ્છિત પૂર્ણ કરવાને તમે જ સમર્થ છો એમ માનીને તથા તમારા ગુણો ઉપર મારૂં ચિત્ત આકર્ષાવાથી મોહ પામીને હું તમને પ્રાર્થના કરૂં છું, મારી આશા તમારે અવશ્ય પૂર્ણ કરવી જ પડશે. કેમકે પ્રાર્થનાનો ભંગ કરવો તે તો મોટું દૂષણ ગણાય છે, તે આપ જાણો છો. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે, સૌથી હલકું તૃણ છે, તેનાથી રૂ વધારે હલકું છે, રૂ કરતાં પણ પ્રાર્થનાને કરનારો હલકો છે, અને તેના કરતાં પણ પ્રાર્થનનો ભગ જે કરે છે તે વધારે હલકો છે.' એટલા માટે તમને સુખ ઉપજે તેવી રીતે મારી સાથે કામભોગ ભોગવીને–રતિક્રીડા કરીને મારા શરીરમાં ઉત્પન્ન થયેલો દાહ શમાવી શાંત કરો.'

ઉપરોક્ત ગંગાદેવીનાં વચનો સાંભળીને પરનારીથી પરાઙ્મુખ ધન્યકુમાર સાહસ તથા ધૈર્યનું અવલંબન કરીને ગંગાદેવીને આ પ્રમાણે કહેવા લાગ્યો; 'હે માતા! હવે પછી તમારે આવા પ્રકારનું ધર્મવિરૂદ્ધ વાક્ય ઉચ્ચારવું નહિ. તમારા હૃદય અને સ્તનરૂપી રાક્ષસોએ કરેલાં વિક્ષોભોથી મારૂં મન જરાપણ ભય પામતું નથી. કારણ કે મારૂં મન કુવિકલ્પોરૂપી શત્રુસમૂહનો નાશ કરનાર શ્રી જિનેશ્વરના આગમોમાં કહેલ બ્રહ્મચર્યરૂપી મહામંત્રથી પવિત્ર થયેલું છે બ્રહ્મચર્યની નવવાડોરૂપ બખ્તરવડે હું સજ્જિત થયેલો છું, તેથી દુ:ર્નિવાર્ય એવા પણ તમારા કામરૂપી અસ્ત્રો

વડે મારો વ્રતરૂપી કિલ્લો ભેદી શકાય તેમ નથી. વળી કાળકૂટ વિષની જેવા ઉત્કટ અને મહાઅનર્થ કરનારા તમારા અનિમેષ નેત્રોવડે મૂકાયેલા કટાક્ષો પણ શ્રી જિનવચનોરૂપી વાકયામૃતથી સિંચાયેલા મારાં હૃદયને જરા માત્ર પણ પીડા કરે તેમ નથી. 'તમારા કામોત્પાદક વાકયોરૂપી હરણો જેમાં બ્રહ્મચર્યરૂપ સિંહ જાગ્રતપણે બેઠેલો છે, તેવી મારી મનરૂપી ગુફામાં પ્રવેશ કરવા બિલકુલ સમર્થ થનાર નથી. વળી તમારા વિચિત્ર પ્રકારની વિકૃતિથી યુક્ત કામોત્પાદક વાકયો મારી મનોરથરૂપી ભીંતને બિલકુલ ભેદી શકનાર નથી, શિરીષ પુષ્પનો સમૂહ શું પત્થરની ભીતને ભેદી શકે છે? બહુ ઉત્તમ તથા રસયુક્ત એવી તમારી વિભ્રમોરૂપી મેઘની ધારા પણ મારા ચિત્તરૂપી ઉખરભૂમિમાં જરા પણ રાગરૂપી અંકૂરા ઉત્પન્ન કરી શકનાર નથી દાવાનળની જેવા દુસહ કામવિકારયુક્ત અને અન્યનાં ચિત્તમાં વિકાર તથા કામ ઉત્પન્ન કરે તેવા તમારા હાવભાવો પણ આગમરૂપી સમુદ્રમાં સ્નાત થયેલા મને તપાવવાને બિલકુલ સમર્થ થનાર નથી. વળી નરકનાં અતિશય તીવ્ર દુખોમાં પાડનાર પરનારીની પ્રીતિથી પરાઙ્મુખ થયેલા મને સૌધર્માદિ દેવલોકોમાં રહેનારી રંભા કે તિલોત્તમા વગેરેના શૃંગારયુક્ત સર્વ પ્રયાસો પણ ચળાવવા સમર્થ થાય તેમ નથી. તો પછી તમારા જેવાની શી ગણત્રી? નરકમાં રહેલી જવાળાઓની શ્રેણિઓની સંગતિથી જે દુખ ઉત્પન્ન થાય છે, તેનાથી ભય પામેલો સચેતન કયો પુરૂષ એવો હોય કે જે

પરસ્ત્રીના સંગથી ઉત્પન્ન થયેલ ખાળકૂવામાં રહેવારૂપ આ ભવમાં જ ઉત્પન્ન થયેલ દુઃખ સર્વસ્વને અનુભવનાર લલિતાંગકુમારની માફક કામસંજ્ઞાનો ઉદય થતાં પરસ્ત્રી ભોગવવાની ઇચ્છા માત્ર પણ કરે? જે મનુષ્યો આ ભવમાં વિષય સેવનના સમયે ક્ષણ માત્ર પણ પરસ્ત્રીના સંયોગથી ઉત્પન્ન થયેલુ સુખ ભોગવી આનંદ માને છે, તે મનુષ્યો પછીના ભવમાં પરસ્ત્રીસંગથી બંધાયેલા કર્મનો ઉદય થતાં નરકક્ષેત્રમાં નારકીપણે ઉત્પન્ન થઇને અસંખ્ય કાળ સુધી પરમાધામી દેવોએ કરેલી વેદના અને ક્ષુધા તૃષા વગેરે દશ પ્રકારની સ્વાભાવિક વેદના અતિ આકરા સ્વરૂપમાં ભોગવે છે.'

(નારકીના જીવો શીત ઉષ્ણ ક્ષુધા, તૃષા, ખરજ પરવશપણું, જરા, દાહ, ભય, અને શોક–આ દશ પ્રકારની વેદના ભોગવે છે.)

'કામ ભોગો ક્ષણમાત્ર સુખ આપનાર અને બહુ કાળ પર્યંત દુઃખ આપનાર છે. અલ્પ સુખ આપનાર અને પ્રચુર દુઃખ આપનાર છે. વળી સંસાર અને મોક્ષનું અંતર વધારનાર છે. શત્રુરૂપે કાર્ય કરનારા છે. અને અનર્થોની તો ખાણ રૂપ છે. શ્રી જિનેશ્વરના આગમોને વિષે કહેલાં તત્ત્વોને જાણનારા પુરૂષો બળવાન એવા કામદેવને પણ કેવી રીતે વશ થાય? અતિ ધમધમાયમાન જ્વાળાઓવાળા અગ્નિમાં પ્રવેશ કરી મરણ પામવું સારૂ છે, પરંતુ નરકરૂપી તરંગાયમાન સમુદ્રમાં દોરી જનાર પરસ્ત્રીના શરીરરૂપી નદીમાં સ્નાન કરીને શાંત થવું તે અતિ દુઃખદાયી છે.'

'પુરૂષ અને સ્ત્રી બંનેને પરસ્ત્રી અને પરપુરૂષમાં આસક્ત ચિત્તવાળા થવાથી ભવોભવમાં નપુંસકપણું, તિર્યંચપણું અને દુર્ભાગ્યનો ઉદય થાય છે, બળતા એવા લોઢાના સ્તંભનું આલિંગન કરવું તે ઉત્તમ છે. પણ નરકના દ્વારરૂપ પરસ્ત્રીનું સેવન કરવું તે સારૂં નથી.'

'તદુપરાંત સ્ત્રીઓનો સંગ સંધ્યા સમયના આકાશના રંગની જેમ ક્ષણ વિનાશી છે, વળી મનુષ્યનું આયુષ્ય વાયુની માફક અસ્થિર છે, કદાચ વાયુને સ્થિર કરી શકાય છે, પણ તૂટેલ-આયુષ્ય સ્થિર થઇ શકતું નથી. વળી ભોગની વૃદ્ધિ-તેમાં વિશેષ આસક્તિ નવા ઉત્પન્ન થયેલા રોગની માફક ઉદ્વેગ કરનારજ થાય છે. આ પ્રકારે સામાન્યથી પણ કામભોગો-વિષયવિલાસો અતિશય દુઃખના હેતુભૂત થાય છે, તો પછી વધારેલા વિષની જેવા ભવભ્રમણના જ એકાંત હેતુભૂત એવા પરસ્ત્રીના સંયોગથી ઉત્પન્ન થયેલા વિષયવિકારો તો અતિશય દુઃખના કારણ થાય તેમાં કહેવું જ શું ?'

'હે દેવી! તમે પણ મનને સ્થિર કરીને વિચારો, કે તમને જે આ દિવ્ય શક્તિ તથા અતિશય સુખસામગ્રી વગેરે મળ્યા છે, તે કામભોગના ત્યાગના ફળરૂપ છે કે કામભોગ સુખના આસેવનનું ફળ છે? કામભોગને વિષે આસક્તિ જેઓ રાખે છે, તેઓ તો નરક અને તિર્યંચ ગતિમાં જ ઉત્પન્ન થાય છે, વળી તમારૂ વૈક્રિય શરીરના પરમાણુઓથી બનેલું શરીર અતિ શુદ્ધ અને સ્વચ્છ છે,

અને મારૂં શરીર તો ઔદારિક પરમાણુઓના સમૂહનું બનેલ હોવાથી હંમેશાં અનેક પ્રકારના મળ, મૂત્ર, રૂધિર હાડકા વગેરેથી ભરેલું છે, અને દુર્ગંધમય તેમજ નિંદવા લાયક છે. આવા બે શરીરનો સંયોગ કરવો તે શું યોગ્ય છે? તેટલા માટે હે માતા ગંગાદેવી! સદાચાર રૂપ અંકૂરો ઉગાડવાને મેઘમાળા સમાન વીતરાગ–પ્રભુ જિનેંદ્ર ભગવાનનું તમે સ્મરણ કરો, જેથી તમારૂં પરમ કલ્યાણ થાય. કહ્યું પણ છે કે; 'ધર્મ કાર્ય તો હંમેશાં ઉદ્યમવંતા થઇને ત્વરાથી કરવું અને અધર્મ કાર્યમાં ઉત્તમ પુરૂષોએ હંમેશાં હસ્તીની માફક આંખો મીચી જ રાખવી, ઉઘાડવી નહિ. આળસુ થવું.'

આવો અમૃતતુલ્ય સુખલક્ષ્મીના સંદેશારૂપ ધન્યકુમારનો ઉપદેશ સાંભળી ગંગાદેવીનાં ચિત્તમાંથી દુષ્ટ વિકાર દૂર થયો, અને તે બોલી; 'મારા ચિત્તમાં ઉત્પન્ન થયેલા રાગરૂપી દાવાનળને શમાવવામાં વરસાદ સમાન હે ધીર! તું લાંબો વખત આનંદ અનુભવ, મારા મોહરૂપી અંધકારનો સંહાર કરનાર હે પ્રતાપી સૂર્ય! તુ લાંબો વખત જયવંતો વર્ત. સર્વ ઉત્કર્ષો તને પ્રાપ્ત થાઓ. નિષ્કામી પુરૂષોમાં પણ શિરોમણિ આ ત્રણ જગતમાં તું જ ખરેખર ધન્ય છે. મારા જેવી દેવાંગનાએ દેખાડેલા હાવભાવોથી તું જરાપણ ક્ષોભાયમાન થયો નથી, હે વીરેન્દ્ર! અતિ ઉત્કટ અને વિકટ એવા કામદેવનાં યુદ્ધમાં અનેક પ્રકારના વિષયલાલસારૂપી શસ્ત્રોનો તારા ઉપર પ્રપાત થયો છે, છતાં જરાપણ ક્ષોભાયા વગર તું કામદેવના લશ્કર ઉપર વિજય મેળવનાર થયો છે.

તેથી તું જ ખરેખરો સદ્ધાયોધ્ધો છે. સદાચારી પુરૂષોના પણ મસ્તક પર શોભે તેવા હે પુરૂષરત્ન! 'બહુ રત્ના વસુંધરા' એવું જે વાક્ય બોલાય છે તે તારા જેવા પુરૂષોવડે જ સત્ય કરે છે. ધાર્મિક પુરૂષોમાં શિરોમણિ! હું પણ તારાં દર્શનથી આજે પવિત્ર થઈ છુ. આ લોક અને પરલોક ઉભયમાં ન માપી શકાય તેવું સુખ આપનાર ધર્મરત્ન તેં મને આપ્યું છે, હવે તેના બદલામાં કેટલાં રત્નો હું તને આપુ? કે જેથી તારા આ ઋણમાંથી હું મુક્ત થઈ શકું ? કોઇપણ રીતે અનૃણી થાઉ તેમ મને તો લાગતુ નથી; તો પણ આ એક ચિંતામણિ રત્ન તું ગ્રહણ કર, અને તે ગ્રહણ કરીને મારા ઉપર એટલી કૃપા બતાવ. જો કે તારા કરેલા ઉપકારનો તો એક કરોડમાં ભાગે પણ બદલો આ રત્નથી વળી શકે તેમ નથી, પરંતુ અતિથિનું આતિથ્ય તો પોતાના ઘર પ્રમાણે જ થાય છે; તેથી કૃપા કરીને તું આ ગ્રહણ કર!'

આ પ્રમાણે તેના અતિ આગ્રહથી ધન્યકુમારે ચિંતામણિ રત્ન તેની પાસેથી લીધું અને લુગડાને છેડે ગાંઠ બાંધીને રાખ્યું ત્યાર પછી ધર્મનો રંગ લાગવાથી બહુ બહુ પ્રકારે ધન્યકુમારની સ્તુતિ કરીને ગંગાદેવી સ્વસ્થાનકે ગઈ. લીધેલ વ્રતમાં દૃઢ ચિત્તવાળો ધન્યકુમાર પણ ધીમે ધીમે રાજગૃહ તરફ ચાલ્યો. ભાગ્યશાળી અને દાનાદિકથી જેનો યશ વિસ્તાર પામ્યો છે, તેવો ધન્યકુમાર દેશાંતરમાં ભમતા ભમતા ગંગાદેવીએ આપેલા ચિંતામણી રત્ન દ્વારા સકળ ભોગસામગ્રી સુખ પૂર્વક અનુભવતો તે અનુક્રમે મગધ દેશમાં આવ્યો.

ઉદારતાયુક્ત ગુણવાળા ધન્યકુમારે મગધ દેશમાં પ્રવેશ કર્યો. ને મગધદેશમાં ફરતા ફરતા ધન્યકુમાર ન જીતી શકાય તેવી ચતુરાઈવાળા સુરગુરુ–બૃહસ્પતિની જેમ ઉચ્ચ-પદની પ્રાપ્તિની ઇચ્છાથી રાજગૃહી નગરીમા આવ્યો.

રાજગૃહી નગરીમાં રૂપવડે મનોહર અને મકાનોની ભીંતોમાં રહેલા મણિરત્નોની કાંતિથી દેવવિમાનોની પણ હાંસી કરે તેવા ધનિકોનાં ભવ્ય મહેલો શોભે છે. તે નગરીમાં સૂર્યકાન્ત રત્નોથી બનાવેલો અને ચંદ્રકાંત મણિના કાંગરાવાળો કિલ્લો સૂર્ય અને ચંદ્રના ઉદય વખતે તે કિલ્લાની ફરતી કરેલી ખાઇના પાણીનું શોષણ અને પોષણ કરે છે. તે નગરીમાં રત્નમય ગૃહાંગણોમાં અને ઉત્તમ રત્નોવાળા તોરણોમાં પ્રતિબિંબ પામેલા મોરોને, ક્રીડા માટેના મોર જેવા જાણીને ગ્રહણ કરવાની ઇચ્છાથી હાથ લખાવતા મનુષ્યો નખ ભાંગવાથી વિલખા થઇ જતા હતા અને પોતાના મુગ્ધપણાને માટે શોચ કરતા. આ નગરી એવી ઉત્તમ છે કે જેને ત્રણ જગતના નાથ શ્રી વર્ધમાનસ્વામી પણ પોતાના ચરણકમળવડે પવિત્ર કરતા હતા. જે નગરીમાં ગૃહોની ઉપર બાંધેલી ધજાઓના છેડે બાંધેલી મણિકિંકિણીનાં નાદોવડે તે ગૃહો પણ વિદેશીઓને પૂછતા હતા કે ‘ શું સમસ્ત પૃથિવીતળમા અમારા જેવી સુંદર નગરી તમે કોઇ જગ્યાએ જોઇ છે ? ’ સર્વ ઉત્તમ નગરીનાં ગુણોથી આ રાજગૃહી યુક્ત હોવાથી આ સર્વ ઉત્પ્રેક્ષાઓ તેને લાગુ પડી શકતી હતી.

એ રાજગૃહી નગરીમાં હરિવંશના અલંકારરૂપ શ્રી મુનિસુવ્રતસ્વામીના ચાર કલ્યાણકો થયેલાં છે, તેથી આ નગરીને જે ઉપમા આપીએ તે સર્વ યુક્ત જ છે, તેને સર્વ ઉપમાઓ ઘટી શકે તેમ છે. આ રાજગૃહી નગરીમાં અઢારે વર્ણનું રક્ષણ કરનાર, ન્યાયવંત પુરૂષોમાં અગ્રેસર, મુક્તિ-સોપાનની નિસરણી જેવો શ્રેણિક નામે રાજા રાજ્ય કરતો હતો. તેની કીર્તિ અને પ્રતાપવડે શ્વેત અને પીત ચંદન તથા કુંકુમવડે જેમ સ્ત્રીઓ શોભે તેમ દિશાઓ શોભતી હતી. તે રાજાના તીવ્ર ખડ્ગવડે સમરાંગણમાં છેદાયેલા હસ્તિસમૂહના દાંતોની શ્રેણિથી તે રાજાના યશરૂપી વૃક્ષના અંકૂરા શોભતા હતા. તે રાજાએ અભયકુમાર નામના પોતાના પુત્રને મંત્રીપદે સ્થાપિત કર્યો હતો, અને મંત્રીપદરૂપી લક્ષ્મીથી તે અભયકુમાર સુવર્ણ ને સુગંધના એકત્ર મળવાની જેવો શોભતો હતો.

તે મહારાજાને સિદ્ધના ગુણોના એકાંશ પ્રગટવા તુલ્ય અને અક્ષય સુખ આપવાને સમર્થ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થયેલું હોવાથી તે જિનવચનમાં સર્વથા શંકાદિ દૂષણ રહિત હતો. તે રાજા હંમેશાં સુવર્ણના એકસો આઠ જવ કરાવી ભક્તિના સમૂહથી ઉભરાઇ જતા હૃદયે શ્રી વીર ભગવાનની પાસે જઇ તે સોનાના એકસો આઠ જવથી સ્વસ્તિક કરતો હતો અને ત્યાર પછી ભક્તિના પ્રકર્ષથી શ્રી ચરમ તીર્થં-કરને નમસ્કાર કરી તેમની સ્તુતિ કરતો હતો, અને જિને-શ્વરનાં વચનામૃતનું પાન કરી પાવન થતો. જ્યારે જ્યારે

શ્રી વીરભગવાન અન્યત્ર વિહાર કરીને રાજગૃહી નગરીથી દૂર જતા ત્યારે ત્યારે જે ગામમાં પ્રભુની સ્થિતિ હોય તે ગામની દિશા તરફ સાત આઠ પગલા જઇને ત્રણ ખમા-સમણ પૂર્વક પ્રભુને વાંદીને તે સુવર્ણમય। જવોથી સ્વસ્તિક કરતો, તે પ્રભુને ઉદ્દેશીને તેમની સ્તવના કરતો અને ત્યાર પછી ઘેર આવીને તે ભોજન કરતો હતો. આ પ્રમાણે તે શ્રેણિક મહારાજાએ જિનભક્તિના પ્રભાવથી જિનનામકર્મ ઉપાર્જન કર્યું હતું, અને તેથી આવતી ચોવીશીમાં પદ્મનાભ નામના પ્રથમ તીર્થંકર તેઓ થવાના છે.

તે રાજગૃહી નગરીમાં મગધાધિપનો બહુ કૃપાપાત્ર અને યાચકજનોને કલ્પદ્રુમ જેવો કુસુમપાળ નામે એક શ્રેષ્ઠી રહેતો હતો. આ શ્રેષ્ઠીનું એક અતિ જીર્ણ, જેમાં વૃક્ષો બધા સૂકાઇ ગયેલા છે તેવું, પત્ર, પુષ્પ, ફળ, બીજ વગેરેથી રહિત શુષ્ક ઉદ્યાન હતુ. ધન્યકુમારે મગધ દેશમાં પ્રવેશ કર્યો, અને ક્રમશ: આગળ વધતાં તેને રાજ-ગૃહી તરફ આવતાં સાંજ પડી જવાથી માર્ગના શ્રમથી થાકી ગયેલો તે જીર્ણ ઉદ્યાનમાં એક રાત્રિવાસો રહ્યો. તેજ રાત્રીમાં ભાગ્યના એક નિધિરૂપ ધન્યકુમારના ત્યાં આવવાના અને રહેવાના પ્રભાવથી તે જીર્ણોદ્યાનમાં રહેલા, સૂકાઇ ગયેલા અને કાષ્ઠરૂપ દેખાતા સર્વ વૃક્ષો વસંતઋતુના આગમન વડે જેમ વનો વિકસ્વર થઇ જાય તેમ પુષ્પ, ફળ, પત્ર વગેરેથી પ્રફુલ્લ થઇ ગયા અને સૂકાઇ ગયેલું તેમ જ પત્ર પુષ્પાદિકથી રહિત થઇ ગયેલું તદ્દન જીર્ણપ્રાય

તે ઉદ્યાન નંદનવન તુલ્ય શ્રેષ્ઠ થઇ ગયું. પ્રભાત થતાં વનપાલક તે શુષ્ક ઉદ્યાનમાં આવ્યો, ત્યાં આ પ્રમાણે પ્રફુલ્લ અને વિકસ્વર થયેલા તે ઉદ્યાનને જોઇને મનમા અતિ ચમત્કાર પામ્યો, હર્ષિત થયો, અને આમ તેમ જોવા લાગ્યો. જોતાં જોતાં એ શુષ્ક સ્થળે બેઠેલા અને પ્રાતઃકાળની ધર્મક્રિયાઓ કરતા તથા નમસ્કાર મહામંત્રનું ધ્યાન ધરતા અને ચૈત્યવંદનાદિ કરતા ધન્યકુમારને તેણે દીઠા.

ધન્યકુમારને જોતાં જ તે અતિશય વિસ્મિત થયો, અને વિચારવા લાગ્યો કે; 'ખરેખર આ પુરૂષ કોઇ ભાગ્યના ભંડાર રૂપ છે, ઈન્દ્ર કરતા પણ સવિશેષ રૂપગુણયુક્ત છે, અને સૌભાગ્યવંત છે. ગઇ કાલ રાત્રિએ રાત્રિવાસો અહીં રહેલા આ ભાગ્યશાળી પુરૂષના પ્રભાવ વડે જ આ શુષ્ક વન નંદનવન તુલ્ય થઈ ગયું દેખાય છે.' આ પ્રમાણે મનમા વિચારી હર્ષપૂર્વક પોતાના સ્વામી કુસુમપાળ શ્રેષ્ઠીનાં ઘેર જઇને તેણે વધામણી આપી કે; 'સ્વામીન્! તમારાં વનમાં કોઇ મહાતેજસ્વી પુરૂષ રાત્રિ રહેલ છે. તેના પ્રભાવથી તમારૂં શુષ્ક ઉદ્યાન નંદનવન જેવુ સુંદર અને શોભીતું થઈ ગયું છે.

વનપાળે કહેલી આ હકીકત સાંભળીને અતિશય વિસ્મિત ચિત્તવાળો તે શ્રેષ્ઠી ભાગ્યશાળી ધન્યકુમારને જોવાને રસિયો થયો, તેથી તરત જ વનપાલકની સાથે તે પોતાના ઉદ્યાનમાં આવ્યો; તેણે ઉદ્યાનગૃહમાં બેઠેલા ધન્યકુમારને જોયા. સમગ્ર વિશ્વના સર્વ મનુષ્યો કરતા અદ્ભુત અને અખંડ સૌભાગ્યના

ભાજનરૂપ, અતિ દેદીપ્યમાન કાંતિ તથા શરીરવાળા, સર્વ લક્ષણોથી યુક્ત, ગુણની વૃદ્ધિ કરે તેવા, અને સિદ્ધ પુરૂષની આકૃતિવાળા તે ધન્યકુમારને જોઈને શ્રેષ્ઠી વિચાર કરવા લાગ્યો; 'ખરેખર, આ ભાગ્યશાળી પુરૂષના પ્રભાવવડે જ મારૂં આ શુષ્ક વન પલ્લવિત થઈ ગયું છે; શું ચંદ્રના ઉદય વિના સમુદ્રના પાણીનો ઉલ્લાસ કદિ થાય છે?'

આ પ્રમાણે અંતઃકરણમાં વિચાર કરીને વિચક્ષણ પુરૂષોમાં અગ્રેસર તે શ્રેષ્ઠી ઉચ્છૃંખલપણા રહિત અને ધૈર્યવાન ધન્યકુમારને આગમન સંબંધી કુશળક્ષેમ પૂછવા લાગ્યો. અને કહ્યું; 'સજ્જન શિરોમણિ! તમારા પધારવાથી જડરૂપ અને નિર્જીવ થઈ ગયેલું આ મારૂં વન તમારા આગમનથી તેને થયેલ હર્ષ પ્રદર્શિત કરવાના બ્હાનાથી જાણે નવપલ્લવિત અને પુષ્પમય થઇ ગયું છે. અને હું પણ તમારાં દર્શનરૂપી અમૃતના સિંચનથી મન અને નયનોમાં નવપલ્લવિત થયો છું; સારાંશ કે તમારાં દર્શનામૃતથી મારાં નયન સફળ થયાં છે અને મન બહુ ઉલ્લાસપૂર્ણ થયું છે. અમારાં પૂર્વે ઉપાર્જન કરેલા પ્રબળ પુણ્યોદયના યોગથી જ મારવાડમા કલ્પવૃક્ષની જેમ તમારાં દર્શનનો અમને લાભ થયો છે એમ મને લાગે છે. સૌભાગ્યવંતોમાં અગ્રણી! કૃપા કરીને મારાં ઘેર પધારવાની કૃપા કરો, એટલો પ્રયાસ લો, અને મારા મનોરથની પૂર્તિ કરો.'

આ રીતે કુસુમપાળ શ્રેષ્ઠીનો આગ્રહ થવાથી ધન્યકુમાર તે શ્રેષ્ઠીનાં ઘેર ગયો. માણેક પોતાના ગુણોવડે જ્યાં જાય

ત્યાં માન પૂજા પ્રાપ્ત કરે છે. કુસુમપાળ શ્રેષ્ઠીના ઘેર જઈને ધન્યકુમારે તૈલ મર્દન કરાવ્યું. પીઠી વગેરે ચોળાવીને સ્નાન કર્યું, શરીરની સારી રીતે સુશ્રૂષા કરી, સ્નાન કર્યા પછી ચંદનાદિકવડે શરીર ઉપર વિલેપન કર્યું, અને સારા વર્ણવાળાં સુકોમળ વસ્ત્રો પહેર્યાં. ત્યાર પછી બહુમાન પૂર્વક વિવિધ પ્રકારની સામગ્રીયુક્ત રસવતીઓનું ભોજન કર્યું. પછી શ્રેષ્ઠીએ સોનાના સિંહાસન ઉપર ધન્યને બેસાડી પાંચ પ્રકારની સુગંધીવાળુ તાબૂળ આપ્યુ. આ પ્રમાણે વિવિધ સામગ્રીવડે તેમનો ઉપચાર કર્યા પછી, શ્રેષ્ઠી અંજલિ જોડી વિનયપૂર્વક તેમની પાસે બેસી કહેવા લાગ્યો, 'હે સૌમ્ય! તમારા અતિ અદ્ભૂત ગુણોવડે તમારા વંશની ગૌરવતા સ્પષ્ટ જણાઇ આવે છે. કારણ કે; 'આચાર જ કુળને સ્પષ્ટ બતાવે છે.' તેથી મારા જીવનરૂપી વનને ફળ અને કુસુમરૂપી લક્ષ્મી દેનાર તમને કુસુમશ્રી નામની મારી કન્યા આપીને હું તમારો કાંઈક અનૃણી થવાની ઇચ્છા રાખું છું; માટે એ કુસુમશ્રી નામની કન્યાનું આપ પાણિગ્રહણ કરો.' આવી હિતકારી અને પોતાનો રૂચિને અનુકૂળ એવી તે શ્રેષ્ઠીની વાણી સાંભળીને ધન્યકુમારે તે વાત સ્વીકારી ત્યાર બાદ કુસુમપાળ શ્રેષ્ઠીએ કુંકુમ અને ચોખાનો ઘોળ કરીને કુસુમશ્રીને દેવારૂપ-તેના વેવિશાળની પ્રતિજ્ઞા દર્શાવનાર અખંડ અક્ષતવડે ધન્યકુમારને તિલક કર્યું.

આ પ્રમાણે શ્વસુરસંબંધ થવાથી શ્રેષ્ઠીએ ધન્યકુમારને અતિશય આગ્રહ અને માન પૂર્વક સ્વગૃહમાં રહેવાની વિનંતિ

કરી પણ સ્વમાન જાળવવામાં કુશળ ધન્યકુમારે 'એકત્ર વસવાથી ભવિષ્યમા કોઇ વખત માનહાનિનું કારણ ઉત્પન્ન થવાનો સંભવ છે.' એમ હૃદયમાં વિચારી એક સુંદર મકાન ભાડે લઇને ત્યાં રહેવાનુ કર્યુ. નીતિશાસ્ત્રમાં પણ કહ્યુ છે કે; 'મિત્ર અગર બીજા કોઇની પણ સમીપે રહેવાથી કળાવાન એવો પણ મનુષ્ય શોભા વગરનો અને લઘુતાના સ્થાનકરૂપ થઈ જાય છે.' ગંગાદેવીએ આપેલ ચિંતામણિ રત્નના પ્રભાવવડે જેમ જેમ વ્યાપાર, ધન, તથા કીર્તિમાં ધન્યકુમાર વૃદ્ધિ પામવા લાગ્યો, તેમ તેમ ફળવાળા વૃક્ષોનો જેમ પક્ષીઓ આશ્રય લે, તેમ અનેક માણસો તેનો આશ્રય લેવા લાગ્યા.

કુસુમપાળ શ્રેષ્ઠીએ લગ્નની તૈયારી કરી. ઉત્તમ માસ, તિથિ, નક્ષત્ર, અને દિવસ જોવરાવ્યા અને થોડા દિવસોમાં જ ઘણી સામગ્રી તૈયાર કરાવીને મોટા મહોત્સવપૂર્વક કુસુમશ્રીનાં લગ્ન કરવાની પ્રવૃત્તિ કરી. ધન્યકુમારે પણ પોતાના ઘરને શોભાવે તેવી ઘણી જાતની પ્રવૃત્તિઓ કરી. પાણિગ્રહણના દિવસે કુસુમપાળ શ્રેષ્ઠીએ વિધિપૂર્વક બહુ મૂલ્યવાળા મણિ અને મોતી વગેરે ઉત્તમ વસ્તુઓના દાનપૂર્વક કુસુમશ્રી કન્યાનુ ધન્યકુમાર સાથે લગ્ન કર્યુ. ધન્યકુમાર પણ કુસુમશ્રીને પરણીને શિવ પાર્વતીની સાથે તથા વિષ્ણુ લક્ષ્મીની સાથે જેમ ભોગ ભોગવે તેવી રીતે ઉત્તમ શરીરકાંતિવાળી સ્વપત્ની સાથે પુણ્યથી પ્રાપ્ત થયેલા પાંચે પ્રકારના ઇંદ્રિયજન્ય વિષય સુખ ભોગવતો સુખપૂર્વક કાળ નિર્ગમન કરવા લાગ્યો.

## ૧૪ : બુદ્ધિનો ચમત્કાર

એક અવસરે સોળ મોટા રાજાઓને પરાજય આપનાર માળવ દેશનો ચંડપ્રદ્યોત રાજા, મગધાધિપ શ્રેણિક મહારાજને જીતવા માટે એક અતિ મોટું અને બળવાન લશ્કર લઈને મગધદેશ તરફ આવી રહ્યો છે. ચર પુરુષોએ તે સમીપ આવતાં તેના આગમનની શ્રેણિક રાજાને ખબર આપી, દૂતો પાસેથી તે હકીકત સાંભળીને ભય પામેલા શ્રેણિક રાજાએ અભયકુમાર તરફ જોયું.

તે વખતે સાહસિક શિરોમણિ અભયકુમારે નિર્ભયતા પૂર્વક રાજાને કહ્યું; 'સ્વામિન્! જ્યારે સામ, દામ અને ભેદ તે ત્રણ ઉપાયોથી કાર્ય અસાધ્ય થાય, ત્યારે જ દંડ ઉપાય કરવો, અર્થાત્ યુદ્ધ કરવું. અન્યથા યુદ્ધ કરવું નહિ. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે; 'પુષ્પોવડે પણ યુદ્ધ કરવું નહિ, તો પછી તીક્ષ્ણ એવા બાણોવડે તો કહેવું જ શું?' યુદ્ધમાં વિજયનો સંદેહ છે અને તેમાં ઉત્તમ પુરુષોનો નાશ થાય છે તે તો ચોકકસ છે. ચંડપ્રદ્યોતે આપણા ઉપર ચડાઈ કરી છે, તે સબંધમાં સામ ઉપાય તો કરવા લાયક નથી; કારણ કે તેથી આપણી પ્રતિષ્ઠા, માન, તથા ઉત્સાહને હાનિ પહોંચે; બીજો ઉપાય દામ છે, તે પણ કરવા લાયક નથી, કારણ કે

દ્રવ્ય આપવાથી સ્વામિ-સેવક ભાવ પ્રગટ થાય છે. વળી લોકોમાં પણ 'આ રાજાએ દંડ આપ્યો' તેમ બોલાય, તેથી આપણા માનની હાનિ થાય, માટે ત્રીજો ઉપાય ભેદ તેજ સાધ્ય કરવા લાયક છે. હે સ્વામી! જેવી રીતે વૈદ ઉત્તમ રસાયણનો પ્રયોગ કરે ત્યારે સર્વ રોગો ક્ષણવારમાં નાશ પામી જાય છે, તેવી જ રીતે જ્યારે હું ઇચ્છિત કાર્ય સાધનાર ભેદ ઉપાયરૂપી રસાયણનો પ્રયોગ કરીશ, ત્યારે વૈરીરૂપી વ્યાધિઓનો ક્ષણમાં નાશ થઇ જશે, માટે આપ આ સેવકનું બુદ્ધિકૌશલ્ય જુઓ! આપ પૂજ્યે તો સુખે સૂઇ રહેવુ, આ બાબતની જરા પણ ઉપાધિ કરી મનને ચિંતામા દોરવાની આપ પૂજ્ય પિતાશ્રીને જરા પણ જરૂર નથી!'

અભયકુમારે સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરીને શત્રુ સૈન્યનો હવે પછી જ્યાં પડાવ થવાનો હતો અને મુખ્ય રાજા સોળ તથા તેની સાથે આવનારા બીજા રાજાઓના જ્યાં જ્યાં તંબુઓ નંખાવવાના હતા, ત્યાં ત્યાં ખોદાવીને ભૂમિની અંદર ગુપ્તપણે પુષ્કળ દ્રવ્ય સ્થાપન કર્યું. તેજ પ્રમાણે સેનાપતિ, મંત્રી, મોટા સુભટો વગેરેનાં નિવાસસ્થાનોની નીચે પણ તેમને લાયક ધન ભોંયમાં દાટ્યુ અને તે ધનની ઉપર ધૂળ વગેરે સારી રીતે પૂરીને દ્રવ્ય ન દેખી શકાય તેવી રીતે રક્ષિત કર્યું. અનુક્રમે ચંડપ્રદ્યોત રાજાના સૈનિકોએ વાવડીના પાણી ફરતો જેમ માછલીઓ ઘેરો ઘાલે તેમ રાજગૃહી નગરીની ફરતો ઘેરો ઘાલ્યો નગરીની ફરતો

સૈન્યને ઘેરો નાખેલ દેખીને પૌરવાસીજનો જેવી રીતે મીન-રાશિમાં શનિ આવે ત્યારે ભયનું કારણ ઉત્પન્ન થાય, તેમ તે નગરના પ્રલયની શંકા કરતા દૈન્યભાવને પામી ગયા, અને આ નગરીનો હવે જરૂર પ્રલય જ થશે તેવી સર્વ લોકો આશંકા કરવા લાગ્યા.

આ બાજુ ભંભાસાર-શ્રેણિક મહારાજના સર્વ ઉપાય કરવામાં પ્રવીણ બુદ્ધિવાળા અભયકુમારે દંભપૂર્વક ચંડપ્રદ્યોત રાજાને એક ગુપ્ત લેખપત્ર મોકલ્યો તેમાં લખ્યું કે; 'સ્વસ્તિ શ્રી રાજગૃહી નગરીથી આપ જે સ્થળે રહ્યા છો, તે સ્થળે આપના ચરણકમળ પ્રત્યે આપનો સેવક અભકુમાર વિજ્ઞપ્તિ કરે છે. આપનું હમેશાં શુભ ચિંતવનાર સેવકના પ્રણામ સ્વીકારશો અને અત્યારે આપને ઉપયોગી હોવાથી એક જરૂરની વિનંતિ ગુપ્ત રીતે કરવાની છે, તે વિનંતિ એ કે; ' હે સ્વામિન્ ! શિવાદેવી આપણી રાણી મારે તો મારી માતા ચેલ્લણાની સરખા જ પૂજ્ય છે, તેથી હિતકારી વાત મારે કહેરાવવી પડે છે તે સાંભળો, ભેદ ઉપાય કરવામાં કુશળ મારા પિતાએ તમારા સર્વે રાજાઓને ખુટવેલા છે, તેનો ભેદ કરાવેલ છે. ગઈ કાલે જ તેઓને મારા પિતાએ મહોરોનો ભંડાર આપેલો છે. તમને પકડીને અમારે તાબે કરવાને માટે આ ઉદ્યમ તેમણે કરેલો છે. તેઓ તમને પશુની મફક દોરડાઓવડે બાધીને મારા પિતા પાસે રજુ કરશે, અને ધનવડે તે રાજાઓ પોતાના આત્માને સંતોષશે; આ પ્રમાણે નિશ્ચિત હકીકત બનેલી છે. જો મારા ઉપર આ બાબતની પ્રતીતિ ન આવે તો તેઓના તંબુઓમાં જમીન નીચે તેમણે સોનામહોરો દાટેલી છે તે જોજો કારણ

કે હાથમાં રહેલ મણિકંકણને જોવા માટે આરીસાની જરૂર પડતી નથી.'

અભયકુમારનો આ ગુપ્ત પત્ર વાંચી ચંડપ્રદ્યોત રાજાએ તે વાતની ખાત્રી કરવા માટે પોતાની સાથે આવેલા રાજાઓમાંથી એક રાજાનાં આવાસની નીચેની જમીન ખોદાવી, ત્યાં ખોદતાં જ ગુપ્ત રીતે રાખેલી સોનામહોરો પ્રગટ થઈ. તે જોતા જ દીન થઈને ચંડપ્રદ્યોત વિચાર કરવા લાગ્યો, 'અહો ! અભયકુમારની સરલતા કેટલી છે ! તેની મિત્રતા કેટલી છે ! તેના સંબંધની અવસરે જ ઓળખાણ પડી. જો વાત તેણે મને જણાવી ન હોત તો મારી શું ગતિ થાત ? હવે આ વાત અહીં કોઈની પણ પાસે કરવાલાયક નથી. આ સર્વે રાજાઓ અને સુભટો સ્વામીદ્રોહી થઈ ગયા છે, તેથી તેમને કાંઈપણ કહ્યા વગર અહિંથી ચાલ્યા જવું તેજ શ્રેયસ્કર છે. આમ વિચારીને તે ચંડપ્રદ્યોત રાજા ત્યાંથી પલાયન કરી ગયો, તેને નાશી જતો જાણીને મનમા શંકા કરતા તેની સાથે આવેલા સર્વે રાજાઓ અને સુભટો પણ નાશી જવા લાગ્યા.

ચરપુરૂષોથી તેઓ સર્વે નાસી જાય છે તેવી ખબર મળતાં જ અભયકુમારે શ્રેણિક મહારાજને નિવેદન કર્યું કે; 'હે પૂજ્ય તાત ! તેઓ નાશી જાય છે, તેથી તેના હાથી, અશ્વ, રથ વગેરે તમારી ઇચ્છાનુસાર ગ્રહણ કરો.' તે સાંભળીને શ્રેણિક રાજા પણ નાશી જતા એવા તે

સૈન્યનાં હસ્તી, અશ્વ વગેરે જે હાથમાં આવ્યું તે સર્વ ગ્રહણ કરવા લાગ્યા. પરંપરાએ દેશમાં આ પ્રમાણે વાર્તા પ્રસરી કે, 'ચંડપ્રદ્યોત રાજા નાશી ગયો અને શ્રેણિક મહારાજાએ તેનું સર્વસ્વ લૂંટી લીધું.'

ચંડપ્રદ્યોત રાજા ત્વરિત ગતિથી નાસતો એકદમ પોતાનાં નગરમાં આવીને પોતાના અંતઃપુરમાં પેસી ગયો. બીજા રાજાઓ કષ્ટ ભોગવતાં ધીમે ધીમે પાછળ આવ્યા અને ઉજ્જયિની પહોંચ્યા. ત્યારબાદ ચંડપ્રદ્યોત પાસે જઇને તે સર્વે પૂછવા લાગ્યા કે; 'ન વિચારી શકાય-ખ્યાલમાં પણ ન આવે તેવી રીતે શીઘ્રતાથી આપને નાસી આવવાનું શું પ્રયોજન પ્રાપ્ત થયુ ? શું કાંઈ ખાસ ભય ઉત્પન્ન થયો કે જેથી સમુદ્રના પાણીની માફક આખી રાજગૃહી ફરતું સૈન્ય વિસ્તરી ગયુ હતું, છતાં પણ રાંકની જેમ પલાયન કરીને તમે નાશી આવ્યા ?' વૃદ્ધ સૈનિકોએ પણ આ પ્રમાણે પૂછયું એટલે ચંડપ્રદ્યોતે તેઓને કહ્યું; 'જે રક્ષક હતા તેજ ભક્ષક થયા ત્યાર પછી મારે શું કરવું ?'

ચંડપ્રદ્યોતનાં આવા વચનો સાંભળી સૈન્યમાં સાથે આવેલા રાજાઓ બોલી ઉઠયા કે, 'જગત માત્રના એક શરણભૂત એવા તમને મારવાને કોણ સમર્થ છે ? આ તમારૂ વચન તદ્દન અસંભવિત છે; પરંતુ તમારૂં કથન ખોટું નહિ હોય, માટે કહો કે એવા ભક્ષક કોણ થયા હતા ?' રાજાએ કહ્યું; 'તમે જ વિશ્વાસઘાતક થયા છો ?' તેમણે પૂછ્યું 'શી રીતે ?' એટલે ચંડપ્રદ્યોતે કહ્યુ; 'ધનના

લોભથી સ્વામીદ્રોહ કરવામાં તમે બધા તત્પર થઇ ગયા, પણ મારા મિત્ર અને બુધ્ધિશાળી એવા અભયકુમારે તે વાત મને જણાવી દીધી, અને એ ઉપરથી ' મૂર્ખ મિત્ર કરતાં પંડિત શત્રુ સારો ' આ કહેવત સાચી તેણે કરી દેખાડી.'

ચંડપ્રદ્યોતે આમ કહીને બનેલી બધી હકીકત વિસ્તારથી કહી બતાવી, છેવટે કહ્યું; ' તમારા આવાસોની નીચે ખોદતાં ધન નીકળવાથી અભયે લખેલી વાત ઉપર મને વિશ્વાસ આવ્યો, તેથી મેં કાંઈ પણ વિચાર કર્યા વગર નાશી જવાનો વિચાર કર્યો અને તેમ કરવાથી હુ બચ્યો. તમારા જેવા શુધ્ધ ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલા ઉત્તમ માણસોને આ પ્રમાણે સ્વામીદ્રોહ કરવો તે બિલકુલ ઘટતુ નથી.' આવાં ચંડપ્રદ્યોત રાજાનાં વચનો સાંભળીને તે બધા સામત રાજાઓ જરા હસીને કહેવા લાગ્યા કે, ' સ્વામી અભયકુમારે કેળવેલી આ માયા તમે ન જાણી, અભયના પ્રપંચને તમે ઓળખી શકયા નહિ, તેથી જ ઉતાવળ કરીને તમે અહિં નાસી આવ્યા અને તમારી તથા અમારી પ્રતિષ્ઠાની હાનિ થઈ. આ પ્રમાણે ખોયેલી પ્રતિષ્ઠા સેંકડો વરસે પણ પાછી મળતી નથી આપ ધ્યાનમાં રાખજો કે અમે અમારા પ્રાણનો નાશ થાય તો પણ વિશ્વાસઘાતની વાત કરીએ તેવા નથી કારણ કે, 'મિત્રદ્રોહી, કૃતઘ્ની, સ્વામીદ્રોહી, અને વિશ્વાસઘાતક વારંવાર નરકમાં જ જાય છે.' આમ કહીને સેંકડો સોગનવડે તે રાજાઓએ ચંડપ્રદ્યોત રાજાને ' તેઓ વિશ્વાસઘાતક નહોતા ' તેની ખાત્રી કરી આપી,

રાજા પણ અભયકુમાર મંત્રીએ કરેલી કપટરચના સાંભળવાથી તથા તેના મનમાં ખાત્રી થવાથી બહુ શોચ કરવા લાગ્યો; પણ અવસર ચૂકેલ માણસ જેમ ફરીથી તે સ્થાન પ્રાપ્ત કરી શકતો નથી, તેવી દશા તેની થઇ. આથી અભયકુમાર ઉપર ઈર્ષ્યા સહિત અને શલ્યપૂર્વક કાળ નિર્ગમન કરતાં એક વખત સભામાં બેઠેલા ચંડપ્રદ્યોત રાજાએ કહ્યુ કે; 'આ સભામાં એવો કોઈ શૂરવીર છે, કે જે અભયકુમારને બાંધીને અહીં ઉપાડી લાવે?'

આ અશકય કાર્યને કરવા માટે રાજાનું કથન સાંભળીને સર્વે સભાસદો ગર્વ અને આવેશથી રહિત થયેલા બોલી ઉઠયા કે 'ગરૂડ પક્ષીની પાંખ છેદવાને કયો બુદ્ધિશાળી અને ડાહ્યો માણુસ ઉદ્યમ કરે? કેશરી સિંહની કેશવાળી કાપવાનો કોણુ આગ્રહ કરે? તેવી જ રીતે હે રાજન્! શાસ્ત્રનાં વાકયોથી ઘાત ન કરી શકાય તેવી અને અત્યંત પ્રતિભાવાળી બુધ્ધિના નિધાનરૂપ અભયકુમારને પકડી લાવવા માટે કોણુ સચેતન પુરૂષ આગ્રહવંત કે ઉદ્યમવંત થાય? કોઇપણ ડાહ્યો માણુસ તેવો ઉદ્યમ, પ્રયત્ન કે આગ્રહ કરે નહિ.'

આ પ્રમાણે વાતચિત થાય છે, તે પ્રસંગે અવસર મળવાથી ચંડપ્રદ્યોતરાજાની રત્નમંજરી ગણિકા રાજાના હૃદયદાહનો નાશ કરનારી વાણીવડે બોલી ઉઠી કે; 'પૃથિવીનાથ! આ કાર્ય માટે મને અનુજ્ઞા, આપો, હું તે અભયકુમારને બાંધીને આપના ચરણુની પાસે હાજર કરીશ.'

રાજાએ કહ્યું; 'જો એમજ હોય તો તને ઠીક લાગે તેવી રીતે કાર્ય કર.' વેશ્યા પણ આ પ્રમાણે રાજાની અનુમતિ અને આદેશ મળવાથી મનમાં વિચારવા લાગી કે; 'બહોંતેરે કળામાં પ્રવીણ, બહુ બહુ પ્રકારના શાસ્ત્રીય ગ્રંથો વાંચવાવડે સશોધિત થયેલ કુશાગ્ર બુધ્ધિવાળા, સર્વ અવસરે સાવધાન, સર્વ કાર્યોમા ઉત્તેજિત અને સદોદિત બુદ્ધિવાળા આ અભયકુમારને કેવી રીતે ઠગી શકાશે? તેને ઠગવાનો માત્ર એક જ ઉપાય છે, ધર્મબુદ્ધિના પ્રપંચવડે ને ધર્મના બ્હાને જ તે છેતરાશે, કારણ કે મોટા પુરૂષો પણ ધર્મક્રિયાના કાળે પોતાનો બુદ્ધિવ્યાપાર ચલાવતા નથી, ધર્મકાર્યના અવસરે સરલતાથી જ તે કાર્યમાં તેઓ પ્રવૃત્તિ કરે છે. તેથી ધર્મરૂપી દંભના બળથી જ હુ તેને છેતરી શકીશ; પ્રથમ પણ ધર્મના બ્હાનાથી ઘણા માણસો ઠગાયા સંભળાય છે. તેથી હું પણ ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરીને તેને છેતરીશ' આમ વિચાર કરીને તે રત્નમંજરી ગણિકા સુમતા સાધ્વીજીની પાસે જઈ તેમને વંદના કરીને તેમની પાસે ધર્મોપદેશ સાંભળવા લાગી અને ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગી. તે ગણિકા બહુ વિચક્ષણ હોવાથી થોડા જ દિવસમાં અરિહંત ધર્મમાં કુશળ થઇ. ત્યારબાદ રાજાની આજ્ઞા લઇને મહામાયાવાળી તે રત્નમંજરી વેશ્યા એક ઉત્તમ શ્રાવિકાનો વેશ ધારણ કરીને રાજગૃહી નગરીમાં આવી, નગરીની બહાર પરામાં એક મકાન ભાડે લઇને ત્યાં તેણે

ઉતારો કર્યો અને પ્રભાતે ધૂપ, દીપ, અક્ષત, ચંદન, કેશર, બરાસ ઈત્યાદિ પૂજાનાં દ્રવ્યો સાથે લઈને, પોતાના પરિવાર સહિત રાજગૃહીના દરેક જિનમંદિરમાં દર્શન કરતી, ચૈત્ય પરિપાટી કરીને અનુક્રમે શ્રેણિક રાજાએ કરાવેલાં જિન-મંદિરમાં દર્શન અને પૂજા કરવા માટે તે આવી પહોંચી. શ્રી જિનમંદિરમાં પ્રવેશ કરવાના સમયે નિસ્સિહિ કહેતી અને જિનમંદિરમા પ્રવેશ કરતી વખતે તથા દર્શન કરતી વખતે સાચવવાના ત્રણ નિસ્સિહિ, ત્રણ પ્રદક્ષિણા, ત્રણ પૂજા ઇત્યાદિ દશે ત્રિકો સાચવતી તે વેશ્યા ચૈત્યમાં દર્શન કરી ચૈત્યવંદન કરવા બેઠી.

તે સમયે અભયકુમાર પણ જિનેશ્વર ભગવાનના દર્શન કરવા માટે તે ચૈત્યમા આવ્યો. મંદિરમાં પ્રવેશ કરીને તેણે જોયુ તો શાંતિ, કુશલતા, ઔચિત્ય, અને હાવભાવદિક સહિત જિનેશ્વર ભગવંતની સ્તુતિ કરતી તેણે તે વેશ્યાને જોઇને, અને પ્રીતિપૂર્વક તેનાથી કરાતી સ્તુતિ તે સાંભળવા લાગ્યો. તે સાંભળીને અભયકુમાર વિચારવા લાગ્યો કે; 'કોઈ પણ અન્ય ગામથી આવેલી જિનેશ્વરના ધર્મમાં જ વાસિત અંતઃકરણવાળી અને ભક્તિના સમૂહથી વ્યાપ્ત ચિત્તવાળી આ પ્રિય સ્વધર્મિણી હાલમાં જ અત્રે આવેલી દેખાય છે. સુવર્ણપાત્ર તુલ્ય આ સાધર્મિક બહેનનું બહુમાન તથા આતિથ્યાદિ કરવાથી મને મહાન લાભ થશે, કારણ કે આ ઉત્તમ ધર્મભગિની જણાય છે.' આમ મનમાં નિર્ણય કરી જ્યારે ચૈત્યની બહારના મંડપમાં તે વેશ્યા આવી ત્યારે તેની સાથે અભયકુમાર વાતચિત કરવા લાગ્યો.

અભયકુમારે કહ્યું કે; 'સ્વધર્મી ભગિની! તમે કયા ગામથી અત્રે આવ્યા છો?' આ પ્રમાણેનો પ્રશ્ન સાંભળી દંભ રચવામાં કુશળ એવી તે મંજરી વેશ્યાએ દંભરચના-વડે કહ્યું કે; 'ધર્મબંધુ! લોકના ઉદરરૂપી પુરમાં ભવભ્રમણ-રૂપી ચતુષ્પથમાં મનુજ ગતિરૂપ પોળમાં વસનારી સંસારી જીવરૂપી જ્ઞાતિવાળી હું ક્ષેત્ર સ્પર્શનાના યોગથી અહિં આવેલી છું.' તેનું કપટકળાયુક્ત આવું જૈન ધર્મ વાસિત વાક્ય સાંભળી અભયકુમારે ફરીથી પૂછયું કે; 'બહેન! શ્રી જિનેશ્વર ભગવંતના આગમથી વાસિત થયેલા અંતઃકરણવાળા મનુષ્યોની આવી જ ભાષા હોય છે, અહિં મંદિરમાં જિનેશ્વર ભગવંતની સ્તુતિમાત્રના શ્રવણવડે જ મને તો તમારી પરીક્ષા થઈ ગઈ છે કે; તમે તીવ્ર શ્રદ્ધાવાળા એક ઉત્તમ શ્રાવિકા છો. પરંતુ વ્યવહાર નયની રીતે હું તમને પૂછું છું કે તમે કયા ગામથી અહિં આવ્યા છો? કયા સ્થળેથી તમારૂં અહીં આગમન થયેલુ છે?'

આ પ્રમાણે અભયકુમારની વાણી સાંભળીને ફરીથી પણ તે વેશ્યા પોતાનો દંભવિલાસ પ્રગટ કરતી બોલી; 'હે ધર્મબંધુ! પૃથ્વીભૂષણ નામના નગરમાં સુભદ્ર શ્રેષ્ઠીની હું પુત્રી છું. બાળપણમાં જ અમારા પાડોશમાં વસતા એક શાંત, ધૈર્ય ગુણયુક્ત સુવ્રતા સાધ્વીજી મહારાજના સદ્‌-બોધથી અને પરિચયથી જિનેશ્વરના ધર્મ ઉપર મને અત્યંત રૂચિ થઈ. અનુક્રમે મને યૌવન પ્રાપ્ત થયું, ત્યારે મારા પિતાજીએ મને વસુદત્ત વ્યવહારીના પુત્રની

સાથે પરણાવી. તેની સાથે લગ્ન થયા પછી વિષમિશ્રિત અન્નની જેમ સાંસારિક વિષયોપભોગ ભોગવવા લાગી. આમ કેટલોક સમય સાંસારિક આનંદમાં વીત્યો. તેટલામાં પૂર્વે કરેલા ભોગાંતરાય કર્મના ઉદયથી મારો સ્વામી મૃત્યુ પામ્યો. તેના વિયોગ દુ:ખથી અત્યંત દુઃખિત થયેલી મને કોઈ પણ જગ્યાએ શાંતિ મળતી નહોતી આ સમયે જગત સર્વની માતાતુલ્ય તે પૂજ્ય સાધ્વીજીએ મને પ્રતિબોધ કર્યો કે; 'હે વત્સ! ખેદ શા માટે કરે છે? આ મનુષ્ય ભવ પામવો બહુ દુર્લભ છે. બહુ મુશ્કેલીથી જ મનુષ્ય ભવની પ્રાપ્તિ થાય છે. તેં અત્યાર સુધી તો વિષયકદર્થનાવાળા કાર્યોવડે તેને નિષ્ફળ ગુમાવ્યો છે, પરંતુ હવે તો વિષયો-રૂપી ગ્રંથિનું છેદન કરાવમાં સહાય આપવા માટે જ જાણે ન હોય તેમ કામકદર્થના કરવાના કારણરૂપ તારો સ્વામી મૃત્યુ પામ્યો છે, તો જિનેશ્વર ભગવંતના માર્ગને જાણનારી તું ખેદ કરે છે, તે શું તને યોગ્ય છે? હવે તો ચિત્તને સ્થિર કરીને ધર્મમાર્ગમાં પ્રવૃત્તિ કર, કે જેથી અતિ મુશ્કેલીથી મળતી મનુષ્યભવરૂપી સામગ્રી સફળ થાય, અનાદિ કાળના શત્રુરૂપ પ્રમાદોને ત્યજી દઇને ધર્મધ્યાનમાં એક-તાન લગાવી ચિત્ત તેમાં જોડી દે!'

'આવા તે પ્રવર્તિનીના સદુપદેશથી સ્વામીનાં મરણનો શોક ત્યજી દઈને હું ધર્મસાધનામાં વિશેષ તત્પર થઇ. ત્યારબાદ એક દિવસે દેશનામાં તીર્થયાત્રાનું મહાફળ મેં સાંભળ્યું, તેથી મારા પિતા વગેરેની અનુજ્ઞા લઇને શ્રી

સિદ્ધાચળ વગેરે તીર્થોને જુહારતી અનુક્રમે કાશીપુરીમાં આવી. ત્યાં શ્રી પાર્શ્વનાથ અને શ્રી સુપાર્શ્વનાથ નામના તીર્થંકરોની કલ્યાણકભૂમિનો સ્પર્શ કરીને હું પાવન થઇ. ત્યાંથી આગળ ચાલતાં ચંદ્રાવતીમાં મેં શ્રી ચંદ્રપ્રભ પ્રભુનાં દર્શન કર્યાં. ત્યાં સાંભળવામાં આવ્યું કે; 'હાલમાં રાજગૃહી નગરીમાં જેવી જૈનધર્મની ઉન્નતિ વર્તે છે તેવી કોઇ પણ સ્થળે વર્તતી નથી. ત્યાં શ્રી મહાવીરદેવના પરમ ભક્ત, જૈનધર્મ રક્ત શ્રી શ્રેણિક મહારાજ શુધ્ધ ન્યાયમાર્ગની રીતે શ્રેષ્ઠ રાજ્ય પાળે છે. વળી તેમના વડીલ પુત્ર કે જે સકળ ગુણવંત પુરૂષોમાં અગ્રેસર છે, જે સમસ્ત બુદ્ધિવ્યાપારના એક ખજાના જેવા છે, જે શ્રી જિનેશ્વર ભગવંતના આગમને અનુસરનાર છે, જે દરેક જાતની કાર્યપ્રવૃત્તિમાં કુશળ છે, જે ધર્મસાધનની માતૃતુલ્ય કરૂણાની પુષ્ટિ નિમિત્તે અમારિપડહની ઉદ્‌ઘોષણા કરાવવા સર્વદા તત્પર છે, જે સમસ્ત જીવાજીવાદિક ભાવને જાણનાર છે અને બહુ જીવોને આજીવિકાદિ દેવાવડે અભયદાન આપીને પોતાના નામ પ્રમાણે ગુણ પ્રગટ કરી પોતાનાં નામને સાર્થક કરે છે, તેવા અભયકુમાર નામે તે રાજાના મુખ્ય મંત્રીશ્વર પરમ શ્રદ્ધાથી ધર્મારાધનમાં સર્વદા તત્પર રહે છે.'

'આ પ્રમાણે યશઃકીર્તિનું વર્ણન સાંભળીને મારૂં હૃદય આ નગરીના અને તેના રાજા તથા તેનાં પુત્ર અભયકુમારનાં દર્શન કરવાને ઉત્કંઠિત થઇ ગયું. આજે મારા પૂર્ણ ભાગ્યોદયથી મારો તમારાં દર્શન કરવાનો મનોરથ સંપૂર્ણ

થયો છે. મેં જેવું સાંભળ્યું હતું તેનાથી પણ અધિક મેં જોયું છે. તમે ખરેખર ધન્ય છો, તેમ ખરેખર કૃતાર્થ છો, શ્રી જિનેશ્વરના માર્ગમાં ખરેખરી આરાધના કરનાર મેં તમને જ આજે જોયા છે. વધારે શું કહું ? વધારે કહેવાથી કૃત્રિમતા પ્રગટ થતી દેખાય છે, તેથી વધારે કાંઈ કહેતી નથી. તમારા જેવા પ્રભાવક પુરુષોથી જ જિનેશ્વરનું શાસન શોભી રહ્યું છે. આજે તમારાં દર્શનવડે અમારો જન્મ અને જીવિતવ્ય સફળ થયા છે એમ હું માનું છું. હે ધર્મબંધો ! તમે લાંબા કાળ સુધી રાજ્ય અને ધર્મની પ્રતિપાલના કરો ! અને પર્વત જેટલું તમારૂં આયુષ્ય થાઓ.' આ પ્રમાણે કહીને તે દંભી વેશ્યા મૌન રહી.

તેની ધર્મવૃત્તિ તથા આસ્તિકતા તેમજ રાજગૃહીની પ્રશંસા સાંભળવાથી સંતુષ્ટ થયેલ હૃદયવાળા અભયકુમાર બોલ્યા; 'બહેન ! તમે આજે મારે ઘેર પધારો અને ભોજનનો સ્વીકાર કરો, જેથી મારૂં ઘર અને મારૂં ગૃહસ્થપણું સફળ થાય.' અભયકુમારનું આમ આમંત્રણ સાંભળી તે રત્નમંજરી બોલી 'ધર્મબંધુ ! હું સંસારના સબંધથી તો કોઈને પણ ઘેર જમવા જતી જ નથી, પણ ધર્મના સંબંધથી સાધર્મિક તરીકે હું આવીશ; પરંતુ આજે તો શ્રી મુનિસુવ્રતસ્વામીની કલ્યાણકભૂમિની પ્રથમ સ્પર્શના તથા દર્શન થયા, તેથી મારે તીર્થસ્થળની યાત્રા સંબંધી ઉપવાસ કરવાનો છે, માટે બીજે દિવસે મારા સાધર્મિક બંધુ એવા તમારાં ચિત્તની પ્રસન્નતા માટે આવીશ. હું કાંઈ તમારા

રહેઠાણુથી બહુ દૂર હતરેલ નથી.' એ રીતે કહીને તે વેશ્યા પોતાનાં સ્થાને ગઈ.

મંત્રીશ્વર અભયકુમાર પણ તેણે કહેલી સર્વ હકીકત સત્ય માનતો, અને તેના ગુણોથી રંજિત થયેલા અંતઃકરણવાળો બનીને પોતાનાં રાજભવનમાં આવ્યો. બીજે દિવસે સવારે પોતાના પરિવાર સહિત મંત્રીશ્વરે વેશ્યાના ઉતારે જઇને તેને સર્વ પરિવાર સહિત આગ્રહપૂર્વક નિમંત્રણ કર્યું.

ત્યારબાદ પોતાનાં ઘેર તેડી જઇને ઉત્તમ ઉત્તમ રસવતી યુક્ત ભોજન કરાવવા માટે બહુમાનપૂર્વક ભોજનમંડપમાં જમવા માટે તે સ્ત્રીને તથા તેના પરિવારને બેસાડી. અભયકુમાર પીરસવા માટે જે જે રસવતીઓ મંગાવે અને તેને પીરસે તે તે સર્વ રસવતીઓના સંબંધમાં તે દંભિની વેશ્યા કલ્પ્ય, અકલ્પ્ય, કાળાતિક્રમ, ભેળ, સભેળ વગેરે દૂષણો ન લાગે માટે ચોક્કસ કરવા બધું પૂછ્યા કરતી. તેના આવા પ્રશ્નોથી મંત્રીશ્વર તેની દાંભિક ધર્મબુદ્ધિ દેખીને ગુણના રાગવડે વિશેષ વિશેષ રંજિત થયો. તે વેશ્યા પણ વિધિપૂર્વક ભોજન કરીને ઉભી થઇ. જમ્યા પછી મંત્રીએ તેને તાંબુલાદિક ધર્યાં, પણ તેણે તે ગ્રહણ કર્યાં નહિ અને કહ્યું કે; 'બંધુ! મારે વિધવાને હવે તંબુલની શોભા શી? અમારે તો જિનેશ્વર ભગવંતની આજ્ઞાવિરૂદ્ધ વચન નહિ ઉચ્ચારવા રૂપ તાંબુલવડે જ મુખ શોભાવવું યોગ્ય છે. દ્રવ્ય તાંબુલાદિકનો તો મેં ત્યાગ કરેલો છે.'

ત્યાર પછી મંત્રીશ્વર વિવિધ પ્રકારના વસ્ત્રો તથા અલંકારો તેને આપવા લાગ્યા, એટલે બાહ્ય રીતે અનેક પ્રકારે વૈરાગ્યભાવ દેખાડતી તે મંજરી વેશ્યાએ અતિ આગ્રહથી યથોચિત વસ્ત્રાભરણાદિ ગ્રહણ કર્યાં, અને મંત્રીશ્વરની સ્તુતિ કરતી તે છેવટે તેની રજા લઈને પોતાનાં નિવાસસ્થાને ગઈ. બીજે દિવસે તે વેશ્યા અભયકુમાર મંત્રીને ઘેર જઇ તેને કહેવા લાગી, 'આજે તો તમે આ ધર્મ ભગિનીની એક વિનતિ સ્વીકારો!'

અભયકુમારે કહ્યું; 'સુખેથી જે કહેવું હોય તે કહો.' ત્યારે તે વેશ્યાએ કહ્યું; 'આજે જમવા માટે મારા ઉતારે આવવાની તમારે કૃપા કરવી, જેથી મારો જન્મ અને જીવિતવ્ય સફળ થાય. આપનાં આગમનથી દરિદ્ર પુરૂષને નિધાનનો લાભ થાય તેમ મારા મનમાં રહેલ મનોરથરૂપી વૃક્ષ અવશ્ય ફળિત થશે; મારૂં મન બહુ જ આનંદિત થશે. તેની આવી વિનંતિથી સરલ બુદ્ધિવાળા અભયકુમારે તેનાં આમંત્રણનો સ્વીકાર કર્યો અને તેને જવાની રજા આપી.

વેશ્યાએ તો પોતાના ઉતારે જઈને પોતાની ધારણા પ્રમાણે સર્વ તૈયારી કરી. યોગ્ય અવસરે અભયકુમાર સ્વલ્પ પરિવારને સાથે લઈને ભોજન માટે તેનાં ઘેર આવ્યો. તે વખતે માયાવી તે વેશ્યાએ અતિ આદરભાવ દેખાડ્યો. મંત્રી પણ તેણે આપેલા આસન ઉપર બેઠા અને સાથે આવેલા સેવકો બહારના દરવાજા ઉપર બેઠા. થોડો સમય

ધર્મમાર્ગને અનુસરતી ચર્ચા બન્ને વચ્ચે થઇ. અભય કુમારને તેલના મર્દનપૂર્વક સ્નાન કરાવી ભોજન માટે બેસાડયા. વિવિધ ભોજનની અનેક પ્રકારની સામગ્રીવાળી રસવતી પીરસવામા આવી, અને ધર્મમાર્ગને અનુસરનારી કલ્પ્ય અને અકલ્પ્ય વસ્તુઓની વાતચિત તે વેશ્યાએ ભોજનાવસરે એવી કરી કે જેથી દંભનો અંશ પણ અભય-કુમારની કલ્પનામાં આવ્યો નહિ. ભોજનના અંતમાં દહીને મળતા સ્વરૂપવાળી ચંદ્રહાસ મદિરા તેણે તેને પાઈ દીધી. ભોજનકાર્ય સંપૂર્ણ થયા પછી અભયકુમારને સુંદર આસન ઉપર બેસાડ્યા અને તાંબુલાદિક તેમની પાસે ધર્યાં. પછી તે કપટી વેશ્યાએ શિષ્ટાચારની અનેક યુક્તિપૂર્વક વાતો શરૂ કરી. તેટલામાં તો ચંદ્રહાસ મદિરાના પ્રભાવથી અભયકુમારને નિદ્રા આવવા માંડી. પ્રાંતે મદિરાના બળથી મંત્રીને મૂર્છા આવી ગઈ.

આમ થતાં તરત જ પ્રથમથી ગોઠવણી કરી રાખ્યા પ્રમાણે વેશ્યાએ અભયકુમારને એક રથમા સૂવાડયો, વેશ્યા પણ તે જ રથ ઉપર ચઢી ગઈ અને રથને ઉજ્જયિનીના માર્ગે તાકીદે ચલાવ્યો. પ્રથમથી ગોઠવણુ કરી રાખ્યા પ્રમાણે સ્થાને સ્થાને જુદા જુદા તૈયાર રાખેલ રથમા બેસવાવડે થોડા દિવસમાં જ તેઓ ઉજ્જયિની પહોચી ગયા. મૂર્ચ્છિત અભયકુમારના હાથ પગ તેણે પ્રથમથી જ મજબુત બાધી રાખ્યા હતા. તે જ સ્થિતિમાં ચંડપ્રદ્યોત રાજાની પાસે તે ચતુર માયાવી વેશ્યાએ અભયકુમારને રજૂ કર્યો. અભય-

કુમારની મૂર્છા ચંડપ્રદ્યોત રાજા પાસે આવ્યા પછી ઉતરી ગઈ, એટલે આળસ છોડીને અભયકુમાર બેઠા થયો અને આમ તેમ જોઈને તે વિચારવા લાગ્યો: કે; 'આ શું ? મેં કોઇ વખત નહિ દેખેલ આ સ્થાને હું કયાંથી આવ્યો ? મને અહીં કોણ લાવ્યુ ?'

આમ જયારે તે વિચાર કરે છે. તેવામાં ચંડપ્રદ્યોત રાજા બોલ્યો, 'અભયકુમાર! હું કહું તે સાંભળ. જેવી રીતે નીતિ જાણનાર. અનેક શાસ્ત્રમાં કુશળ, બોલવામા ચતુર, પરોપદેશમાં પંડિત અને બહોંતેર કળાનો પાઠ કરનાર એવા પોપટને પણ બીલાડી પકડી લે છે અને ખાઈ જાય છે, તેવીજ રીતે તું પણ બહુ ચતુર, વિજ્ઞાનીઓમાં ડાહ્યો, દેશદેશાંતરમા તારા જેવી કોઇની બુધ્ધિ નથી તેવી ખ્યાતિવાળો, સર્વ સમયે વ્યુત્પન્ન બુધ્ધિવાળો, સમયસૂચકતાવાળો ડાહ્યો અને હુશિયાર છતાં પણ માર્જારીતુલ્ય વેશ્યાએ પોતાના બુદ્ધિબળથી તને પકડીને અહિં આણ્યો છે; તેથી તારી બુદ્ધિ અને ચતુરાઇને ધિક્કાર છે, તારૂં સર્વ સમયમાં સાવધાનપણું કયાં ચાલ્યું ગયું ? સત્યાસત્યની પરીક્ષા કરવાની તારી કુશળતા કયાં ગઇ ?'

રાજાનાં આવાં વચનો સાંભળીને અભયકુમારે મનમાં નિર્ણય કર્યો કે, 'ખરેખર પેલી દંભી વેશ્યાએ ધર્મના બહાનાથી મને ઠગીને અહીં આણ્યો છે.' મનમાં આ નિર્ણય કરીને અભયકુમાર બોલ્યો, 'રાજન્! ધર્મના છળથી મારા ઉપર થયેલા આ બંધન મારી આબરૂને કે

મારા મહિમાને જરા પણ ઘટાડશે નહિ; પણ ઊલટો મારો મહિમા તમારૂં આ કાર્ય વધારશે. વળી અમારા દેશમાં અને અમારા કુળમાં તો ધર્મના બ્હાનાથી આવું અકાર્ય કોઇ કરતું જ નથી; અને તે ક્ષત્રિય કુળની તો મર્યાદા જ નથી; પરંતુ મારે તો સારૂં થયું કે આ નિમિત્તે મારાં માશી તથા તેમના પતિ (માસા) નું મને દર્શન થયું. આજનો દિવસ બહુ સુંદર અને ઉત્તમ છે.'

ચતુરાઇ યુક્ત અભયકુમારનાં આવાં વચનોથી ચંડપ્રદ્યોતરાજા તેના ઉપર પ્રસન્ન થયો. પછી જેવી રીતે કળાવાળો ચંદ્રમા શુક્રના ગૃહમાં રહેવાથી ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરે છે, તેવી જ રીતે શત્રુના ગૃહમાં રહેલો પણ અભયકુમાર પોતાની ઉત્તમ કળા અને ગુણોવડે સર્વની ચિત્તપ્રસન્નતાનું કારણ થયો. રાજસભામાં બેઠેલો અભયકુમાર પ્રસંગે પ્રસંગે જુદા જુદા દેશ, શાસ્ત્ર તથા વિજ્ઞાનની અદ્ભુત રસોત્પાદક અવસરોચિત વાર્તાઓ કહીને રાજાનાં દિલનું રંજન કરવા લાગ્યો અને રાજાનુ પ્રીતિપાત્ર થઇ પડયો.

એક ક્ષણ પણ ચંડપ્રદ્યોત રાજા તેને પોતાની પાસેથી દૂર રાખતો નહોતો, હંમેશા અભયકુમારની કહેલી વાતો સાંભળવાને તે તત્પર રહેતો હતો. મંત્રીશ્વર અભયકુમારની બુધ્ધિ ને ચતુરાઇથી તે હંમેશા પ્રસન્ન રહેતો હતો.

મંત્રીશ્વર અભયકુમારને રત્નમંજરી દંભ કરીને ધર્મના ઢોંગથી ઉજ્જયિની લઇ ગયા પછી તેની ગેરહાજરીમાં એક દિવસ રાજગૃહી નગરીમાં ઉંચે ચઢેલ અતિ નિબિડમેઘની

ઘટાતુલ્ય અને મદવડે જેનું અંતઃકરણ અંધ થઈ ગયું છે, તેવો શ્રેણિક રાજાનો સેચનક નામનો મોટો હસ્તી તેને જ્યાં બાંધવામાં આવતો હતો, તે બાંધવાનાં આલાન-સ્તંભને ઉખેડી નાંખીને નગરલક્ષ્મીના પગના ઝાંઝર જેવા નગરદ્વારોને, સંપત્તિનાં સ્થાનરૂપ નગરમાં રહેલા ઘરોને, પગના આઘાતોથી જૂનાં વાસણોની જેમ ચૂરી નાખતો, ઘરરૂપ શરીરના ઇંદ્રિયોરૂપી બારણુંઓ તથા ગવાક્ષોને સૂંઢના આઘાતવડે તોડી નાંખતો, લક્ષ્મીના સ્થાનકરૂપ અટારીઓને પોતાના પગવડે તોડી નાખતો, લોઢાની મજબૂત સેંકડો સાંકળોને કમળના ફુલની જેમ ભાંગી નાંખતો, મનોરમ એવા ક્રીડાબાગોને ઉખેડી નાંખતો, બાળકો દડાને ઉછાળે તેમ સુકાળને લીધે પર્વત જેવડા થયેલા ધાન્યના ઢગલાઓને ચારે તરફ આકાશમાં ઉછાળતો; અતિ ક્રોધી દૃષ્ટિથી આબાળવૃદ્ધ સર્વને યમની માફક ભય પમાડતો અને અતિ ક્રૂર આકૃતિવાળો થઇને સમસ્ત રાજગૃહી નગરીમાં તે હાથી સાક્ષાત્ પ્રલયકાળની માફક ભમવા લાગ્યો.

રાજાની આજ્ઞાથી ઉપાયો કરવામાં અતિ કુશળ એવા અનેક મંત્રીઓ તથા સુભટો વગેરેએ તેને અંકુશમાં લેવા માટે ઘણા ઘણા ઉપાયો કર્યા, પણ ક્ષયના રોગમાં જેમ મહાકુશળ વૈદ્યના કરેલા સર્વ ઉપાયો નિષ્ફળ જાય તેમ તેમણે કરેલા સર્વે પ્રયત્નો નિષ્ફળ ગયા. આવી રીતે કોઇનાથી હાથીને બાંધી શકાણો નહિ, ત્યારે બુદ્ધિવાળા પણ શ્રેણિક મહારાજા સમસ્ત બુદ્ધિરૂપી લક્ષ્મીના નિધાન એવા અવં-

તીમાં રહેલા અભયકુમાર મંત્રીશ્વરને સંભારવા લાગ્યા. અને અતિ દીન થઈ જઈને વિચારવા લાગ્યા કે, 'ખરેખર, આ અવસરે જો અભયકુમાર હાજર હોત, તો આ હસ્તીને એક ક્ષણમાં વશ કરી લેત. લોકોમાં કહેવત છે કે; 'એકડા વિનાના મીંડાં નકામા છે. તે સત્ય છે.'

આ પ્રમાણે વિચારમૂઢ થઇ જઇને રાજા વગેરે બેઠેલા છે, તેવામાં કોઇ બોલી ઉઠયુ કે, 'મહારાજ! બહુરત્ના વસુંધરા પૃથ્વી ઉપર અનેક રત્નો હોય છે, તેથી આપે આખી નગરીમાં પડહો વગડાવવો; ઉદ્‌ઘોષણા કરાવવી, કે જેથી કોઇ બુદ્ધિશાળી પુરૂષ આપણુ આ કાર્ય કરનાર અવશ્ય નીકળશે.' રાજાએ તે વાત કબુલ કરી અને તરત જ પડહો વગડાવ્યો, તેમાં જણાવ્યું કે, 'હે પ્રજાજનો! રાજાની આજ્ઞા સાભળો, જે કોઇ માણસ ભલે તે ગમે તેવી સ્થિતિવાળો હશે, તો પણ આ મદાંધ થયેલા મસ્તીખોર હસ્તીને યોગીપુરુષ અધ્યાત્મ જ્ઞાનથી મનને ઠેકાણે લાવે તેમ તેને આલાનસ્તભે લાવીને બાધા દેશે, તેને ચન્દ્રની શોભાને પણ જીતે તેવી મુખાકૃતિવાળી સોમશ્રી નામની મારી કન્યા આપવામાં આવશે, તેમજ લક્ષ્મીના સ્થાનક-જેવા મનોહર એક હજાર આરામ, બગીચા તથા ગામો આપવામાં આવશે. તેથી જે કોઇ કળાવાન હોય તેણે પ્રગટ થઇને આ હસ્તીને આલાનસ્તંભે લાવીને બાંધવાનો પ્રયત્ન કરવો.'

આ રીતે આખા નગરમાં શ્રેણિક રાજાએ પોતાના તરફથી પડહ વગડાવ્યો.

ઉપરોક્ત પડહ વગાડતો પુરુષ અનુક્રમે જે સ્થળે પરદેશથી ફરતા ફરતા આવીને ધન્યકુમાર રહેલો હતો તે ઘર પાસે આવી પહોંચ્યો, એટલે તરત જ હાથીને વશ કરવાનો તે પડહ ધન્યકુમારે સ્વીકાર્યો અને તેને આગળ જતો અટકાવ્યો. આ પડહનો તેણે સ્વીકાર કર્યો, એટલે સેવકપુરૂષો પડહ વગાડતા બંધ થયા, અને રાજાને નિવેદન કર્યું કે; 'રાજન્! એક પરદેશી મહાપુરૂષે આ પડહનો સ્વીકાર કર્યો છે.' રાજાએ પણ તે વાત સાંભળી, એટલે મોટા આશ્ચર્યથી તેનું હૃદય ભરાઇ ગયું અને તે પણ તે સ્થળે આવ્યો.

ધન્યકુમાર પણ તે પડહ ઝીલ્યા પછી ઘેરથી બહાર નીકળી જે સ્થળે હાથી તે વખતે ફરતો હતો અને લોકોને હેરાન કરતો હતો તે સ્થળે આવ્યો. તેણે પોતે પહેરેલા બધાં વસ્ત્રો તજી દીધા અને માત્ર એક વજ્રબંધ કછોટાવડે કેડ બાંધીને તે હસ્તીની પાસે ગયો અને કોઈ વખત તેની નજીકમાં, કોઇ વખત પડખેના ભાગમાં કોઇ વખત તેના પાછળના ભાગમાં તે વસ્ત્રોના ગોળ દડાઓ કરીને હસ્તીની આસપાસ ફેંકવા લાગ્યો. હાથી પણ તેને પકડવા માટે દોડાદોડી કરવા લાગ્યો, તે સમયે ધન્યકુમાર લઘુલાઘવી કળાથી જેવો હસ્તી તેની પાસે આવે કે તરત તેની પછવાડે જઇ પ્રહાર કરીને હાથીને ચક્રની માફક ફેરવવા લાગ્યો. હાથીને વશ કરવાની કળામાં કુશળ એવા ધન્યકુમારે હાથીને બહુ પ્રકારે

આ રીતે ભમાવીને અતિ શ્રમિત કરી નાંખ્યો, અને ખેદ પમાડયો. હાથી પણ ચારે તરફ ભટકતાં અને દોડતા અતિ શ્રમ લાગવાથી તદ્દન મદ રહિત થઈ ગયો. જ્યારે હાથીને જ્ઞાન અગવાળો, ખેદિત અને નિર્મદ થયેલો જાણ્યો, ત્યારે વાંદરાની જેમ પૂંછડું પકડીને હાથીની પીઠ ઉપર ધન્યકુમાર ચઢી બેઠો; પછી પોતાના પાદઘાતવડે તેનાં મર્મસ્થાનમાં પ્રહાર કરીને અને અંકુશ વડે તેને સીધો કરી દઈને આકુળવ્યાકુળ થયેલા તે હસ્તીને આલાનસ્તંભ પાસે લઈ જઈને ધન્યકુમારે બાંધી દીધો.

મગધેશ્વર શ્રેણિક નૃપતિ પણ તેની હસ્તીદમનની અતિ ઉત્તમ કળા જોઈને હૃદયમા બહુ રંજિત થયા અને ધન્યકુમારની પ્રશંસા કરીને બહુમાનપૂર્વક મોટો મહોત્સવ કરીને પોતે આપેલ વચનાનુસાર પોતાની સોમશ્રી નામની અતિ રૂપવતી કન્યા તેને પરણાવી અને એક હજાર ગામો આપ્યા. બીજી પણ સુવર્ણ, મણિ, મોતી વગેરે ઘણી અમૂલ્ય વસ્તુઓ હસ્તમેળાપ વખતે આપીને શ્રેણિક રાજાએ પોતાનાં વચનને સંપૂર્ણ રીતે પાળ્યું જેવી રીતે નવા વરસાદના વરસવાથી પર્વતમાંથી ઉત્પન્ન થતી નદી વૃદ્ધિ પામે છે, પાણીથી ભરાય છે અને સંપૂર્ણ થઇ બે કાંઠામાં ઉભરાઈ જાય છે તેવા જ રીતે શુષ્ક વન પલ્લવિત થવાથી મુદિત થયેલી ધન્યકુમારની કીર્તિરૂપી વેલડી હસ્તીનો ભય નિવારવાથી આખા રાજગૃહી નગરીરૂપી મંડપમાં વિસ્તારને પામી ગઈ.

❃

## ૧૫ : સુપાત્રદાનનો મહામહિમા :

**મ**ગધ દેશમાં ધન, ધાન્યની સમૃદ્ધિથી ભરપૂર અને ઇંદ્રિયોના સમૂહને સુખ આપે તેવી રચનાવાળું શાલિગ્રામ નામે એક ગામ હતું. તે ગામમાં કપિલમુનિએ પ્રરૂપેલ પ્રકૃતિની જેવી સરલ પ્રકૃતિવાળી ધન્યા નામની એક સ્ત્રી રહેતી હતી. તેને તીવ્ર દારિદ્રયના સંગમ જેવો સંગમ નામનો એક બહુ નમ્ર પ્રકૃતિવાળો પુત્ર હતો. તે ધન્યા ગામના લોકોના ખાંડવું, દળવું વગેરે ગૃહકાર્યો કરતી હતી અને સંગમ ગાયોને ચારવાનું કાર્ય કરતો હતો. આમ તેઓ મહામુશ્કેલીથી પોતાનો નિર્વાહ ચલાવતા હતા.

એકાદ કોઇ મોટા પર્વના દિવસે ગાયના વાછરડાઓને સંગમ વનમાં લઈ ગયો. તે વખતે ત્યાં ચારવા આવેલા બીજા બાળકો અન્યોઅન્ય વાતો કરતા હતા, તે તેણે સાંભળી. એક બાળકે બીજા બાળકને કહ્યું કે, 'તું આજે શું ખાઇને આવ્યો છે?' તેણે જવાબ આપ્યો; 'ખીર ખાઇને આવ્યો છું.' બીજાએ પણ કહ્યું; 'મેં પણ ખીર ખાધી છે, આજે મોટો પર્વનો દિવસ છે, આજે તો ખીર જ ખાવી જોઇએ, બીજું કાંઇ ખવાય જ નહિ.'

આ વાતચિત કર્યા પછી તેઓએ સંગમને પૂછયું; 'તે'

શું ખાધું છે?' તેણે જવાબ આપ્યો; 'કુકસા તથા ઢોકળાં વગેરે જે હતું તે ખાધું છે.' તેની વાત સાંભળીને સર્વે તેની નિંદા કરવા લાગ્યા અને કહેવા લાગ્યા; 'અહો! આજે આવા પર્વને દિવસે આવું રસ વગરનું ભોજન તેં કેમ કર્યું? આજે તો ફક્ત ખીર જ ખાવી જોઇએ.'

ચારવા આવેલા છોકરાઓની વાત સાંભળીને સંગમ પોતાનાં ઘેર આવ્યો અને માતાને પગે લાગીને કહેવા લાગ્યો 'મા આજે તો મને ઘી તથા ખાંડવાળી ખીર ખાવા આપ.' પોતાનાં પુત્રના આવાં વચનો સાંભળીને તે ડોશી રોવા લાગી અને બોલી કે; 'અહો! હું એટલી બધી નિર્ધન છું કે મારા એકના એક પુત્રનો ખીર ખાવાનો મનોરથ પણ પૂર્ણ કરવાને શક્તિમાન નથી, તેથી મારાં જન્મ અને જીવનને ધિક્કાર છે!' માતાને રૂદન કરતી જોઇ સંગમ વિશેષ રીતે રૂદન કરવા લાગ્યો. તેઓનું રૂદન સાંભળી દયાળુ એવી પાડોશી સ્ત્રીઓ એકઠી થઇ ગઇ અને ડોશીને રોવાનું કારણ પૂછવા લાગી, ધન્યાએ રોતાં રોતાં કહ્યું, 'આ મારો પુત્ર કોઇ દિવસ કાંઈ પણ ખાવા પીવાનો મનોરથ કરતો નથી જે કાંઇ હું આપું છું તે જ ખાય છે, જરાપણ હઠ કરતો નથી. આજે કોઇને ઘેર બાળકોને ખીર ખાતાં દેખીને તે પણ મારી પાસે ખીરનાં ભોજનની માગણી કરે છે. હું તો તદ્દન નિર્ધન છું, તેથી પૈસા વિના ખીર કેવી રીતે થઇ શકે? તેથી હું રૂદન કરૂં છું.'

તેનાં દીન વચનો સાંભળીને એક પાડોશણ બોલી કે; 'હું તને દૂધ આપીશ' બીજી બોલી; 'હું તને ચોખા આપીશ.' ત્રીજી બોલી; 'હું ઘી આપીશ' ચોથીએ કહ્યું; 'અતિ ઉજ્જવલ એવી ખાંડ હું આપીશ.' ચારે પાડોશણોએ આ રીતે કહ્યા પ્રમાણે વસ્તુઓ તેને લાવી આપી. જોઈતી વસ્તુ પ્રાપ્ત થવાથી તે ધન્યા હર્ષપૂર્વક સંગમને ખીર કરી દેવામાં પ્રવૃત્ત થઈ અને તે બાળક પણ ભોજનની આશાના અવલંબનથી પ્રસન્ન હૃદયવાળો થઈને ગૃહાંગણમાં રમવા લાગ્યો.

માતાએ તરત જ ખીર તૈયાર કરી. ખીર તૈયાર થતાં જ પુત્રને બોલાવીને ભોજન માટે બેસાડયો, અને એક થાળમાં ઘી તથા ખાંડ વગેરેથી યુક્ત ખીર પીરસી; પછી તે પુત્રને આપીને પોતાની દૃષ્ટિ ન પડે તેટલા માટે તે બીજે સ્થળે ચાલી ગઈ. માતાનું મન પ્રતિક્ષણે અનિષ્ટની શંકા વડે ભયભીત રહ્યા જ કરે છે. બાળક તો થાળીમાં પીરસેલી ખીરને અતિ ઉષ્ણ જાણીને તેને ઠારવા માટે હાથવડે પવન નાંખવા લાગ્યો.

એ સમયે તે બાળકના મહાભાગ્યના ઉદયવડે આકર્ષિત થયેલા મહાપુણ્યના નિધાનરૂપ સુવ્રત નામના મહાતપસ્વી મહર્ષિ માસખમણના પારણે ભિક્ષા માટે ભમતાં તેને ત્યાં પધાર્યા. સંગમ તે ક્ષમાસાગર મહર્ષિને પોતાનાં ઘરમાં લઈ ગયો, અને વિવેકથી ભરેલા હૃદયવડે ખીરનો થાળ ઉપાડીને અતિ ઉત્કૃષ્ટ ભાવથી તે થાળમાં રહેલી બધી

ખીર મુનિને તેણે વહોરાવી દીધી. પછી સાત આઠ પગલા સુધી તેમને વળાવીને વારંવાર તેમને પ્રણામ કરતો સંગમ બાળક ઘરમાં પાછો આવ્યો અને ખાલી થાળ ગ્રહણ કરીને આંગળીવડે તેની આસપાસ ચોટેલી ખીર ચાટવા લાગ્યો.

તે બાળક મનમાં વિચારવા લાગ્યો; 'અહો ! આજે મારો પૂર્ણ ભાગ્યોદય થયો કે આવા મહાન તપસ્વી મહર્ષિએ મારા જેવા રાંકે આપેલ દાન ગ્રહણ કરવાની કૃપા કરી. હું ઘણા ગૃહસ્થોને ઘેર પણ જોઉં છું કે ભિક્ષા માટે આવેલ મુનિ મહારાજોને તેઓ વારવાર વિજ્ઞપ્તિ કરે છે; તો પણ મુનિ મહારાજાઓ કાંઈક લે છે અને કાંઈક લેતા નથી. મેં તો માત્ર વિનતિ કરી કે તરત જ પ્રસન્નચિત્તથી મુનિરાજ મારાં ઘરમાં પધાર્યાં અને બધી ખીર વહોરી મને અનુપમ લાભ આપ્યો, તેથી હું વિશેષ ધન્ય અને ભાગ્યશાળી છું.' તે સંગમ આ રીતે તપસ્વી મહિર્ષને આપેલા દાનની વારવાર અનુમોદના કરવા લાગ્યો. તે આમ વિચારે છે, તેટલામાં તેની માતા ઘરમાં આવી અને ખાલી થાળને બાળક ચાટે છે તે જોઇ તેને વિચાર થયો; 'અહો ! મારો પુત્ર હંમેશાં આટલી બધી ભૂખ સહન કરતો દેખાય છે.'

આ રીતે ચિંતવીને બાકી રહેલી ખીર તે ધન્યાએ તેને ફરીથી પીરસી અને કહ્યું; 'ભાઈ! તારો ખીરનો મનોરથ આજે પૂર્ણ થયો કે ?' સંગમે કહ્યું; 'હા, મા,' આ વાતચિતમાં પણ પોતે જે મુનિને દાન આપ્યું હતું તે તેણે

કહ્યું નહિ. 'દાન દઈને તેનો પ્રકાશ કરવાથી તેનું ફળ સ્વલ્પ થઈ જાય છે.

સંગમ ખીર ખાઈને ઊંઘ્યો, પરંતુ તે જ રાત્રે તેને અતિ સ્નિગ્ધ ભોજન કરવાના કારણથી અજીર્ણ થયું અને તે કારણે તેને કોલેરાનો વ્યાધિ થયો. તે વખતે મહાવેદનાને ભોગવતો તે સંગમ વિચારવા લાગ્યો: 'મેં મારા જીવનમાં અત્યાર સુધી બીજું કાંઈ પણ સુકૃત કર્યું નથી. માત્ર આજે જ મારા મહાન ભાગ્યોદયવડે મહાતપસ્વી મહર્ષિને દાન આપ્યું છે, તે મારું આપેલું દાન મને સફળ થાઓ. મારે તો તે જ મહાત્મા સાધુ ભગવંત શરણ છે.' આ પ્રમાણે પોતે કરેલ સુકૃત્યને સહર્ષ વાર વાર સંભારતો અને તેની અનુમોદના કરતો સંગમ વિશૂચિકાના વ્યાધિવડે તે રાત્રિમાં જ મૃત્યુ પામ્યો, ત્યાંથી મૃત્યુ પામીને શ્રેણિક મહારાજાની રાજ્યધાની રાજગૃહી નગરીમાં દાનપુણ્યના મહિમાવડે સર્વ શ્રેષ્ઠીઓમાં મુખ્ય અને અનેક ક્રોડ દ્રવ્યના ધણી ગોભદ્ર શ્રેષ્ઠીની ભદ્રા નામની ભાર્યાની કુક્ષિમાં તે પુત્રપણે ઉત્પન્ન થયો.

તે બાળક જ્યારે ગર્ભમાં આવ્યો ત્યારે તેની માતાએ સ્વપ્નમાં શાળિનું ક્ષેત્ર ફળેલું જોયું, તે વાત તેને પોતાના સ્વામી ગોભદ્ર શ્રેષ્ઠીને કરી. ગોભદ્ર શેઠે કહ્યું; 'તમે જે સ્વપ્ન જોયું, તે બહુ ઉત્તમ છે. આ સ્વપ્નના પ્રભાવથી તમારો પુત્ર કુળના આભૂષણ તુલ્ય થશે અને જ્યારે તમને પુત્ર થશે ત્યારે આપણે તેનું 'શાલિભદ્ર' એવું

ગુણનિષ્પન્ન નામ પાડીશું.' પોતાનાં સ્વામીનું આ વચન સાંભળીને ભદ્રામાતા હર્ષપૂર્વક ગર્ભનું પ્રતિપાલન કરવા લાગ્યાઃ ગર્ભનો સમય પૂર્ણ થતાં ભદ્રામાતાએ સૂર્યના જેવી કાંતિવાળા પુત્રને જન્મ આપ્યો. તે પુત્રના પ્રસવથી અત્યંત આનંદ પામેલા ગોભદ્ર શ્રેષ્ઠીએ બાર દિવસ સુધી મોટો મહોત્સવ કર્યો. બારમા દિવસે સ્વજન કુટુંબાદિક સર્વને જમાડયા અને વસ્ત્રાભૂષણથી અલંકૃત કર્યા. પછી સમસ્ત કુટુંબના માણસો અને જ્ઞાતિના સમૂહની સમક્ષ પ્રથમની ધારણા મુજબ પોતાના પુત્રનું 'શાલિભદ્ર' એવું નામ પાડયું. પાંચ ધાવમાતાઓથી લાલન પાલન પામતો શાલિભદ્રકુમાર અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો યોગ્ય ઉંમર થતાં તેનાં કુળને ઉચિત સર્વે કળાઓ તે શીખ્યો. અનુક્રમે યુવાન સ્ત્રીઓનાં મનને હરણ કરનાર સુંદર યૌવન વય તેણે પ્રાપ્ત કરી. ગોભદ્ર શ્રેષ્ઠીએ બત્રીશ રૂપવાન કન્યાઓ સાથે તેનું લગ્ન કર્યું. પૂર્વે આપેલ મુનિદાનથી બાંધેલા પુણ્યના ઉદયવડે હમેશાં લીલાપૂર્વક આનંદથી ક્રીડાવિલાસ કરતો શાલિભદ્રકુમાર સુખપૂર્વક દિવસો પસાર કરવા લાગ્યો.

સમસ્ત બુદ્ધિના એક સ્થાનરૂપ અભયકુમાર વેશ્યાના કપટથી ઉજ્જયિનીમાં ચંડપ્રદ્યોતની નજરકેદમાં રહ્યો છે, એટલે રાજગૃહી નગરીમાં અભયકુમારની ગેરહાજરીથી લુચ્ચા, ધૂર્ત, કૂટબુદ્ધિવાળા, દાંભિક, વગેરે હલકા લોકો નગરના લોકોને છેતરવા માટે તૈયાર થઇ ગયા. એક દિવસ એક આંખે કાણો ધૂર્ત અવસર જાણીને ઉત્તમ વ્યવહારીનાં કપડાં પહેરી જાણેકે મૂર્તિ-

માન્ દંભ હોય તેવો તે ગોભદ્ર શ્રેષ્ઠીનાં ઘેર આવ્યો અને તેમને નમસ્કાર કરીને ધનવડે ધનદ તુલ્ય તેમની પાસે જઇને બોલ્યો; 'ગોભદ્ર શ્રેષ્ઠી! આપ મને પિછાણો છો? આપની સ્મૃતિમાં હું આવું છું?' શ્રેષ્ઠીએ કહ્યું, 'તમે કોણ છો?'

ધૂર્તે કહ્યું, 'પહેલાં આપણે ચંપાનગરીમાં સાથે ગયા હતા, ત્યાં બીજા પણ ઘણા વ્યાપારીઓ આવ્યા હતા, હું પણ વ્યાપાર કરવામાં પ્રવૃત્ત થયો હતો, પણ ઇચ્છિત દ્રવ્ય વગર મારાથી બરોબર વ્યાપાર થતો નહિ, તેથી હું ચિંતાતુર રહેતો હતો, પછી તમને પરોપકાર કરવામાં તત્પર એક ઉત્તમ સદ્ગૃહસ્થ જાણીને હું તમારી પાસે આવ્યો હતો અને તમને મેં કહ્યું હતું કે; 'શ્રેષ્ઠીન્! મારે એક લાખ દ્રવ્યની જરૂર છે, તેથી મને એક લાખ દ્રવ્ય આપો. તમે જો લાખ દ્રવ્ય મને આપશો તો તે દ્રવ્યવડે હું વ્યાપાર કરીશ, લાભ મેળવીશ, અને વૃદ્ધિ પામેલું તમારૂં દ્રવ્ય વ્યાજ સહિત તમને પ્રણામ કરીને હું પાછું આપી જઇશ; કેમ કે જે કાંઇ કરજ હોય છે, તે દાસ થઇને પણ દેવું જ પડે છે, દીધા વિના છૂટકો થતો નથી. જો તમને મારો વિશ્વાસ ન આવતો હોય તો હું મારા શરીરના સારભૂત એક મારી ચક્ષુ તેને બદલે તમારે ત્યાં ઘરેણે મૂકું; સમય આવે તે દ્રવ્ય આપીને હું મારી આંખ પાછી લઈ જઇશ.' આમ કહીને મારી એક આંખ તમારે ત્યાં તે અવસરે ઘરેણે મૂકીને હું એક લાખ દ્રવ્ય તમારી પાસેથી લઇ ગયો હતો. તમારા તે દ્રવ્યવડે મેં મોટો વ્યાપાર કર્યો. મોટો

વ્યાપાર કરવાથી તથા ઉદ્યમ કરવાથી ઘણું દ્રવ્ય મને મળ્યું. આ બધું તમારા ઉપકારવડે જ બન્યું છે, તેમ હું માનું છું. માટે હવે શેઠ! તે તમારૂં મને આપેલ લાખ દ્રવ્ય વ્યાજ સહિત ગ્રહણ કરો અને સૂર્યજ્યોતિની પ્રભા-તુલ્ય મારૂં નેત્ર મને પાછું આપો.' તે ધૂતારાનાં મીઠા પણ કપટયુક્ત આવાં વચનો સાંભળી પ્રત્યુત્તર આપવામાં ચતુર એવા ગોભદ્ર શ્રેષ્ઠીએ ઘણી ઘણી નમ્ર યુક્તિઓવડે તેને સમજાવ્યો, પણ તે કોઈ રીતે માન્યો નહિ; પરંતુ ઉલટું બહુ વાચાળપણાથી અનેક યુક્તિઓપૂર્વક વચન રચના કરીને તેણે તો કજીઓ કરવા માંડયો.

તેણે શ્રેષ્ઠીને કહ્યું; 'કરોડો દ્રવ્ય આપવાવડે પણ ન મળી શકે તેવું મારૂં લોચન તમને મળવાથી તમે લોભ સમુદ્રમાં ડૂબો નહિ, આવી રીતે જૂ'ઠું બોલવું તે તમારા જેવા વ્યાપારીને બિલકુલ છાજતુ નથી, જેવી આખા નગરમાં તમારી ભલમનસાઈ કહેવાય છે, તે સાચવી રાખવી અને તેનું મહત્વ ઓછું થવા ન દેવું તેમાં જ તમારી શોભા છે. જો તમે આ પ્રમાણે વિરૂદ્ધ વચનો ઉચ્ચારશો, ખોટુ બોલશો તો લોકોમાં તમારી સામે વિરોધ પ્રગટ થવાથી તમે મોટી આપત્તિમાં પડશો, તમારી મહત્તાનો અને આબરૂનો નાશ થશે, માટે તમારી સજ્જનતા અખંડિત રહે તે પ્રમાણે તેનુ રક્ષણ કરો! વળી આજ સુધી તો મારી આંખ તમારાં ઘેર ઘરેણે મૂકી જવાથી લોકોએ મને 'કાણો'ના ઉપનામથી બોલાવ્યા કર્યો, તે મેં સહન

કર્યું, પણ હવે તો ઈષ્ટ દેવની કૃપાથી જોઈએ તેટલું દ્રવ્ય મને પ્રાપ્ત થયું છે, તેથી મારી આંખ હોવા છતાં અને તે આંખ છોડાવી શકાય તેટલો ધનલાભ પણ મને થયેલ છતાં લોકોનું એવું વચન હું હવે શા માટે સાંભળું અને સહન કરું ? તેથી મને ચક્ષુ પાછી આપો, મારે બીજું કાંઈ પણ જોઈતુ નથી. ચક્ષુ સિવાય હું બીજું કાંઈ લેવાનો નથી'

ધૂર્તનાં ઉપરોક્ત વચનોને સાંભળીને ગોભદ્ર શેઠને શું કરવું તે કાંઇ સૂઝયું નહિ, તેઓ દિઙ્મૂઢ બની ગયા. અને તે ધૂર્તને સમજાવવા માટે તેમણે અન્ય પ્રતિષ્ઠિત શ્રેઠીઓને બોલાવ્યા. તેઓએ સામ, દામાદિ ઉપાયોવડે તથા અનેક યુક્તિઓવડે તે ધૂર્તને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ તે સર્વ યુક્તિઓ નિષ્ફળ ગઇ; તે જરાપણ સમજ્યો નહિ; જ્યારે ગોભદ્ર શ્રેષ્ઠીએ જવાબ ન આપ્યો; પોતાની આંખ પાછી ન આપી ત્યારે તે ધૂર્ત નટની જેમ કપટકળા કેળવતો શ્રેણિક મહારાજાની સભામાં ગયો, ત્યાં ફરીયાદ કરી અને વ્યંગ્યાર્થથી ગર્ભિત વચનો એવી રીતે બોલવા લાગ્યો કે રાજાની સભા શોભાવનારા એવા સર્વ પ્રધાનો પણ તેને પ્રત્યુત્તર દેવાને શક્તિમાન થયા નહિ. સર્વ પ્રધાનો અને સભાજનો તે ધૂર્તનાં કુયુક્તિયુક્ત વચનોને સાંભળી દિઙ્મૂઢ જ બની ગયા. અને એક બીજાના મોઢા સામુ જોવા લાગ્યા; કોઇએ કાંઇ ઉત્તર આપ્યો નહિ.

તે સમયે બધા સભાસદોની આવી અવસ્થા જોઇને શ્રેણિક મહારાજ અભયકુમારને સંભારવા લાગ્યા, અને તેની વિરહવ્યથા યાદ કરીને કહેવા લાગ્યા; 'પ્રધાનો! સભાજનો! જો આ અવસરે અભયકુમાર હાજર હોત, તો આ કલહ શમાવવામાં આટલો વિલંબ ન થાત. જો સૂર્ય પ્રકાશતો હોય તો અંધકારનો સમૂહ કેવી રીતે વિલાસ કરી શકે? એક અભયકુમાર વિના મારી આવી મોટી સભા પણ મને હર્ષ કરાવનારી નિવડતી નથી. જેવી રીતે ચંદ્ર વિના રાત્રી બિલકુલ શોભા ધારણ કરતી નથી, તેમ અભયકુમાર વિના મારી આ સભા શોભા રહિત થઇ ગઇ છે.' રાજાના આ વચન સાંભળી એક પુરૂષે કહ્યું; 'સ્વામીન્! નગરમાં એવી ઉદ્‌ઘોષણા કરાવો કે; 'આ નગરમાં એવો કોઇ બુદ્ધિશાળી છે કે જે ગોભદ્ર શ્રેષ્ઠીની બાબતમાં સત્યાસત્યનો નિર્ણય કરી આપીને બધું કાર્ય સરલ કરી આપે; જો હોય તો તેણે પ્રગટ રીતે બહાર આવવું.'

તેની સૂચના પ્રમાણે રાજાને વિચાર થવાથી અને ગોભદ્ર શ્રેષ્ઠીનો પણ તેજ પ્રમાણે અભિપ્રાય થવાથી રાજગૃહી નગરીમાં ચોરે અને ચૌટે સર્વત્ર શ્રેણિક મહારાજાએ એવો પડહ વગડાવ્યો કે, 'જે કોઈ બુદ્ધિશાળી પુરૂષ આ માયાવી માણસને સચોટ પ્રત્યુત્તર આપી, તેને નિરૂત્તર કરશે અને ગોભદ્ર શ્રેષ્ઠીની ચિંતા મટાડશે તેને ગોભદ્ર શ્રેષ્ઠી બહુ ઋદ્ધિ સહિત પોતાની પુત્રી પરણાવશે અને રાજા પણ તેને બહુ સન્માન આપશે.' રાજગૃહી નગરીમાં

ઉપરોક્ત પડહ વગડાતો વગડાતો જે ઠેકાણે સજ્જન પુરૂષોમાં આદર પામેલા ધન્યકુમાર રહેતા હતા ત્યાં આવ્યો. તે વખતે કૌતુકથી આકર્ષણ પામેલ ચિત્તવાળા અને કપટરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય જેવા ધન્યકુમારે તે પડહ ઝીલી લીધો. અને એક ઉત્તમ અશ્વ ઉપર આરૂઢ થઇને તેઓ રાજસભામાં ગયા. રાજાને નમસ્કાર કરીને યોગ્ય સ્થાને તેઓ બેઠા, રાજાએ તેમને બહુમાન આપ્યું અને તે ધૂર્તની બધી હકીકત કહી સંભળાવી.

ધન્યકુમારે તે હકીકત સાંભળી જરા હસીને રાજાને કહ્યું; 'મહારાજ! આપના પ્રતાપથી એક ક્ષણમાત્રમાં હું તેને નિરૂત્તર કરી દઈશ, માટે આપે જરા પણ ચિંતા કરવી નહિ.' ત્યાર પછી ગોભદ્ર શ્રેષ્ઠીને એકાંતમાં બોલાવીને કહ્યું કે, 'શ્રેષ્ઠીશ્રી, આવતી કાલે તે ધૂર્ત રાજસભામાં કપટકળા કેળવવા આવે ત્યારે હું તમને કહું, તે પ્રમાણે તમારે તેને ઉત્તર આપવો.' આ પ્રમાણે કહી શું ઉત્તર દેવો તે સમજાવીને ધન્યકુમાર રાજાની રજા લઈ પોતાના સ્થાને આવ્યા. બીજે દિવસે રાજાની આજ્ઞાથી રાજસભામાં સર્વે સભાજનો અને ગામના લોકો પણ આવ્યા ધન્યકુમાર પણ સમય થયો ત્યારે આવ્યા. પછી પેલા ધૂર્તે ઘણી યુક્તિઓ પૂર્વક પોતે ગોભદ્ર શ્રેષ્ઠીના ઘેર ઘરેણે મૂકેલ ચક્ષુની માંગણી કરી. તેની માંગણી થતાં જ ગોભદ્ર શ્રેષ્ઠીએ સમસ્ત સભ્ય જનોની તથા રાજાની સમક્ષ તે વિવાદની શાંતિ માટે ધૂર્તને કહ્યું; 'હે ભાઈ! તે તારી ચક્ષુ મારાં ઘેર ઘરેણે

મૂકી હશે, તારૂં કહેવું બિલકુલ ખોટું નહીં હોય, પણ મારા ઘેર ડાબલાઓમાં આ પ્રમાણે ઘરેણે કમૂકેલી હજારો ચક્ષુઓ પડેલી છે. તેથી તેમાં તારી ચક્ષુઓ કઈ તેની બિલકુલ ખબર પડતી નથી. અને જો કોઈને બદલે કોઇની ચક્ષુ અપાઈ જાય તો શાસ્ત્રમાં મહાપાપ કીધેલું છે. સર્વે માણુસોને પોતપોતાની વસ્તુઓ તેમાં ખાસ કરીને ચક્ષુ તો બહુ જ પ્રિય હોય છે. કહ્યું પણ છે કે; 'પૃથ્વીનું મંડન નગર છે, નગરનું મંડન તેનાં ઉત્તમ ગૃહો છે, ઉત્તમ ગૃહોનુ મંડન ધન છે. ધનનું મંડન કાયા છે. ને કાયાનું મંડન મુખ છે, અને મુખનું મંડન ચક્ષુ છે; મનુષ્યોને ચક્ષુ આખા શરીરમાં સારભૂત છે.' વળી અતિ જરૂરી કાર્ય આવી પડે ત્યારે જ પોતાની અતિપ્રિય વસ્તુ પણ ઘરેણે મૂકીને માણુસો ધન લાવે છે અને ધન ધીરનારા વ્યાપારી પણ ઘરેણેમૂકાયેલી વસ્તુઓ લઇને વ્યાજે રૂપિયા ધીરે છે.; તેવી સદ્વ્યાપારીઓની પદ્ધતિ છે. હવે તું તારી આ બીજી ચક્ષુ મને આપ, કે જેથી તેને સરખી મેળવીને ઓળખીને હું તારી પ્રથમની ચક્ષુ અહિં હાજર કરૂં.' ગોભદ્ર શ્રેષ્ઠીની આ વાણી સાંભળીને જેવી રીતે ફાળ ભરવામાં ચૂકેલ વાદરો અથવા દાવ નાખતા ચૂકેલ જુગારી વિલખો થઇ જાય, તેવી રીતે તે ધૂર્ત પણ પોતાની ચક્ષુ આપવાને અશક્ત હોવાથી વિલખો થઈ ગયો ધન્યકુમારના આ વિચક્ષણતાથી ગોભદ્ર શ્રેષ્ઠીએ વાપરેલ બુધ્ધિવડે ધૂર્તની વાણી બંધ થઇ ગઇ અને તેણે કરેલી કપટ રચના ઉઘાડી

પડી જવાથી ઘણા પ્રકારની વિડંબના કરીને તેને દેશમાંથી કાઢી મૂકવામાં આવ્યો.

ગોભદ્ર શ્રેષ્ઠી જેવી રીતે રાહુના પંજામાંથી મૂકાયેલ ચંદ્રમા શોભે તેમ યશ અને લક્ષ્મીવડે અધિક શોભવા લાગ્યા. લોકોએ કહેલી ધન્યકુમારની બુદ્ધિના વિલાસની તથા ચતુરાઇની વાતો સાંભળીને સોમશ્રી અને કુસુમશ્રી (ધન્યની બંને પૂર્વ પરિણિત પત્નીઓ) પણ બહુ આનંદ પામી ગોભદ્ર શ્રેષ્ઠીની પુત્રી સુભદ્રા પણ ધન્યકુમારના ગુણોથી અત્યંત રંજીત થઇ તેને પરણવાને ઉત્સુક થઇ, ધન્યકુમારને કન્યાદાન આપવામાં આતુર થયેલા ગોભદ્ર શ્રેષ્ઠીના સ્વજન સંબધીઓ પણ શ્રેષ્ઠીને પ્રેરણા કરવા લાગ્યા. ગોભદ્ર શ્રેષ્ઠીએ ક્રોડથી પણ અધિક ધન કન્યાદાનમાં આપીને વિવિધ પ્રકારના મહોત્સવો કરી પોતાની સુભદ્રા નામની પુત્રી ધન્ય-કુમારની સાથે પરણાવી. ધન્યકુમાર પણ ગુણપ્રાપ્ત થયેલી તે સુભદ્રાને રામ સીતાને પરણે તેવી રીતે પરણ્યા અને પોતાના ઘેર લાવ્યા. પ્રભુતા, ઉત્સાહ અને મંત્રીઓવડે જેવી રીતે રાજા શોભે તેવી રીતે ત્રણ પ્રિયાઓથી પરવરેલો ધન્યકુમાર પણ અતિશય શોભવા લાગ્યો

ગોભદ્ર શ્રેષ્ઠી પણ પોતે અખંડિત પ્રતિષ્ઠા રહેવાથી તથા સુભદ્રાને પરણાવવાથી કૃતકૃત્ય થયા એટલે ભગવાન શ્રી મહા-વીર પરમાત્મા સમીપે જઇને તેઓએ ચારિત્ર ગ્રહણ કર્યું અને સમ્યગ્ વિધિપૂર્વક તેનું આરાધન કરીને સ્વર્ગમાં ઉત્તમ જાતિના તેઓ મહર્દ્ધિક દેવ થયા.

તેમણે અવધિજ્ઞાનવડે પુન્યના નિધિરૂપ પૂર્વ ભવના પુત્ર શાલિભદ્રને જોયો, એટલે પુત્ર પ્રેમથી અને શાલિભદ્રના પૂર્વના પુણ્યથી આકર્ષાઇને તેઓ હમેશાં બત્રીશ પ્રિયાયુકત શાલિભદ્ર માટે તેત્રીશ નિધિતુલ્ય તેત્રીશ પેટીઓ આકાશમાંથી તેનાં ઘેર ઉતારવા લાગ્યા.

એ દરેક પેટીમાં ત્રણ ત્રણ ખાના પાડેલા હતા. તેના પહેલા ખાનામાં કસ્તુરી વગેરે દૈવી સુગંધી વસ્તુઓ તથા ઉત્તમ જાતિના વિવિધ પ્રકારનાં વસ્ત્રો મૂકવામાં આવતા હતા. દ્વિતીય વિભાગમાં મણિ, રત્ન ઇત્યાદિથી શોભાયમાન જુદી જુદી જાતિના ચિત્તને રંજન કરે તેવા ઉત્તમ દૈવી આભરણો રાખતા હતા, અને ત્રીજા ખંડમાં જુદી જુદી ઉત્તમ રાજદ્રવ્યો ભેળવેલી નાના પ્રકારની મીઠાઇઓ, ઘેબર, મોદક, વગેરે સ્વાદિષ્ટ ખાદ્યો, ઉત્તમ પ્રકારની ભોજન સામગ્રીઓ, દ્રાક્ષ, ખજૂર, અખરોડ, કેળાં, આંબા, નારંગી ઇત્યાદિ સુકા તથા લીલાં ફળો, તાંબૂળ વગેરે ખાદ્ય પદાર્થો રાખેલા નીકળતા હતા. તેત્રીશ પેટીઓમાંથી આ રીતે સર્વને જોઇતી વસ્તુ નીકળતી હતી. હંમેશાં આવતી નવી નવી પેટીઓમાંથી નીકળતા વસ્ત્ર, આભરણ વગેરેને શાલિભદ્ર ને તેની બત્રીશ સ્ત્રીઓ પોતપોતાના ભોગમાં લેતા હતા અને આગલા દિવસનાં વપરાયેલા વસ્ત્રાભરણાદિકને 'નિર્માલ્ય' ગણીને એક કૂવામાં નાંખી દેતા હતા આ ભોગ્ય વસ્તુઓ ગોભદ્રદેવ શાલિભદ્ર અને તેની બત્રીશ પત્નીઓ માટે હંમેશાં મોકલતા હતા અને શાલિભદ્ર પણ ઇચ્છાપૂર્વક

નિઃશંકપણે દિવ્ય વસ્તુઓથી મળતા સુખો ભોગવતો આનંદથી કાળ નિર્ગમન કરતો હતો.

આ બધું પૂર્વભવમાં માસખમણના તપસ્વી ક્ષમાશીલ મહર્ષિને ભાવનાપૂર્વક અખંડિત આપેલ દાનનું ઉત્તમ ફળ પ્રગટ થયું હતું. અખંડિત ધારાથી અને અખંડિત ભાવથી આપેલ ઉત્તમ મુનિદાનથી આ ભવમાં અને પરભવમાં જે અક્ષય સુખ મળે છે, તેનું શાલિભદ્ર ઉત્તમ દૃષ્ટાંત છે. ગોભદ્રદેવ પણ તેનાં દાનપુણ્યના મહિમાથી ખેંચાઈને જ દિવ્ય અને અલૌકિક ભોગ્ય વસ્તુઓ પૂરી પાડતા હતા. માટે ભવ્ય જીવો ! નિદાન વગર સુપાત્ર સંયમી સાધુ મુનિરાજને દાન આપવાનાં કાર્યમાં અતિશય આદર કરજો, તે સુપાત્રદાન જ ખરેખર આ ભવ તથા પરભવને ઉજ્વલ કરનાર અને છેવટે પરમાનંદપદ અપાવનાર છે.

## ૧૬ : ધન્યકુમાર કૌશાંબી નગરીમાં :

લક્ષ્મીરૂપી વધૂના ક્રીડાગૃહતુલ્ય રાજગૃહી નગરીમાં એક વખતે પુણ્યશાલી ધન્યકુમાર સાતમાળની હવેલીમાં ઉપરના માળે લીલાપૂર્વક વિનોદાદિક સુખ ભોગવતા આનંદ કરતા હતા. તે અવસરે આમ તેમ જોતાં રસ્તા ઉપર ધન્યકુમારે દૃષ્ટિ કરી, તો અતિદીન દશાને પામેલા, વનચર પશુની જેવા રંક થઈ ગયેલા, રસ્તાની ધૂળથી ખરડાયેલા અને જીર્ણ વસ્ત્રો પહેરેલા પોતાના માતા શીલવતી, પિતા ધનસાર, તથા ત્રણ મોટા ભાઈઓ ધનદેવ, ધનદત્ત, તેમજ ધનચંદ્ર આદિને તેણે દીઠા; તેઓને દેખીને મનમાં અતિ વિસ્મિત થઈ ધન્યકુમાર વિચારવા લાગ્યા, 'અહો ! કર્મની ગતિ કેવી વિચિત્ર છે; આ માગ આખા કુટુંબને ક્રોડોનું ધન તથા ધાન્યાદિકથી ભરેલા ગૃહમાં મૂકીને હું અહિં આવ્યો હતો. તે છતાં તેમની આવી સ્થિતિ થઈ ? ખરેખર 'કરેલ કર્મ'થી છોડાવવાને કોઈ સમર્થ નથી; એવું જિનેશ્વર ભગવાનનું વચન સત્ય છે.'

આમ વિચાર કરીને સેવકોને મોકલી તે સર્વને ધન્યકુમારે પોતાનાં ઘરમાં બોલાવ્યા અને નમસ્કાર કરીને વિનયપૂર્વક અંજલિ જોડી સ્વચ્છ અંતઃકરણપૂર્વક પિતાને

તેણે પૂછ્યું; 'હે પિતાજી! બહુ લક્ષ્મીવાળા આપની આવી નિર્ધન અવસ્થા કેમ થઇ? છાયાનો આશ્રય લઇને બેઠેલાઓને તાપની પીડા કદિ પણ થતી નથી.'

ધન્યકુમારનું આ કથન સાંભળીને ધનસાર બોલ્યા; 'વત્સ! તારાં પુણ્યથી આવેલી લક્ષ્મી તું ઉજ્જયિનીમાંથી નીકળ્યો કે તરત જ જેવી રીતે અતિ સ્ફુટ એવી ચેતના પણ દેહમાંથી જીવ જતાં તેની સાથે ચાલી જાય છે, તેવી રીતે તારી સાથે જ નીકળી ગઇ. કેટલુંક ધન ચોરો ચોરી ગયા, કેટલુંક અગ્નિથી બળી ગયું, કેટલુંક જળથી નાશ પામ્યું, ભૂમિમા દાટેલું કોયલારૂપ થઈ ગયું અને અદ્રશ્ય પણ થઇ ગયું. આમ સર્વ ધનનો નાશ થઈ ગયો. અને છેવટે પેટ ભરવાની પણ મુશ્કેલી થઇ પડી, ત્યારે નગરને અમે છોડી દીધું અને ગામેગામ ભમતાં 'રાજગૃહી મોટી નગરી છે.' એમ સાંભળીને અમે બધા અહીં આવ્યા પૂર્વે કરેલા કોઈ પુણ્યના ઉદયથી આજે તારૂં દર્શન થયું અને દુર્દશા નાશ પામી.' પિતાજીની આવી વાણી સાંભળીને સ્વચ્છ હૃદયી ધન્યકુમાર પણ તેમનું દુઃખ હૃદયમાં પ્રતિબિંબિત થવાથી દુઃખી થયો. કારણ કે, સજ્જનો સ્વભાવથી જ એવા હોય છે.

વળી ધન્યકુમારને તે વખતે એક વિચાર આવ્યો; 'મારા પિતાશ્રી તથા બંધુઓ વગેરે આવા રાંક વેષથી આ નગરમાં આવે અને મારા ઘરમાં રહે તે યુક્ત નથી, આમ થાય તો તો ઘરમાં કામ કરનારા નોકરો પણ તેમનું

બહુમાન કરે નહિ. લોકોમાં પણ કહેવાય છે કે; 'વેષના આડંબર વિનાના મોટા માણસોની પણ અવજ્ઞા થાય છે.' વળી મહાજનમાં 'આ મારા બંધુઓ વગેરે નિર્ધન છે.' એમ ન કહેવાય અને તેવી લઘુતા તેમને ન મળે તે જ ઉત્તમ છે. હજુ સુધી કોઇએ આ વાત અહિં પણ જાણી નથી, તેથી ગુપ્ત રીતે હુ તેમને નગરની બહારનાં ઉદ્યાનમાં મોકલાવી દઉં અને ત્યથી ઉત્તમ વસ્ત્રો તેમને પહેરાવીને મોટા આડબર અને સન્માનપૂર્વક હું તે બધાયને મારે ઘેર તેડી લાવુ.' આ પ્રમાણે વિચાર કરીને ધન્યકુમારે ઉત્તમ વસ્ત્રો અને આભૂષણો વગેરે આપી રથાદિકની અંદર તેઓને ગુપ્ત રીતે બેસાડીને તેમને નગર બહાર મોકલી દીધા.

નગરની બહારનાં કોઈ ઉદ્યાનમાં લઇ જઈને નોકરોએ સુગંધી તૈલાદિકવડે મર્દન કરી સર્વને સ્નાન કરાવ્યું; વસ્ત્રાભરણાદિકથી અલંકૃત કર્યા અને ઉત્તમ પ્રકારના રથાદિક સુખાસનોમાં તેમને બેસાડયા. ત્યાર પછી પૂર્વે નક્કી કર્યા મુજબ નિયત કરેલા પુરૂષોએ આવીને ધન્યકુમારને વધામણી દીધી, 'સ્વામી! નગરના ઉપવનમાં આપના પૂજ્ય પિતાશ્રી તથા વડીલ બન્ધુઓ આવેલા છે.' તેથી વધામણી આપનારને હર્ષપૂર્વક દ્રવ્યાદિક દેવાવડે રાજી કરીને ઘોડા, રથ, સિપાઇ ઇત્યાદિક પરિવારથી તથા અનેક મોટા શ્રીમંત શ્રેષ્ઠીઓથી પરિવરેલ ધન્યકુમાર તેમને તેડી લાવવાને ઉપવનમાં ગયો.

દૂરથી પિતાનાં દર્શન થતાં જ વાહનમાંથી નીચે ઉતરીને હર્ષપૂર્વક પિતાજીના પદયુગળમાં પડી, પ્રણામ કરીને તે

બોલ્યો; કે, 'આજનો મારો દિવસ સફળ થયો, આજે મારાં સર્વ કાર્યની સિદ્ધિ થઇ. આજે મારૂં સકળ ધન પણ સફળ થયું અને આજે મારો જન્મ સફળ થયો; કારણ કે આજે મને આપનાં પવિત્ર ચરણયુગળના દર્શન થયાં.' આમ સારી રીતે શિષ્ટાચારપૂર્વક પિતાજી તથા મોટા બંધુઓને નમન કરી કુશળવાર્તા પૂછીને સજ્જનતા તથા વિનીતતા સર્વાંશે ભાગ્યશાલી ધન્યકુમારે પ્રગટ કરી. પિતા ધનસાર શ્રેષ્ઠી પણ અત્યંત હર્ષપૂર્વક ધન્યકુમાર તથા સાથે આવેલા શ્રેષ્ઠીઓને ભેટયા અને સુખની તથા કુશળ-ક્ષેમની વાતો પૂછવા લાગ્યા.

ધન્યકુમારે પિતાને સુખાસનમાં, મોટા ભાઇઓને અશ્વો ઉપર, માતા વગેરેને રથાદિકમાં બેસાડીને મોટા સામૈયા સહિત ઉત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો. ચતુરાઇમાં અગ્રેસર પુરૂષ ઔચિત્યને કદિ પણ ચૂકતા નથી. પિતાને ઘરના નાયક બનાવીને તથા સુંદર અને મનોહર ગ્રામ તેમજ વન, બગીચાઓ ભાઇઓને આપીને ધન્યકુમાર અત્યંત ભક્તિ તથા પ્રીતિ બતાવવા લાગ્યા જે મનુષ્યોની લક્ષ્મી બંધુઓના ઉપભોગમાં આવે છે, તે જ લક્ષ્મી વખાણવા લાયક છે.

આ રીતે સજ્જન શિરોમણિ ધન્યકુમારે પોતાના ધનદેવ આદિ ત્રણે મોટા ભાઇઓને ધનાદિકવડે બહુ રીતે સત્કાર્યા, તો પણ તે દુષ્ટ બુદ્ધિવાળા અને હલકી વૃત્તિ-વાળા હોવાથી હર્ષને સ્થાને ઇર્ષ્યાને જ ધારણ કરવા લાગ્યા.

નીતિશાસ્ત્રમાં કહેલું છે, કે; 'દુષ્ટ માણસોને બહુમાનાદિક આપીને સત્કાર કરવામાં આવે તો પણ તેઓ તો સજ્જનની સાથે કલહ અને ઇર્ષ્યા જ કરે છે; દૂધથી ધોયેલ કાગડો શું કલહંસપણાને કદિ પણ પામી શકે છે? પામી શકતો જ નથી.'

ઔચિત્યવેદીઓમાં અગ્રેસર એવો ધન્યકુમાર પોતાના બંધુઓને ઇર્ષ્યાથી વાણી અને તાળવું જેનું સુકાઇ ગયેલ છે એવા, સુહૃદ્પણા વિનાના અને ક્રોધથી ધમધમતા દેખીને વિચારવા લાગ્યો, 'જે સંપત્તિથી બંધુઓનાં અંતઃકરણો અતિ મલીન થઈ જાય, તે સંપત્તિને સજ્જન પુરૂષો તો વિપત્તિતુલ્ય જ ગણે છે. તેથી આ સંપત્તિને ત્યજીને ફરી પણ પૂર્વ પ્રમાણે હું દેશાંતરમાં ચાલ્યો જાઉં કે જેથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થવાથી મારા ત્રણે બંધુઓ તુષ્ટ થાય.' આવો વિચાર કરીને ધનાદિકથી સંપૂર્ણ ઘર અને ત્રણે પ્રિયાઓને ત્યજી દઈને ગંગાદેવીએ આપેલ એક ચિંતામણિ રત્નને જ સાથે રાખી શ્રેણિકરાજા કે અન્ય શ્રેષ્ઠીજનને પણ જણાવ્યા વગર ગુપ્ત રીતે કોઇ અવસર મળી ગયો ત્યારે ઘર તથા રાજગૃહીનગરીને છોડીને ધન્યકુમાર નગરીની બહાર નીકળી ગયો.

રસ્તે ચાલતાં પણ તે પુણ્યશાળી ધન્યકુમારને ચિંતામણિ રત્નના પ્રભાવથી પોતાના ઘરની જેમ સર્વત્ર ઇચ્છિત સુખ પ્રાપ્ત થવા લાગ્યું. સુખોને ભોગવતો, સુખે સુખે માર્ગને લંઘતો અને ઘણા ગ્રામ, નગર, ઉદ્યાનાદિકને જોતો, જેવી રીતે ભવ્ય જીવ તિર્યંચ ગતિના ભવો પૂર્ણ કરીને

મનુષ્યગતિ પામે તેવી રીતે અનુક્રમે ભાગ્યશાલી ધન્યકુમાર કૌશાંબી નગરીમાં આવ્યો.

કૌશાંબી નગરીમાં સમસ્ત ક્ષત્રિયોમાં શિરોરત્ન જેવો શતાનિક નામે રાજા રાજ્ય કરતો હતો. જેના અતિશય શૌર્યના બળથી તરવારો તથા અરિવર્ગ નિષ્ફળતા પામી ગયો હતો, એટલે કે અરિવર્ગ શાંત પડી ગયા હતા અને ખડ્ગોને બહાર નીકળવું પડતું નહોતું. તે શતાનિક રાજાના ભંડારમાં એક સહસ્ત્રકિરણ નામનો અમૂલ્ય મણિ હતો. તે મણિ પરંપરાથી-તેના પૂર્વજોના સમયથી કુળદેવતાની માફક હંમેશાં પૂજાયા કરતો હતો.

એક દિવસ તે રાજાને તે મણિની પૂજા કર્યા પછી વિચાર આવ્યો કે, 'આ મણિ પરંપરા વડે પૂર્વજોથી પૂજાયા કરે છે. હું પણ યથોક્ત વિધિએ તેની પૂજા કરું છું; પણ આ મણિનું મહાત્મ્ય શું છે. તે હું જાણતો નથી.' આમ વિચારતાં તેનું મહાત્મ્ય જાણવાની શતાનિક રાજાને ઇચ્છા થવાથી તેના સેવકો રત્નની પરીક્ષા કરનારા ઝવેરીઓને બોલાવી લાવ્યા. અને તે ઝવેરીઓને રાજાએ પૂછ્યું; 'અમારા પૂર્વજોથી ઘણા દ્રવ્યવડે આ મણિ યથાવિધિ પૂજાતો હતો. તેથી હું પણ તેની હમેશા પૂજા કરું છું પણ તે મણિના ગુણો શું છે? તે હું જાણતો નથી, તેથી આના ગુણો જે હોય તે કહો!'

શતાનિકે તે બધા મણિપરીક્ષકોને તે મણિના ગુણો પૂછ્યા, પણ તેવા પ્રકારના શાસ્ત્રજ્ઞાનના અભાવથી મણિના

સ્પષ્ટ ગુણો તેઓમાંથી ત્યાં તે સમયે કોઇ કહી શક્યું નહિ. આમ થવાથી રાજાએ નોકરોદ્વારા એવો પડહ વગડાવ્યો; 'નિપુણ પુરૂષોમાં અગ્રેસર એવો જે કોઈ પુરૂષ આ શ્રેષ્ઠ મણિના પ્રત્યક્ષ અને પરોક્ષ જે કાંઇ ગુણો હોય તે પ્રગટ કરશે તેને સત્ય પ્રતિજ્ઞાવાળો રાજા પાંચસો ગામ, પાંચસો હાથી અને પાંચસો અશ્વો આપશે અને પોતાની સૌભાગ્યમંજરી નામની પુત્રી પરણાવશે.'

રાજાની આ આજ્ઞા થવાથી દરેક મોટા રસ્તા અને માર્ગો ઉપર પરીક્ષકને શોધવા માટે ઉપરોક્ત પડહ વગાડતા રાજાના માણસો ભમવા લાગ્યા. તે સમયે ધન્યકુમાર કૌશાંબીમા પ્રવેશ કરતો હતો. પડહના વગાડનારાઓના પડહને સાંભળીને ધન્યકુમાર તેઓની પાસે આવીને બોલ્યો; 'હે પડહ વગાડનારાઓ! હવે તમે પડહ વગાડશો નહિ. હુ રાજસભામાં જઈને મણિના ગુણોને પ્રગટ કરીશ. આ રીતે પડહ વગડાતો અટકાવીને પરીક્ષકોમાં શિરોમણિ ધન્યકુમાર પડહવાદકોની સાથે શતાનિક રાજાની સભામા આવ્યો અને રાજાને નમીને યથાયોગ્ય સ્થાને તે બેઠો.

શતાનિક મહારાજા પણ તેનું સૌભાગ્ય, કાન્તિ, રૂપ અને સુંદર આકાર વગેરે જોઇને બહુમાનપૂર્વક કુશળક્ષેમ પૂછીને તેને કહેવા લાગ્યો, 'હે બુદ્ધિના ભંડાર! આ રત્નની પરીક્ષા કરો અને તેના જે ગુણો હોય તે સ્પષ્ટ બતાવો.' રાજાનો આદેશ મળવાથી ધન્યકુમાર તે મણિને હાથમાં લઇને શાસ્ત્રાભ્યાસવડે રત્ન પરીક્ષામાં કુશળ થયેલ હોવાથી તેના ગુણો જાણીને વિનયપૂર્વક રાજાને કહેવા લાગ્યો,

'મહારાજ ! ચિત્તમાં વિસ્મય કરાવે તેવો આ મણિનો પ્રભાવ છે, હું આપને તે કહી સંભળાવું છું. હે સ્વામિન્ ! આ મણિને જે કોઇ માણસ મસ્તક ઉપર ધારણ કરે તે માણસનો હસ્તીઓ જેમ સિંહનો પરાભવ કરી શકતા નથી તેવી રીતે શત્રુઓ પરાભવ કરી શકતા નથી. વળી આ મણિ જે નગરમાં બિરાજતો હોય તે નગરમાં જેવી રીતે સારા રાજાનાં રાજ્યમાં અનીતિઓનો સંભવ રહેતો નથી. તેવી જ રીતે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે કોઈપણ જાતના ઉપદ્રવો તેનાં રાજ્યમાં ઉદ્ભવતા નથી, જે પર્વત ઉપર વરસાદ પડતો હોય તે પર્વતને દાવાનળની ધાસ્તી હોતી નથી, તેવી જ રીતે આ મણિ જે પુરૂષે પોતાના હાથે બધેલ હોય તે માણસને કુષ્ઠાદિક વ્યાધિઓ પરાભવ કરી શકતી નથી. વળી સૂર્યનો ઉદય થતાં અંધકાર જેમ ટકતો નથી, નાશી જાય છે. તેવી જ રીતે આ મણિ જેના કંઠમાં બાધેલ હોય તેને ભૂત-પ્રેતાદિક કોઈ પણ તુચ્છ દેવના ઉત્પાતો થઇ શકતા નથી. હે સ્વામિન્ ! જો કદી મારા કહેવામાં આપને વિશ્વાસ આવતો ન હોય તો એક થાળ આપ અહિં મંગાવો અને સાથે ચોખા મંગાવીને તે થાળ તેનાથી પરિપૂર્ણ ભરાવો. એટલે હું તેની પ્રત્યક્ષ ખાત્રી કરી આપુ.'

ધન્યકુમારે કહેલી આ હકીકત સાંભળીને રાજાએ તરત જ નોકરને એક થાળ લાવવાનો આદેશ કર્યો, એટલે સેવકો ચોખાથી ભરેલો એક થાળ સભામાં લઇ આવ્યા. પછી ધન્યકુમાર બોલ્યો, 'ચોખાને ખાનારા પક્ષીઓને હવે છોડી

મૂકો.' તે રાજાની આજ્ઞાથી સેવકોએ પક્ષીઓને છોડી મૂક્યા. ધન્યકુમારે તે ચોખાના ઢગલા ઉપર તે મણિને રખાવ્યો, તથા અતિ ચપળ એવા પણ સમુદ્રનાં કલ્લોલો જેમ દ્વીપની આસપાસ ફર્યા કરે, તેમ તે પક્ષીઓ તે થાળની આસપાસ ભમવા લાગ્યા. પણ મણિના પ્રભાવથી તે થાળને સ્પર્શવાને જરા પણ સમર્થ થયા નહિ.

થોડા સમય સુધી આ પ્રમાણેનું આશ્ચર્ય બતાવ્યા પછી ધન્યકુમારના આદેશથી ચોખાથી ભરેલા થાળ ઉપર જે મણિ રાખ્યો હતો. તે દૂર કરવામાં આવ્યો, કે તરત જ ફળોનો ઢગલો જેમ વાંદરા ખાઈ જાય તેમ ક્ષણમાત્રમાં તે પક્ષીઓ બધા ચોખાનું ભક્ષણ કરી ગયા; એટલે ધન્ય-કુમારે કહ્યું, 'મહારાજ ! જેવી રીતે આ ચોખાનું આ મણિએ પક્ષીઓથી રક્ષણ કર્યું, તેવી જ રીતે જેની પાસે આ મણિ હોય તેનું શત્રુ, વ્યાધિ, ઉપદ્રવ, ભૂત, પ્રેત તથા અન્ય અનેક તુચ્છ ઉત્પાતોથી અવશ્ય રક્ષણ થાય છે. તે હકીકતની આ દૃષ્ટાંતથી પ્રત્યક્ષ પ્રતીતિ મળે છે.'

શતાનિક રાજા આ સાંભળીને અને આ અદ્ભુત પ્રયોગ પ્રત્યક્ષ જોઈને ચિત્તમાં અતિશય ચમત્કાર પામ્યો અને સમસ્ત લોકોની સમક્ષ મણિનો પ્રભાવ અને ધન્યકુમારની પરીક્ષા કરવાની કુશળતાનું વર્ણન કરવા લાગ્યો અતિ રંજિત ચિત્તવાળા તે રાજાએ સૌભાગ્યમંજરી નામની પોતાની કન્યા ધન્યકુમારને આપી અને વિવાહ કરવા માટે વેવિશાળ નિમિત્તનું

તિલક કર્યું, ત્યારબાદ ઉત્તમ દિવસ અને મુહૂર્તે મોટા મહોત્સવપૂર્વક પોતાની પુત્રીનું ધન્યકુમાર સાથે કૌશાંબીના રાજા શતાનિકે પાણિગ્રહણ કરાવ્યું અને હસ્તમેળાપક વખતે પાંચસો ગામો, અશ્વો અને હાથીઓ આપ્યા.

'શ્વસુરગૃહમાં વાસ કરવો તે અયુક્ત છે' એમ વિચારીને ધન્યકુમારે કૌશાંબીથી બહુ દૂર નહિ એવા નજીકના સ્થળ ઉપર ધન્યપુર નામનું એક શાખાગ્રામ (પરું) વસાવ્યું અને ત્યાં પોતાનો નિવાસ કર્યો. ધન્યપુર ગામ બહુ સુંદર દુકાનોની શ્રેણીથી મનોહર બનાવ્યું હતું. અતિ ઉંચા અને જુદા જુદા પ્રકારના ગોખના સમૂહથી શોભતા ઘરની શ્રેણીઓથી તે દેદીપ્યમાન બનાવવામાં આવ્યુ હતું. જોતાં જ દૃષ્ટિને આકર્ષણ કરે તેવું તે મનોહર હતું. આ ધન્યપુરમાં આવીને ઘણા દેશી અને વિદેશી વ્યાપારીઓએ આનંદથી વિલાસ કર્યો હતો.

આવા સુંદર નગરમાં ઘણા અન્ય વ્યાપારીઓ આવીને વસ્યા હતા. આ ગામમાં ભાડું, કર વગેરે બહુ જ ઓછા હોવાથી વ્યાપારીઓ અને અન્ય રહેવાવાળાઓ ખાસ ખેચાઈને આવ્યા હતા અને અન્યોઅન્યની હરિફાઈથી તરતમા જ આવીને હર્ષપૂર્વક ત્યાં વસ્યા હતા. આ પુરમાં ધન્યકુમારની પ્રભુતા તો નિશ્ચળ થયેલી હતી ઉપરાત વ્યાપારાદિક વ્યવસાયમાં કુશળ હોવાથી ભાગ્યના ભંડાર એવા ધન્યકુમારે મહાપુણ્ય પ્રભાવથી થોડા વખતમા જ કરોડો રૂપિયા મેળવ્યા.

તે નગર અન્ય રાજ્યના ઉપદ્રવથી અને રોગો, વ્યાધિ વગેરે ઉપદ્રવોથી રહિત હતું, તેથી તે નગરમાં વ્યાપારમાં ઘણી સરલતા હતી તથા લાભ ઘણો મળતો હતો. તેથી થોડા વખતમાં જ બહુ મનુષ્યો વસવા આવ્યા. ઘણા મનુષ્યોના નિવાસથી વસતિ વધી જવાના લીધે લોકોને પાણી મળવુ મુશ્કેલ થઇ પડ્યું, તેથી ત્યાં વસનારા લોકો પરસ્પર બોલવા લાગ્યા, 'આ નગરમાં બીજુ તો સુખ છે પણ મોટા જળાશય વિના પાણીની પીડા માટે તેમ નથી.' આવી લોકોક્તિ ચરપુરૂષો પાસેથી સાંભળીને લોકોનાં સુખ માટે ધન્યકુમારે સારા મુહૂર્તે એક મોટું સરોવળ ખોદાવવાનો પ્રારંભ કર્યો સેંકડો કામ કરનારા માણસો સરોવર ખોદવાના ઉદ્યમમાં લાગી ગયા અને તેની ઉપર દેખરેખ રાખનારા રાજસેવકો તાકીદે ખોદવા માટે તેમને પ્રેરણા કરવા લાગ્યા.

આ બાજુ ધન્યકુમાર પોતાનાં વડિલભાઇઓનાં કલહથી તથા ઈર્ષ્યાભાવથી કંટાળી જઈને રાજગૃહીનગરીને ત્યજી ઘેરથી નીકળ્યો ત્યારથી જ સૂર્ય અસ્ત થતાં દિવસની શોભા ચાલી જાય તેમ કુટુંબની સમસ્ત લક્ષ્મી પણ ત્વરાથી ચાલી ગઇ. એટલે તેનું ઘર બધુ લક્ષ્મી રહિત શોભા વિનાનું થઇ ગયું. ધન્યકુમારના ચાલ્યા ગયાની તથા લક્ષ્મીનો નાશ થયાની હકીકત રાજગૃહીના સ્વામી શ્રેણિક મહારાજે સાંભળી, એટલે તેઓ બહુ કોપાકુલ થયા અને રાજસભામાં સભ્યોને કહેવા લાગ્યા,

'અરે સભાજનો ! દુષ્ટ લોકોની દુષ્ટતા તો જુઓ ! મારા જમાઇ ધન્યકુમાર તેના ત્રણ ભાઇઓની સહાય વગર જ આટલી મોટાઇ અને પ્રૌઢતા પામ્ય હતા, છતાં તે દુષ્ટ વડિલ ભાઈઓએ કલહ, ઇર્ષ્યા અને કુટીલતા કરીને તેને અતિશય ખેદ પમાડયો; એટલે 'કલેશકારી સ્થાન દૂરથી જ છોડી દેવું તે સજ્જનનું ભૂષણ છે.' આ શાસ્ત્રપ્રસિદ્ધ ઉક્તિનો આશ્રય લઈને ધન્યકુમાર કોઈ દૂર દેશમાં ચાલ્યા ગયા છે, તેમના કશા સમાચાર નથી મહાપુરૂષો વિરોધવાળા સ્થાનમાં રહેતા જ નથી. આ તેના બધુઓ મહાપાપી છે અને કોઇ પણ પ્રકારના અધિકારને યોગ્ય નથી.' આમ કહીને સજ્જનોનું પાલન કરવું અને દુષ્ટોનો દંડ કરવો તે રાજનીતિને સંભારીને તેમને અમુક વખત કારાગૃહમાં રાખી મોટી રકમનો શ્રેણિકે દંડ કર્યો, અને બધા ગામો વગેરે તેમની પાસેથી લઇ લીધા; પછી જેવા આવ્યા હતા, તેવા નિર્ધન કરીને તેમને છોડી મૂકયા.

આવી રીતે ધન્યકુમારના પિતા ધનસાર તથા વડિલ ભાઇ ધનદેવ આદિ ધન વગરના થઈ ગયા, એટલું જ નહિ પણ ધનની સાથે જાણે કે તેની સ્પર્ધા કરનાર યશ, કીર્તિ કાંતિ વગેરે ગુણો પણ તેમને છોડીને ચાલ્યા ગયા. નામથી ધનસાર પણ ધનરહિત થવાથી અધનસાર મનમાં વિચારવા લાગ્યો, 'પહેલા આજ સ્થળે ઉંચો વ્યાપાર કર્યો, હવે અહિં હલકો ધંધો આપણાથી કેમ થઇ શકશે. ?' આમ મનમા વિચારી તેણે પોતાના પુત્રોને બોલાવીને કહ્યું, 'પુત્રો,

હવે અહીં રહેવું યોગ્ય નથી, તેથી ચાલો આપણે અન્ય દેશમાં જઈએ. દેશાંતરમાં ધનરહિત મનુષ્યોને ઉદર પૂરણાર્થે ભિક્ષાવૃત્તિ કરવી પડે તો પણ દ્રાક્ષ જેવી મીઠી લાગે છે. પરદેશમાં ભિક્ષાવૃત્તિ કરતાં છતા પણ કોઈ માણસ તેને હલકાં વચનો કહેતો નથી પણ ઊલટું કરૂણાવડે કોઈ કોઈ માણસો તેને સહાય કરનારા થાય છે. સ્વદેશમાં તો પગલે પગલે લોકોનાં દુર્વચનો સાંભળીને હૃદય બળે છે. હે પુત્રો ! જેવી રીતે સારા પ્રાસવાળુ તથા સુંદર કંઠવડે બોલાયેલું કાવ્ય પણ જો અર્થશૂન્ય હોય તો તે પ્રશંસાપાત્ર નથી, તેવી જ રીતે સમયોચિત ભાષાના વ્યાપારમાં કુશળ એવો પણ નિર્ધન માણુસ લોકોમાં પ્રશંસાપાત્ર બનતો નથી.'

જીવન નિર્વાહ માટે પરદેશ જવાની ઇચ્છાવાળા ધનસાર શ્રેષ્ઠીએ ત્યાર બાદ સોમશ્રી અને કુસુમશ્રીને તેમના પિતાને ઘેર મોકલી દીધી ત્યાર પછી સુભદ્રા પ્રત્યે આંખમાં અશ્રુ લાવીને ગદ્ગદ્ કંઠે તેણે કહ્યું. 'તું પણ ગોભદ્ર શ્રેષ્ઠીને ઘેર જા, અમારા પ્રબળ દુષ્કર્મના ઉદયથી ભાગ્યના એક ભંડારરૂપ પુત્ર કોઇ સ્થળે ચાલ્યો ગયો છે, અને તેના સાથે સંપદા ચાલી ગઈ છે અહીં રહેવાથી અમે કુટુંબનો નિર્વાહ કરવાને અસમર્થ છીએ, તેથી અમે તો હવે દેશાંતરમાં જઈશું. દેશાંતરમાં નિર્ધનને, ચોક્કસ સ્થળ વિનાના પુરૂષને, ઓળખાણ વિનાનાને અને સ્થાનભ્રષ્ટ થયેલાને કઈ કઇ વિપત્તિ પડતી નથી ? અનેક પ્રકારની

વિપત્તિ પડે છે. તું અતિશય સુકોમળ છો, સુખની લીલા-માં જ ઉછરેલી છો, દુઃખોની વાત માત્ર પણ જાણતી નથી, તેથી હે પુત્રી! તુ સુખોથી ભરેલા તારા પિતા ગોભદ્ર શ્રેષ્ઠીનાં ઘેર જા. જ્યારે અમને ભાગ્યશાળી એવા તારા પતિનો સંગમ થશે, ત્યારે તને આમંત્રણ કરીને બોલાવીશું'

પોતાના શ્વસુર ધનસાર શ્રેષ્ઠીનાં કથનને સાંભળીને સુભદ્રા બોલી, 'સસરાજી! આપના જેવા વયોવૃધ્ધ, કુલપાલનમાં તત્પર, કુટુંબની ચિંતામાં જ લીન થયેલા, સર્વની ઉપર મીઠી દૃષ્ટિવાળા અને અમારૂં દુ ખ જોવાને અસમર્થ એવા આપને તો આ પ્રમાણે કહેવું યોગ્ય છે. પરંતુ હું તો શિયળરૂપ શસ્ત્રની સહાય લઈને આપની સાથે જ આવવા ઇચ્છું છુ, કારણ કે વિપત્તિ સમયે પણ સતીને તો પતિના ઘેર રહેવું તે જ યોગ્ય છે.' વળી જ્યારે સંપૂર્ણ લક્ષ્મી અને અક્ષય સુખ હોય ત્યારે પણ સ્ત્રીઓને મહોત્સવાદિકના કારણને ઉદ્દેશીને જ પિતાનાં ઘેર જવું યોગ્ય છે કારણ વગર નકામા પિતાનાં ઘેર જવામાં દૂષણ રહેલુ છે. આમ હોવાથી વિપત્તિના સમયમાં તો શ્વસુરગૃહે રહેવુ તે જ શ્રેષ્ઠ છે. તેથી હે વડિલ! એક સ્થળે અગર મુસાફરીમાં, સંપત્તિમાં અગર આપત્તિમાં, સુખમાં અથવા તો દુઃખમાં કાયાની સાથે છાયાની જેમ ઉત્તમ રીતે શીલ પાળવાપૂર્વક શ્વસુરગૃહને હું તો કદિ પણ છોડીશ નહિ જ્યાં આપ વડીલો રહેશો ત્યાં હું પણ આપની સાથે જ આપની છાયાની જેમ રહીશ એવો મેં નિશ્ચય કર્યો છે.'

પોતાની શાણી સુશીલ પુત્રવધૂ સુભદ્રાનાં આવાં સુંદર વચનોને સાંભળીને ધનસાર શ્રેષ્ઠી આનંદિત થઇને બોલ્યા; 'પતિવ્રતા! તેં ખરેખર સત્ય કહ્યું છે. તું તે પુરુષોત્તમ ધન્યની ખરેખરી સાચી પત્ની છો. તારા આવા પાતિવ્રત્યના ધર્મમય વિચારથી સાચે જ સારૂં જ થશે. એવો મને નિર્ણય થયો છે.' ત્યાર પછી ધનસાર શેઠ તેની શીલવતી પત્ની, સુભદ્રા, ત્રણ પુત્રો અને ત્રણે પુત્રની પત્નીઓ કુલ આઠ જણ સહિત જેમ જીવ આઠ કર્મ સહિત શરીરમાંથી નીકળે તેમ રાજગૃહીથી નીકળ્યો. માર્ગમાં સર્વ સ્થળે મજુરી વગેરે કરીને આજીવિકા કરતા તથા ઘણા દેશ અને નગરોમાં ફરતાં અનુક્રમે તેઓ કૌશામ્બીમાં આવ્યા; કહ્યું છે કે; 'યતિઓ, યાચકો અને નિર્ધનો વાયુની જેમ એક સ્થળે રહેતા નથી, રહી શકતા નથી.'

મોટી નગરી કૌશાંબીને જોઇને અહીં તહીં સર્વત્ર તેઓ ભમવા લાગ્યા. ફરતાં ફરતાં કોઇ સજ્જન પુરૂષને દેખીને ધનસારે તે પુરૂષને પૂછ્યું કે, 'હે ભાઈ! આ નગરમાં પૈસાવાળા શ્રીમંતો, મધ્યમ સ્થિતિવાળાઓ તથા નિર્ધન મનુષ્યો કેવી રીતે રહે છે? કેવી રીતે પોતાની આજીવિકા ચલાવે છે?'

ત્યારે તે માણસે કહ્યું, 'ભાઇ આ નગરમાં જે શ્રીમંતો છે, તેઓ પોતાની મૂડીથી વ્યવસાય-વ્યાપાર કરે છે, કારણ કે પ્રકાશવાળા દીવાને પ્રકાશ માટે અન્ય દીવાની જરૂર પડતી નથી. શ્રીમંતોથી કયા કયા વ્યાપારો થતા

નથી ? તેઓ તો નાણાવટીનો અનાજ વેચવાનો, ઘીનો, સોનીનો, મણિયારનો, તારનો, હીરનો, તંબુળાદિકનો, તેલનો સોપારી વગેરેનો, રેશમી વસ્ત્રોનો, કપાસીઆનો, દોશીવટનો (કાપડનો) મણિ વગેરે રત્નનો. સુવર્ણચાંદીનો, કરિયાણાનો, વહાણનો, ગંધિયાણાનો, સુગંધી તેલાદિકનો વગેરે સર્વ પ્રકારનો વ્યપાર કરે છે. જેઓની પાસે વિશેષ પૈસા નથી હોતા. તેઓ મોટા શ્રીમંત શ્રેષ્ઠીઓ પાસેથી રૂપિયા વ્યાજે લાવીને વ્યાપારાદિક કરીને પોતાનો નિર્વાહ કરે છે. જે જે વ્યાપારમાં કુશળ હોય છે. તે તે પ્રકારનો વ્યાપાર કરીને સુખ પૂર્વક પોતાનો નિર્વાહ કરે છે જેવી રીતે નદીના તટ ઉપર રહેલા અરઘટ્ટો (રેંટો) નદીના પ્રવાહના જળ ઉપર જીવે છે અને પોતાની પ્રવૃત્તિ કરે છે, તેવી રીતે એવા વ્યાપારીઓ બીજાના દ્રવ્યવડે વ્યાપાર કરીને પોતાનો નિર્વાહ ચલાવે છે. જેઓ અત્યંત નિર્ધન છે અને ઉદરનિર્વાહ મુશ્કેલીથી કરી શકે છે, તેઓ એક ધનવાન શ્રેષ્ઠી જાણે દરિદ્રલોકોનાં દરિદ્રયને ખોદાવી દૂર કરતા હોય તેમ હાલમા ધન્યપુરમાં એક મોટું સરોવર ખોદાવે છે, ત્યાં મજુરી કરીને આજીવિકા ચલાવે છે. ત્યાં તળાવ ખોદનારાઓની મજુરીની વ્યવસ્થા આ મુજબ કરેલી છે; ત્યાં કામ કરનાર સ્ત્રીઓને હંમેશાં એક દીનાર નાણું અપાય છે, અને કામ કરનારા પુરૂષોને બે દીનાર ઉપરાંત બે વખત તેઓને તેલ, મસાલા સહિત ઇચ્છિત ભોજન અપાય છે, આમ હોવાથી જેઓ નિર્ધન છે અને મજુરી કરનારા છે, તેઓ આ તળાવ ખોદવાના કાર્યથી સુખે આજીવિકા ચલાવે છે.'

નગરના નિવાસી પાસેથી આ હકીકત સાંભળીને ધનસાર શ્રેષ્ઠી બહુ હર્ષિત થયો. પછી પોતાના સર્વ પરિવાર સહિત ધનસાર શ્રેષ્ઠીએ ત્યાં જઇને તળાવ ખોદનારા ઉપરી અધિકારીને વિનયપૂર્વક નમસ્કાર કરી પોતાને તથા પોતાના પરિવારને આજીવિકા ચલાવવા માટે ત્યાં કામ કરવા સારૂ રાખવા વિનતિ કરી.

તે મોટો અધિકારી બોલ્યો; 'હે વૃદ્ધ! અમારા સ્વામીના પુણ્યપ્રભાવથી આ સર્વ કામ કરનારા મજુરો સરોવર ખોદવાનું કાર્ય કરવાવડે સુખે આજીવિકા ચલાવે છે. તું તારા કુટુંબ સહિત તળાવ ખોદવાનો ઉદ્યમ કર અને તે દ્વારા પૈસા મેળવીને સુખેથી કાળ વ્યતીત કરી કુટુંબનો નિર્વાહ કર.' તેની અનુજ્ઞા મળવાથી આખા કુટુંબ સહિત ધનસાર શેઠ તળાવ ખોદવાના ઉદ્યમમાં પ્રવર્ત્યા, તેઓ બધા હમેશાં મજુરી લઇને નજીકમાં કરેલા ઝુંપડાઓમાં રહી સુખેથી ઉદરપૂર્તિ કરવા લાગ્યા.

પોતાના પૂર્વકૃત કર્મના ઉદયને વશવર્તી થયેલા જીવો આ ન પૂરી શકાય તેવો પેટનો ખાડો પૂરવા માટે શું શું કાર્યો કરતા નથી? તેથી જ વિવેકી જીવોએ આ સંસારમાં પ્રતિક્ષણે કર્મબંધની ચિંતા કરવાની છે. એક ક્ષણ તે ભૂલવું નહિ.

આ રીતે કેટલોક કાળ વ્યતીત થયો.

એક દિવસ બપોરના સમયે સંપદાથી પરિપૂર્ણ હોવાને લીધે હર્ષિત એવા લોકોથી પરિવરેલા, મંત્રી તથા સામં-

તાદિકથી ઘેરાયેલા, પાયદળ, હસ્તી અને ઘોડાઓના સમૂહ સહિત, ઉત્સાહપૂર્વક જેનું ભાટચારણો ગુણવર્ણન કરી રહ્યા છે, તાપ નિવારવા જેની પાછળ સુવર્ણ દંડવાળું છત્ર ધારણ કરાયેલ છે, ઉત્તમ દેદીપ્યમાન સુવર્ણ સરખી કાંતિવાળા, જુદી જુદી જાતના રત્નાલકારોથી મનોહર લાગતા, દેદીપ્યમાન દિવ્ય ઔષધિની માફક જેનું શરીર બહુ તેજ-વંત હોવાથી મેરૂપર્વત જેવા લાગતા, 'ઘણું જીવો, આનંદ પામો, જયવંતા રહો.' એવી બિરૂદાવળી બોલતા બંદિ-વાનોના સમૂહને તેમના જીવન પર્યંત ચાલી શકે તેટલું દ્રવ્ય દાનમાં આપતા તેમજ જે મોટું તળાવ પોતાના તરફથી ખોદાતું હતુ તેને જોવાને માટે કૌતુકથી ઉલ્લસિત થયેલા ચક્ષુવાળા ધન્યકુમાર તે તળાવ પાસે આવ્યા.

તે અવસરે તળાવનું કામ કરનારા મજુરો તેમને જોઈને હર્ષપૂર્વક નમન કરવા લાગ્યા. ત્યાં સર્વનાં પ્રણામ સ્વી-કારીને એકાંત સ્થળમાં અશોક તરૂની છાયામાં રાજાને યોગ્ય સિંહાસન સેવકોએ પ્રથમથી જ મૂકેલ હતું, તે સ્થળે ધન્યકુમાર બેઠા. થોડીવાર ત્યાં બેસી વિસામો લઇને સર્વે મજુરોની ખોદવાની પ્રવૃત્તિને તેઓ જાતે ચોકકસાઈ પૂર્વક જોવા લાગ્યા. જોતાં જોતાં એક સ્થળે મજુરી કરવાથી ક્લેશ પામેલા પોતાના આખા કુટુંબને જોઇને ધન્યકુમાર મનમાં બહુ આશ્ચર્ય પામ્યા.

તેમને વિચાર થયો કે, 'અહો ! કર્મની રેખા દેવતા-ઓથી પણ ઉલ્લંઘી શકાતી નથી. જો સૂર્ય કદાચ પશ્ચિમ

દિશામાં ઉગે, મેરૂ પર્વત ચલાયમાન થાય. અગ્નિ શીતળ ગુણવાળો થઇ જાય, કમળ પુષ્પો પર્વતના અગ્રભાગે શિલા ઉપર ઉગે તો પણ ભાવિ જે કર્મરેખા હોય તે કોઇ પણ રીતે ફરતી નથી. અહો! આ મારા મા-બાપ, આ ભાઇઓ, આ ભાભીઓ, આ મારી પત્ની, આ મારૂં આખું કુટુંબ અહીં આવેલ છે. ખરેખર કેવી અસંભાવ્ય, ન કલ્પી શકાય તેવી દુર્દશા ભાગ્યયોગે પ્રાપ્ત થઇ છે. આ શાલિભદ્રની બહેન મારી પત્ની સુભદ્રા પણ માટી વહન કરે છે. અથવા તો કર્મની અતિ વિચિત્ર છે, સર્વજ્ઞનું આ વચન કોઈ દિવસ મિથ્યા થતું નથી.'

આવો વિચાર કરીને પોતાના પિતાને બોલાવી ધન્યકુમારે તેમને કહ્યું; 'તમે નવા આવ્યા જણાઓ છો? કયાંથી આવ્યા છો? તમારી કઇ જાતિ છે? આ સર્વ સ્ત્રી પુરૂષોને તમારી સાથે શું સંબંધ છે?' આમ જ્યારે ધન્યકુમારે પૂછયું, ત્યારે પ્રબળ પુણ્ય ઉદયથી તથા વિવિધ પ્રકારના રત્નના અને સુવર્ણનાં અલંકારોની કાંતિથી જેનાં શરીરનું સ્વરૂપ ફરી ગયું છે, તેવા ધન્યકુમારને પોતાનો પુત્ર હોવા છતાં ધનસારે ઓળખ્યા નહિ તેથી પોતાની જાતિ, કુળ, વંશ વગેરે ગોપવીને અવસરે ઉચિત એવો જેમ તેમ ઉત્તર આપતાં તેણે કહ્યું; 'હે સ્વામીન્! અમે પરદેશથી આવેલ છીએ તદ્દન નિર્ધન છીએ, અમે આજીવિકાનો માર્ગ શોધતા હતા, તેવામાં આ તમારા ગામમાં આવતાં આ પરોપકારી વ્યવસાય સાંભળીને ઘણાં દિવસથી અમે અહીં

રહ્યા છીએ. અને તમારા પ્રતાપથી સુખપૂર્વક આજીવિકા ચલાવીએ છીએ. હમેશાં પ્રભાતમાં ઉઠીને આપને આશીર્વાદ આપીએ છીએ, કે, 'ઘણું જીવો, ઘણો આનંદ પામો અને લાંબા વખત સુધી પૃથ્વીનું રક્ષણ કરો.' કારણ કે અમારા જેવાને તો તમે જ જંગમ કલ્પવૃક્ષ છો. આ રીતે મીઠાં વચનો બોલી નમસ્કાર કરીને ધનસાર શ્રેષ્ઠી એક બાજુ ઉભો રહ્યા.

પિતાનાં આવાં મીઠાં વચનો સાંભળી ધન્યકુમાર વિચારવા લાગ્યા; 'અહો ! જુઓ ધનનો ક્ષય થતાં મતિનો વિભ્રમ પણ કેવો થઈ જાય છે? બાળપણથી ઉછેરીને મોટા કરેલા પોતાના પુત્રને પણ તેઓ ઓળખતા નથી. કહ્યું છે કે; ધનનો ક્ષય થતાં તેજ, લજ્જા, મતિ, માન તે સર્વનો પણ નાશ થાય છે; જેવી રીતે મતિમૂઢ થયેલા પશુઓ સાથે ધુંસરીમાં જોડાયા છતાં પોતાના પુત્રને પણ ઓળખતા નથી. તેવીજ રીતે આ મારા પિતાજી પણ સમૃદ્ધિવાન થયેલા મને પિછાણી શકતા નથી. વળી હમણાં દારિદ્રયના પ્રભાવથી લજ્જા પામેલા આ સર્વે પોતાના વંશાદિકને પણ ગોપવે છે. તેજહીન થયેલા તારાઓ દિવસે શું પોતાની જાતિને પ્રગટ કરી શકે છે ? તેથી હમણાં હું પણ તેમને મારી જાતિ વગેરેની ઓળખાણ આપીશ નહિ, સમય આવે જ ઓળખાણ આપીશ. કારણ કે પથ્ય ભોજન પણ અકાળે લેવાથી રોગીને વિકાર કરનાર થાય છે.' આમ વિચારીને મૌન ધારણ કરી કાંઈક સ્નેહ તો દેખાડવો એમ વિચાર કરીને ત્યાં તે કાર્યમાં રહેલા

અધિકારી પુરૂષને ધન્યકુમારે કહ્યું; 'આ પુરૂષ વૃદ્ધ અવસ્થાના કારણે જર્જરિત થઇ રહેલા છે; તેથી તેમને ભોજનમાં તેલ ઠીક નહિં રહે તેથી એમને ઘી આપજો.' આવો આદેશ મળતાં ધનસારે 'બહુ મોટી મહેરબાની કરી.' તેમ કહીને પુન પુનઃ પ્રણામ કર્યાં.

તે વખતે સાથે કામ કરનાર બધા મજુરો તે ધનસારને કહેવા લાગ્યા; 'હે વૃદ્ધ! તારા ઉપર આપણા સ્વામીની બહુ મોટી કૃપા દેખાય છે, કે જેથી તેમણે તેલને બદલે તને ઘી આપવાનો આદેશ કર્યો, પણ તું એકલો ઘીયુકત ભોજન કેમ કરીશ? એ કાંઇ સારૂં દેખાશે નહિ, કારણ કે ઉત્તમ પુરૂષોને પંક્તિભેદ કરીને ભોજન કરવું તે સારૂં દેખાતું નથી. તેથી તું સ્વામીને અમારા સર્વની તરફથી વિનંતિ કર કે જેથી અમો સર્વને પણ ઘીનો આદેશ મળે!'

આ પ્રમાણે સર્વેએ ધનસારને કહ્યું; તેથી તે ફરીથી ધન્યકુમારને પ્રણામ કરીને વિનતિ કરવા લાગ્યો; 'સ્વામીન્ હું એકલો ઘી ખાઉં તે સારૂં નહિ દેખાય, તેથી મારી સાથેના બધા કામ કરનારાઓને પણ ઘી આપવામાં આવે તેવો આદેશ કરો તો ઠીક, આપના જેવા દાનેશ્વરીઓ પંક્તિભેદ કરે તે સારૂં નહિ દેખાય, તેથી આટલી કૃપા જરૂર કરો! આટલું કરવાથી મારા ઉપરની આપની કૃપા વિશેષ પ્રશંસાપાત્ર થશે.'

'પિતાનું વચન પ્રમાણ કરવું જોઈએ' તેવો વિચાર

રીતે અતિશય વિનયવાળા ધન્યકુમારે સર્વ મજુરોને ઘી આપવાનો આદેશ કર્યો. આ આદેશને સાંભળીને સર્વ મજુરો બહુ જ સંતોષ પામ્યા, અને તે બધા ધનસારની પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે હકીકત બન્યા પછી ધન્યકુમાર અતિશય વરસાદ થવાથી વૃક્ષો જેમ ઉલ્લસાયમાન થાય તેવી જ રીતે ભોજનમાં ઘી આપવાના રસવડે પોતાના મજુરોને ઉલ્લસાયમાન કરીને જે રસ્તે આવ્યા હતા, તે રસ્તે પાછા સ્વસ્થાને ગયા.

બીજે દિવસે વનમાં વૃક્ષોને નવપલ્લવિત કરવાને જેવી રીતે વસંતઋતુ આવે તેવી રીતે પોતાના પિતા વગેરેને સત્કારવા માટે ધન્યકુમાર ફરીથી પણ તે તળાવ ખોદાતું હતું, ત્યાં આવ્યા આગલા દિવસની જેમ જ ધનસાર શ્રેષ્ઠી અને અન્ય સર્વ મજુરોએ પ્રણામાદિક ઉચિત વિનયાદિ કર્યું.

ધન્યકુમારે પણ એક સ્થળે વૃક્ષની નીચે બેસીને તે વૃદ્ધને બોલાવ્યા અને તેને પૂછયું; 'આ ત્રણ તમારા પુત્રો અને તેમની સ્ત્રીઓ હમેશા મજુરી કરે છે, અને સરોવર ખોદવાનો ઉદ્યમ કરીને કલેશ પામે છે,' 'પણ તમે તો હવે વૃદ્ધ થઇ ગયા છો, છતાં પણ હજુ સુધી આવી મજુરી કરીને કેમ શ્રમિત થાઓ છો? આ તમારા દીકરા કેવા છે કે જે તમને આવું દુઃખ ઉત્પન્ન કરનારી મજુરીનાં કાર્યમાંથી નિવારતા નથી?'

આ સાંભળી ધનસાર બોલ્યો; 'સ્વામીન્! અમે તદ્દન

નિર્ધન અને નિરાધાર છીએ, કાંઈક પુણ્યના યોગે આ રળવાનો ઉદ્યમ મળ્યો છે, તેથી લોભથી પરાભૂત થઇને, એક રોજી વધારે મળે તો સારૂં, તેવા લોભથી વૃધ્ધાવસ્થામાં પણ હું મજુરી કરૂં છું. દારિદ્રયરૂપી તાપના નિવારણમાં મેઘસદૃશ આપના જેવા વારંવાર કયાં મળે છે? આ અવસરે જે કાંઇ ધન મળશે અને સુઝી થશે તે ભવિષ્યમાં વ્યાપારાદિક કાર્યમાં ઉપયોગમાં આવશે; આવા વિચારથી શરીરની દરકાર કર્યા વગર હું પણ મજુરી કરૂં છુ' ધન્યકુમારે આ સાભળીને જરા હસી સર્વ મજુરો તથા તે સ્થળના અધિકારીને ઉદ્દેશીને તે સમયે આદેશ કર્યો, 'જુઓ ! આ વૃદ્ધ પુરૂષ વૃધ્ધાવસ્થાથી જીર્ણ થઇ ગયેલ છે તે ખોદવાની મજુરી કરી શકે તેમ નથી, આમ મને લાગવાથી મને તેના ઉપર દયા આવે છે, તેથી આજથી આ ડોસા પાસે કોઇએ કાંઇ પણ મજુરી કરાવવી નહિ, અને રોજી તો બધાયની જેમ સરખી આપવી.'

'સ્વામીનું વચન પ્રમાણ છે.' એમ કહીને સર્વેએ તેમને પ્રણામ કર્યા. આ મુજબ વ્યવસ્થા કરીને ધન્યકુમાર ઘેર ગયા ત્યાર પછી સર્વે મજુરો એકઠા થઇને પરસ્પર કહેવા લાગ્યા; 'આ વૃધ્ધ ખરેખર પુણ્યશાળી લાગે છે. તેની મજુરી મૂકાવી દીધી'

ત્રીજે દિવસે પણ ધન્યકુમાર ત્યાં આવ્યા અને તેજ વૃક્ષની નીચે સિંહાસન ઉપર બેઠા. કેટલોક વખત ગયો એટલે પ્રથમથી સંકેતપૂર્વક કહી રાખેલા પુરૂષોએ દ્રાક્ષ,

અખોડ, ખજુર વગેરે ખાદ્ય વસ્તુઓ ધન્યકુમાર પાસે લાવીને મૂકી ધનસાર તો ધન્યકુમારનાં આગમન વખતે પહેલેથી ત્યાં આવેલ હતા, અને પ્રણામ કરીને પાસે ઉભો રહ્યો હતો. ધન્યકુમારે તે વૃદ્ધને બોલાવ્યા અને કહ્યું કે, 'આ દ્રાક્ષાદિક ખાદ્ય પદાર્થો તમે ગ્રહણ કરો, કારણ કે વૃદ્ધ પુરૂષને આવી કોમળ વસ્તુઓ જ ખાવી ઠીક પડે છે; લોકોમાં બાલ્યાવસ્થા અને વૃધ્ધાવસ્થા સરખી કહેવાય છે.'

ધન્યકુમારે આ પ્રમાણે કહેવાથી 'જેવો આપનો આદેશ.' તેમ કહીને ધનસારે સર્વ મજુરો તરફ દષ્ટિ કરીઃ ત્યારે ધન્યકુમાર હસીને બોલ્યા; 'શુ આ પદાર્થો આ સર્વેને આપવાની તમારી ઇચ્છા છે? વૃધ્ધ પુરૂષને તે વાત યોગ્ય જ છે. જે બધા એકઠા રહેલા હોય તે સર્વને આપ્યા પછી જ લેવું. તે ઉત્તમ કુળની નીતિ છે.' આમ કહીને સર્વની વચ્ચે ધનસારનું ઉત્તમ કુળ જણાવ્યું. ત્યારપછી સર્વે મજુરોને, અને ખાસ કરીને વૃદ્ધ મજુરોને તે સૂકો મેવો આપ્યો; અને તેની ઉપર સર્વેને તાંબૂળાદિ આપીને ધન્યકુમાર પોતાનાં ઘેર ગયા.

પુણ્યવંત પુરૂષોને ઉચિત એવો મેવો ખાવાને મળવાથી આનંદ પામેલા મજુરો એક બીજાને પરસ્પર કહેવા લાગ્યા કે; 'આ વૃદ્ધ માણસ બહુ પુન્યશાળી છે. ઓળખાણ નહિ છતાં પણ રાજા તેને બહુમાન આપે છે, જેવી રીતે મહાદેવની પૂજામાં પોઠીયો પણ પૂજાય છે, તેવી જ રીતે આ વૃદ્ધના પ્રભાવથી પૂર્વે કદિ નહિ ખાધેલ તેવા મેવા

ખાવાનો પણ આપણને પ્રસંગ મળ્યો.' આ રીતે સર્વે મજુરો પણ તે વૃદ્ધની અને તેના સર્વ કુટુંબીઓની આજ્ઞાનુસાર વર્તવા લાગ્યા.

ધન્યકુમાર પણ વૃદ્ધ પિતાની ભક્તિના નિમિત્તે જ હમેશાં ત્યાં આવવા લાગ્યા; અને તેજ સ્થળે વૃક્ષ નીચે બેસીને કોઈ દિવસ બોર, કોઇ દિવસે જાંબુ, કોઈ દિવસ સાકર મિશ્રિત નાળિયેર, કોઇ દિવસે નારંગી, અંજીર, પાકી શેરડીના કકડા, તેનો રસ એમ જુદી જુદી વસ્તુઓ સર્વે મજુરોને અને ખાસ કરીને પોતાના પિતા તે વૃધ્ધ અને તેના પરિવારને સવિશેષ આપવા લાગ્યા.

એક દિવસ ધન્યકુમારે ધનસારને કહ્યું; 'તમારાં વસ્ત્રો તદ્દન જીર્ણ થઈ ગયા દેખાય છે.' ધનસારે પ્રત્યુત્તર આપ્યો કે, 'મહારાજ અમારા જેવા નિર્ધનને વસ્ત્રો નવાં ક્યાંથી હોય? અમને તે ખર્ચ ક્યાંથી પોષાય? વળી મારા એકને માટે લુગડાં કરાવવાથી આખા પરિવારને કપડાં કરાવી આપવાં પડે, તેથી જેમ તેમ જેવા હોય તેવા વસ્ત્રોથી જ ચલાવીએ છીએ.' આવો ઉત્તર સાંભળીને ધન્યકુમારે ધનસાર અને તેના આખા પરિવારના સ્ત્રી પુરૂષને પહેરવા લાયક વસ્ત્રો અપાવ્યા અને સર્વે મજુરોને પણ એકેક વસ્ત્ર અપાવ્યું, તેથી તેઓ પણ બહુ હર્ષ પામ્યા અને તે વૃદ્ધની પ્રશંસા કરવા લાગ્યા.

આ રીતે હમેશા ધનસાર શ્રેષ્ઠીનાં મનને અનુકૂળ એવા તાબૂળ, વસ્ત્ર અને સુખેથી ખાઇ શકાય તેવા પદાર્થો

આપીને ધન્યકુમાર તેમનો સત્કાર કરતા હતા. અન્ય મજુરોને પણ યથાયોગ્ય આપતા હતા અને ભાઇ ભોજાઈ વગેરેનોય સત્કાર કરતા હતા છતાં તેમનાં કુટુંબમાંથી ધન્યકુમારના પુણ્યનો પ્રભાવ વધી જવાથી કોઈ તેમને ઓળખી શકતુ નહોતું.



## ૨૭ : શતાનિકના રાજદ્વારે

એક દિવસે ધન્યકુમારે વૃદ્ધને કહ્યું કે; 'હવે ઉનાળાની ઋતુ આવે છે, તમારી ઉમ્મર વૃદ્ધ થઇ છે, દિવસ પૂર્ણ થતા ચક્રવાક પક્ષીની જેમ છાશના અભાવથી તમને રાત્રીઅંધપણું પ્રાપ્ત થશે.' તે સાંભળી ધનસાર શ્રેષ્ઠી બોલ્યા 'હું પણ તે વાત જાણું છું; પરંતુ અમારી પાસે ગાય વગેરે ઢોર નથી, તેથી અમને છાશ કેવી રીતે મળે ? ગાય વગેરેનું રક્ષણ કરવામાં ખર્ચ પણ બહુ થાય છે, તેથી નિર્ધનનો મનોરથ તો અંતરમાં જ સમાઇ જાય છે'

ધન્યકુમારે કહ્યું; 'આવું દીન વચન તમારે બોલવું નહિ. મારે ઘેર ગાય વગેરે ઢોરોનું મોટું ટોળુ છે અને દૂધ વગેરે પુષ્કળ થાય છે, તેથી છાશ પણ ઘણી થાય છે; માટે હે વૃદ્ધ ! તમારે હંમેશાં મારા ઘેરથી છાશ

મંગાવવી. મોટા માણુસોને પણ છાશ લેવા જવામાં લઘુતા દેખાતી નથી. તેમ લોકમાં પણ કહેવત છે. તેથી હંમેશાં તમારી પુત્રવધૂઓને મારે ઘેર છાશ લેવાને માટે મોકલજો. મારા ઘરને તમારૂં ઘર છે, તેમજ ગણજો. કાંઇ પણ અંતર ગણશો નહિ.'

આ સાંભળીને મોટી કૃપા થઈ તેમ કહી ધનસાર પોતાના પુત્ર પણ અત્યારે સ્વામી એવા ધન્યકુમારને ખુશ કરનારાં મીઠાં વચનો બોલવા લાગ્યા. સંસારમાં ચાર પ્રસંગો માનવોને ધિક્કારના ગણાય છે. તે આ પ્રમાણે; દરિદ્રતા, મૂર્ખતા, પરાવલંબી આજીવિકા અને ક્ષુધાથી પેટનું દુર્બળ થવાપણું એ ચાર ધિક્કારનાં કારણો છે જે કોઈ અતિ સ્વચ્છ અંતઃકરણવાળો મહાપુરૂષ હોય તે પણ ક્ષુધાથી દુર્બળ થાય છે, ત્યારે બીજાનું આધીનપણું શોધે છે.

ત્યાર પછી ધન્યકુમાર સર્વ મજુરોને અને પિતા, બંધુ વગેરેને સવિશેષ સત્કારીને દેવના નિર્દયપણાને અંતઃકરણમાં નિંદતા પોતાના આવાસે આવ્યા. તેમના ગયા પછી બધા મજુરો ધનસારને કહેવા લાગ્યા કે, 'અહો! તમારાં સાનિધ્યથી અમે પણ બહુ સુખી થયા છીએ કહ્યું છે કે, 'સારા માણુસોનો પરિચય લાભદાયી બને છે.'

બીજા દિવસથી ધનસારની આજ્ઞાથી પુત્રવધૂઓ વારાફરતી જળ લેવાને વાદળીઓ જેવી રીતે સમુદ્ર પાસે જાય તેમ છાશ લેવાને માટે ધન્યકુમારનાં ઘેર જવા લાગી. ધન્યકુમારની આજ્ઞાથી તેમના પત્ની સૌભાગ્યમંજરી તેમને હંમેશાં છાશ આપતી હતી. ભરથા-

રને વશ થયેલ ઓનુ તેજ કર્તવ્ય છે.

એકદા ધન્યકુમારે સૌભાગ્યમંજરીને કહ્યું કે 'પ્રિયે ! ત્રણે વહુઓને તારે સજ્જનનાં અંતઃકરણની જેવી સ્વચ્છ, નિર્મળ છાશ દેવી, બહુ જાડી આપવી નહિ, પણ જે દિવસે નાની વહુ છાશ લેવા આવે, તે દિવસે તેને જાડી છાશ તથા દૂધ આપવું; વળી મધુર વચનોવડે તેની સાથે પ્રીતિ કરવી, તેની સાથે કાંઇ પણ ભેદ ગણવો નહિ.' આ રીતનો પતિનો આદેશ પ્રસન્નચિત્તથી સૌભાગ્યમંજરીએ માથે ચઢાવ્યો. તે દિવસથી સરલ હૃદયથી તેણે પતિના આદેશ પ્રમાણે વર્તન કરવા માંડયું.

જે દિવસે સુભદ્રા છાશ લેવા આવે તે દિવસે તે ખુશી થઈને તેને દુધ છાશ, પકવાન, ખજુર, અખોડ, સીતાફળ વગેરે ખાવાની વસ્તુઓ આપે, મિષ્ટ વચનોથી બોલાવે અને શરીરે કેમ છે ? સારૂં છે ? ઇત્યાદિ શરીરના સુખ-દુઃખનાં સમાચાર પૂછે, સુભદ્રા પણ જુદી જુદી જાતના સુખેથી ખવાય તેવા પદાર્થો ગ્રહણ કરીને તે બધુ પોતાના ઉતારે લઇ જાય અને વૃદ્ધ એવા પોતાના સસરાની આગળ મૂકે. વૃદ્ધ આ પ્રમાણે લાવેલી વસ્તુઓ જોઈને સુભદ્રાની પ્રશંસા કરતા કહે કે, 'રે પુત્રો ! જુઓ, ભાગ્યવાન પુત્રની આ પત્ની પણ કેવી ભાગ્યશાળી છે ? તે પુણ્યવંત પુરૂષોને ઉપભોગમાં લેવા લાયક મેવા મીઠાઈ વગેરે ખાદ્ય પદાર્થો લઈને આવે છે.' જ્યારે બીજા દિવસોએ મોટી વહુઓ જાય અને માત્ર સ્વચ્છ જળની ઉપમા જેવી જ

પાતળી છાશ લઇને આવે ત્યારે ધનસાર કહે કે, 'આમા કાંઇ બીજો વિચાર કરવા જેવો નથી, આ મોટી વહુઓએ કાંઈ લઇ લીધું નથી, અને આ નાની વહુએ કાંઇ આપ્યું કે દીધું નથી, પરંતુ અહીં ભાગ્ય માત્ર જ પ્રમાણભૂત છે નશીબમાં હોય તેજ મળે એવું શાસ્ત્ર વચન સત્ય છે.'

ધનસાર શ્રેષ્ઠી આ રીતે જ્યારે સુભદ્રાની પ્રંશસા કરે છે, તે સાંભળીને ઇર્ષ્યાપૂર્વક મોટી વહુઓ બોલવા લાગી કે, 'આ જર્જરિત ડોસાએ તો અમારી પાસે હંમેશા અમારા દિયરનાં વખાણ કરી કરીને સર્વના સ્નેહમાં ભગ પડાવ્યો અને તેની પાસે ઘર ત્યજાવ્યું, તે તો નાસીને કોઇ દેશાંતરમાં ચાલ્યા ગયા છે, અને તેમના સમાચાર પણ કાંઈ મળતા નથી, હવે આ નાની વહુની પાછળ લાગ્યા છે, તેથી તે ડોસો શું કરશે તેની ખબર પડતી નથી.' આ સાંભળી તેમાંથી એક બોલી 'અરે! આપણા સાસરા તો આ ન્હાની વહુ સુભદ્રાને ભાગ્યશાળી કહીનેજ વારવાર બોલાવે છે; પણ તેનું ભાગ્યશાળીપણુ કેવુ છે તે સાંભળો! હંમેશાં સવારે ઉઠીને તરત જ તે ગધેડીની જેમ માટી વહે છે. સૂર્યાસ્ત સુધી મજુરી કરીને પેટ ભરે છે, અને રાત્રે પતિના વિયોગથી થયેલા દુઃખથી પીડાતી પીડાતી ભૂમિ ઉપર સૂઇ રહે છે. અહો! તેનું આ ભાગ્યશાળીપણુ! આવું ભાગ્યશાળીપણુ તો શત્રુને પણ હશો નહિ!'

આ પ્રમાણે પરસ્પર વિવાદ કરતી અને સુભદ્રાની ઇર્ષા કરતી તે ત્રણે જેઠાણીઓ હૃદયમા મત્સરભાવને

ધરવા લાગી એક દિવસે સવારે છાશ લાવવા માટે ધનસાર શ્રેષ્ઠીએ મોટી વહુને કહ્યું કે: 'રાજમંદિરે જઈને છાશ લઈ આવો! ત્યારે તેણે જવાબ આપ્યો; 'હું કાંઈ છાશ લેવા જવાની નથી. ગઇ કાલે તમે અમને ત્રણેને નિર્ભાગી કહીને સ્થાપેલી છે. તેથી હવે તમારી ડાહી અને ભાગ્યશાળી વહુને જ છાશ લેવા મોકલો! તે છાશ લેવા જશે તો દહીં દૂધ, વગેરે પણ લાવશે' આવાં સાંભળતા સર્વને ખેદ ઉપજે તેવા વચનો તે બોલવા લાગી.

આ સાંભળી ધનસારે કહ્યુ; 'સુભદ્રા! તમે જ છાશ લેવા જાઓ. આ બધી વહુઓ સાચુ કહેતા પણ ઈર્ષાથી બળે છે, પરંતુ તમે તો તમારા મનમાં શાંતિ રાખીને સુખેથી જાઓ અને છાશ લઈ આવો જો સહુ સરખા થાય તો ઘરનો નિર્વાહ ચાલે નહિ.' સસરાજીના આ આદેશને બહુમાનપૂર્વક માથે ચઢાવીને સુભદ્રા છાશ લેવાને ગઇ. તેને આવતી દેખીને સૌભાગ્યમંજરીએ પહેલેથી જ બોલાવી અને કહ્યુ, 'બહેન! આવ, આવ, તું ભલે આવી!' આ પ્રમાણે શિષ્ટાચારપૂર્વક પરસ્પર કુશળ સમાચાર પૂછીને દહીં ખાંડ વગેરે વસ્તુઓ તથા છાશ આપીને તેને વિદાય કરી. સુભદ્રા પણ તે સર્વ વસ્તુઓ લઇને પોતાના આવાસે ગઈ. તે આવી એટલે, ફરીથી પણ વૃધ્ધે તેના વખાણ કર્યા, તે સાંભળીને ત્રણે જેઠાણીઓ ઇર્ષ્યાગ્નિથી વિશેષ બળવા લાગી. આમ હંમેશાં સુભદ્રા જ છાશ લેવા જવા લાગી. બીજી કોઇ જતી નથી.

એક સમયે સૌભાગ્યમંજરી દૂરથી જ વનમાં લાગેલા દાવાનળથી બનેલી આંબાના વૃક્ષની શાખા જેવી શોભારહિત સુભદ્રાને છાશ લેવાને માટે આવતી જોઇને વિચારવા લાગી; કે; 'આ મજુર સ્ત્રી કોઇ પણ ઉત્તમ કુળમાં જન્મી હોય તેમ જણાય છે, કારણ કે રૂપ, લાવણ્ય, મર્યાદા, વિનય, વાણી વગેરેથી તેનું કુલીનપણું અને સુખીપણું સ્પષ્ટ દેખાય છે. પરંતુ તે હમેશની જન્મની દુઃખિની હોય તેમ જણાતું નથી, પ્રથમ તેની પ્રીતિ મેળવીને પછી હું તેને બધું પૂછીશ.' આ રીતે વિચાર કરીને તેણે સુભદ્રાને આદરથી બોલાવી. વિસામો લેવા માટે એક સારી માંચીપર બેસાડી, પોતે પણ નજીકના આસન ઉપર બેઠી, પછી કુશળક્ષેમની વાર્તા કરતા સૌભાગ્યમંજરીએ પૂછ્યું; "બ્હેન! હું અને તું હવે બ્હેનપણી થયા. જ્યારે બ્હેનપણા થાય છે, ત્યારે પછી પરસ્પરમાં અંતર રહેતું નથી, કહ્યું છે કે, 'દેવું; લેવું, ગુહ્ય કહેવું અને પૂછવું, ખાવું અને ખવરાવવું–આ છ પ્રીતિના લક્ષણો છે. તેથી જો તારી મારા ઉપર નિર્મળ અંતઃકરણવાળી પ્રીતિ હોય તો મૂળથી માંડીને તારી બધી વાત મને કહે, શું સ્ફટિક જેવી ચોખ્ખી ભીંત પોતાના અંતરમાં રહેલી વસ્તુને કોઇ પણ વખતે ગોપવી શકે છે?'

આ પ્રમાણે પ્રશ્ન થવાથી સુંદર મુખવાળી સુભદ્રા લજ્જાથી નીચું મુખ કરીને બોલી; 'બ્હેન! મને શું પૂછો છો? મારા દુર્દૈવને જ પૂછો, કર્મના ઉદયથી મારાં

દુ:ખના અનુભવની વાર્તા કહેવાથી સર્યું ! ઊલ્ટું મારા દુ:ખની વાર્તા સાંભળવાથી તમે પણ દુ:ખી થશો તેથી તે વાત ન જ કહેવી તે ઉત્તમ છે.' આવો ઉત્તર સાંભળી સૌભાગ્યમંજરીએ કહ્યું; 'બ્હેન તું કહે છે તે વાત પ્રીતિ-પાત્ર પાસે તો કહી શકાય છે. વળી હું પણ જાણી શકીશ કે મારી સખીએ આટલી સીમા સુધીનું દુ:ખ સહન કરેલું છે. તેથી જેવું બન્યું હોય તેવું કહે.'

સૌભાગ્યમંજરીનો અતિશય આગ્રહ થવાથી સુભદ્રાએ પોતાની પૂર્વ કથા કહેવા માંડી; તેણે કહ્યું 'બ્હેન ! રાજ-ગૃહી નગરીમાં ગોભદ્ર શ્રેષ્ઠીનો પુત્ર, કે જે સમસ્ત ભોગો ભોગવનારાઓમાં નૃપતુલ્ય છે, જેના સમાન આ ત્રણ જગતમાં કોઇ પણ બીજો ભોગી નથી, જેનાં ઘેર હંમેશા સુવર્ણ રત્નાદિકનાં આભરણો પણ પુલની માળાની જેમ નિર્માલ્ય કૂપમાં ફેંકી દેવામાં આવે છે, જેની વાત લોકોક્તિ દ્વારા તમારા સાંભળવામાં પણ આવી હશે તેવા ભાગ્યશાળી શાલિભદ્રની હું બ્હેન છું. મારી માતાનું નામ ભદ્રા અને પિતાનું નામ ગોભદ્ર શ્રેષ્ઠી છે. ગોભદ્ર શ્રેષ્ઠી જેવો ત્રણ ભુવનમાં પુત્ર ઉપર વાત્સલ્યભાવ દર્શાવનાર કોઇ પિતા નથી. જ્યારે હું યૌવનવંતી થઇ ત્યારે મને પરણવા લાયક જાણીને તમારા જ સ્વામીના જેવી આકૃત્તિ, રૂપ અને લક્ષણોવાળા અને લક્ષ્મીવંત, તથા તમારા જ ભર્તારના નામવાળા, સદ્ભાગ્યની સંપદાના ધામતુલ્ય, એક વ્યવહારીના પુત્ર સાથે મારો વિવાહ કર્યો. તે પણ લક્ષ્મી સાથે વિશ્નુની જેમ સારી

સાથે પરણ્યા, પવિત્ર અને પ્રેમી પતિના સંબંધથી હું પણ શ્વશુરગૃહમાં ઉત્તમ ભોગો ભોગવતી રહેવા લાગી. હું બહુ પુણ્યના ઉદયથી જતો કાળ પણ જાણતી નહોતી.'

'બ્હેન ! તમારી પાસે તે સુખનું હું શું વર્ણન કરૂં ? જેણે દેખ્યુ અને અનુભવ્યું હોય તેજ તે સુખ જાણી શકે તેમ છે. પોતે અનુભવેલુ પોતાના મુખે વર્ણવવું તે અનુચિત છે. આમ કેટલોક કાળ ગયો. મારા પતિનું રાજ્યમાન, તેમની કીર્તિ હંમેશા વધવા લાગ્યા. તે જોઇને તેમના ત્રણે મોટા બંધુઓ ઇર્ષ્યાવડે બળવા લાગ્યા. જેની તેની પાસે તેઓ મારા પતિના અસદ્ દોષો વર્ણવવા લાગ્યા. તે લોકો તો ઉલટા તેમની પાસે મારા સ્વામીના ગુણોનુ વર્ણન કરીને તેમનું મોઢું બંધ કરવા લાગ્યા. આમ થવાથી તેઓ વધારે ને વધારે બળતરા કરવા લાગ્યા અને ઇર્ષ્યાથી સવિશેષ ખેદવાળા થઇ ગયા. અનુક્રમે મારા સ્વામીને કલ્પનાથી અને ઇંગિત આકારથી આ પોતાના વડિલ બંધુઓના દુર્ભાવની ખબર પડી, તેથી સજ્જન સ્વભાવથી તેઓ મને અને સર્વ લક્ષ્મીને ત્યજીને કોઇ દેશાંતરમાં ચાલ્યા ગયા. મારા પતિના જવા પછી તરત જ તેમની સાથે જ તેમનાં પુણ્યથી બંધાઇ રહેલી લક્ષ્મી પણ અમારા ઘેરથી ચાલી ગઇ. જ્યારે તળાવમાં પાણી ખૂટે ત્યારે તેમાં ઉગેલી કમલિની કેવી રીતે રહી શકે ? ન જ રહી શકે. પછી થોડા જ દિવસમાં ઘર બધું એવુ ધન વગરનુ લક્ષ્મી રહિત થઇ ગયું કે ઘરનાં મનુષ્યોને ઉદરપૂરણાર્થે અનાજ લાવવા

જેટલી પણ શકિત રહી નહિ. આવી સ્થિતિ થવાથી અમારાં ઘરનાં માણસોનો નિર્વાહ કરવા માટે મારા સસરા રાજ-ગૃહીથી નીકળ્યા'.

'તે વખતે બે મારી શોકય બ્હેનો પણ હતી, એક રાજપુત્રી અને બીજી શ્રેષ્ઠીની પુત્રી. બહાર ગામ જતાં મારા શ્વશુરે તે બંનેને આજ્ઞા કરી કે; 'તમે તમારા પિતાના ઘેર જાઓ; અમે હમણાં પરદેશ જઇએ છીએ.' આ સાંભળીને તેઓ તો તેમના પિતાના ઘેર ગઇ. સ્વામી વગર દુઃખી સ્થિતિવાળા ઘરમાં કોણ રહે?' ત્યાર પછી મારા સસરાએ મને પણ આજ્ઞા કરી કે 'તું પણ તારા પિતાના ઘેર જા.' મેં કહ્યું કે, 'હું મારા પિતાનાં ઘેર જઇશ નહિ; કેમકે પિયરમાં ક્ષણે ક્ષણે થતી શ્વશુર કુટુંબની નિંદા સાંભળવામે હું સમર્થ નથી; તેથી સુખમાં અથવા તો દુઃખમાં જેવી તમારી ગતિ તેવી જ મારી પણ ગતિ થશે.' આ પ્રમાણેના મારાં વચનો સાંભળીને આદરપૂર્વક મને સાથે રાખીને આખા કુટુંબ સહિત મારા સસરા રાજગૃહીથી નીકળ્યા. ઘણા ગામ, પુર નગરમાં રખડતાં છેવટે અમે અહિં આવ્યા. અહીં તમારા સ્વામી તળાવ ખોદાવાનું કામ કરાવે છે, તેવી વાત સાંભળીને અમારો ઉદરનિર્વાહ કરવા માટે અમે બધા તે કામ કરવા રહ્યા. હવે અમે તળાવ ખોદીએ છીએ ને આજીવિકા ચલાવીએ છીએ.'

'હે સખી! નિર્ધન મનુષ્યોને પેટ ભરવા માટે શું શું કાર્યો કરવાં પડતાં નથી? કહ્યું છે કે, ગાંડા થઇ ગયેલા

પુરૂષો શું શું બોલતાં નથી. અને નિર્ધન મનુષ્યો શું શું કરતાં નથી? સાતે ભયમાં આજીવિકા ભય સર્વથી મ્હોટો અને દુસ્તર છે, સત્ય કહ્યું છે કે જીવતા પ્રાણીઓમાં તો રાહુજ એક શ્રેષ્ઠ છે, કે જેને મુશ્કેલીથી પૂરી શકાય તેવું ધિક્કારવા લાયક પેટ નથી. મુશ્કેલીથી પૂરી શકાય તેવા આ ઉદરને માટે માણસો કોને કોને પ્રાર્થના કરતાં નથી? કોની કોની પાસે માથું નમાવતા નથી? શું શુ કરતાં નથી અને શું કરાવતાં નથી! આમાં કોઇનો પણ દોષ નથી, દોષ માત્ર પૂર્વ ભવમાં પ્રમાદવશ જીવે કરેલા કર્મના ઉદયનો જ છે, અને તે ઉદયને નિવારવાને તો ત્રણ જગતમાં કોઇ પણ પ્રાણી શક્તિમાન નથી. મનુષ્યોમાં જેઓ અતિ બુદ્ધિમાન અને ડાહ્યા હોય તેઓએ નવા કર્મ ન બાંધવા અને પૂર્વે બાંધેલાં કર્મ ઉદયમાં આવે તો સમતાપૂર્વક ભોગવીને શુભ ભાવે નિર્જરા કરવી, બાકી તો કર્મરાજા જેમ નચાવે તેમ સંસારી જીવને નાચવું પડે છે!'

આમ પરસ્પર બંને સખીઓ વાર્તાલાપ કરે છે. તેવામાં પોતાની આકૃતિને ગોપવીને ધન્યકુમાર ત્યાં આવ્યા એટલે તરજ જ બંને સખીઓ લજ્જા અને મર્યાદા સાચવીને ઉભી થઇ ગઈ અને યોગ્ય સ્થળે જરા દૂર ઉભી રહી. તે સમયે ધન્યકુમાર ગોભદ્ર શ્રેષ્ઠીની પુત્રી-સુભદ્રા તરફ જરા ઠપકો આપતા હોય તેવી રીતે જોઇને બોલ્યા; અરે પતિ વિના તું પ્રાણ કેમ ધારણ કરી શકે છે? કારણ કે પાણી

સૂકાઇ જાય ત્યારે કાળી જમીન પણ હજારો ટુકડાવાળી થઈ જાય છે.' તેણે કહ્યું; 'રાજન્ ! જેવી રીતે સુકાઇ ગયેલો પુષ્પનો ગુચ્છો પણ ડાળી સાથે બંધાઈ રહેલો હોય તો સ્થિર રહી શકે છે, તેવી જ રીતે આશારૂપી બંધનથી બંધાયેલ મારો આત્મા પણ મરણથી રક્ષિત રહી શકયો છે. વળી જેવી રીતે સૂકાઇ ગયેલા કમળોમાં પણ ભ્રમર "ફરીથી વસંતઋતુ આવશે અને આ કમળો પલ્લવિત થશે." એવી આશાથી વાસ કરીને રહે છે, તેવીજ રીતે હું પણ આશાથી જીવિતવ્ય ધારણ કરીને રહી છુ.'

તે સાંભળી ધન્યકુમાર બોલ્યા; 'હે મુગ્ધે ! શા માટે યૌવન નકામું ગૂમાવે છે ? મનુષ્ય જીવનનો સાર માત્ર યૌવન વય જ છે. અને તે તો તુ નકામું ગુમાવી દે છે. કહ્યું છે કે, હાથમાં રહેલ તાંબુલ ખાધા વગર ડાહ્યા માણસે કોઈ દિવસ સુકાઇ જવા દેવું નહિ ! વળી દૂર દેશાંતરમાં ગયેલ તારા પતિના પુનઃ આગમનની આશા રાખવી તે પણ વૃથા છે. જો તું તેને વહાલી હોત તો તે કાઇક સંકેતાદિક કરીને પણ તારી પાસે આવત; પણ તે તો કાંચળી મૂકી દઈને જેવી રીતે સર્પ ચાલ્યો જાય તેવી રીતે ઘેરથી ઉદ્વિગ્ન થયેલો ઘર છોડીને ચાલ્યો ગયો હશે, તેથી તેની પાછા આવવાની આશા વ્યર્થ છે, તેથી વ્યર્થ સંકલ્પ વિકલ્પોની જાળ છોડી દઇને મને પતિ તરીકે સ્વીકાર, આ જગતમા દુર્લભ એવા ભોગો ભોગવ, ગયેલી ઉંમર પાછી ફરીથી આવતી નથી, તેથી મને પતિ તરીકે

સ્વીકારીને આ દુર્દશામાં પડેલી તારી કાયાનું રક્ષણ કર ભોગો ભોગવી શરીરને તૃપ્ત કર.'

આવાં વજ્રપાત તુલ્ય ધન્યકુમારનાં વચનો સાંભળીને ભયભ્રાંત થયેલી સુભદ્રાએ બે હાથોવડે કાનને ઢાંકી દીધા અને પછી બોલી; 'અરે દુર્બુદ્ધિ! શું તમે કુળવાન સ્ત્રીઓની રીત કોઈ પણ દિવસ સાંભળી નથી? કે જેથી આવું અધમ વચન બોલો છો? કહ્યું છે કે 'ઉત્તમ એવા ધતુરાની બે જ ગતિ છે, કાં તો શિવના માથા ઉપર તે ચઢે છે. અથવા તો ભોંય ઉપર પડીને તેનો વિનાશ થાય છે; આ જ પ્રમાણે વિમળ એવા ઉત્તમ કુળમાં થયેલ સુંદરીઓનાં શરીરની પણ બે જ ગતિ થાય છે. કાંતો તેને પતિના શરીરનો સ્પર્શ થાય છે. અથવા તો અગ્નિ તેનો નાશ કરે છે.' તેથી હે કામરૂપી રાહુગ્રહથી ગ્રસાયેલ! તમે નામથી તો ધન્ય એમ કહેવાઓ છે. પણ ગુણથી તો અધન્ય હો તેમજ લાગે છે. ઘણા ઘણા માણસોના નાયક થઇને તમે લોકવિરૂદ્ધ આવા વાક્યો કેમ બોલો છો? મંગળગ્રહ પણ નામથી મંગળ છે, પણ વક્રગતિમાં આવ્યો હોય તો મનુષ્યને અમંગળનો કરનાર થાય છે; તેથી નામથી રાજી થવુ તે નકામું છે, પણ ગુણથી રાજી થવું તે જ સાર્થક છે.

'મહારાજ! ખરેખર તમે પરસ્ત્રીસંગમના આવા અભિલાષથી વૈભવ અને યશઃ કીર્તિથી જરૂર ભ્રષ્ટ થશો. કારણ કે સર્પના મસ્તક ઉપરનો મણિ ગ્રહણ કરવાનો અભિલાષ કરનાર કોણ સુખી થયો છે? મારા શિયલનો

લોપ કરવા તો ઈંદ્ર પણ શકિતમાન નથી. તો તમે કોણ માત્ર છો ? વડવાનળ અગ્નિને બુઝાવવા જ્યારે સમુદ્ર પણ શકિતમાન થયો નહિ, તો પછી મોટો પર્વત શું કરી શકનાર હતો? તેથી નકામા કુવિચારો પડતા મૂકીને સુશીલ-પણાને–સજ્જનપણાને જ આચરો.' જેવી રીતે પાપ પંકનો નાશ થવાથી ચેતનની અતિવિશુદ્ધદશા પ્રાપ્ત થતાં કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તેવીજ રીતે તે સુભદ્રાનું અતિ વિશુદ્ધ ચારિત્ર દેખીને ધન્યકુમાર અંતઃકરણમાં અતિ-શય આનંદ પામ્યા.

ત્યાર પછી અતિશય હર્ષિત થયેલા ધન્યકુમાર શાંત અને મધુર વાણી વડે સુભદ્રાને કહેવા લાગ્યા; કે; 'હે ભદ્રે હું પરસ્ત્રીનો લોલુપી નથી, તેથી તારે મારી બિલકુલ ભીતિ રાખવી નહિ. આવો વાર્તાલાપ માત્ર વચનદ્વારા તારા સત્વની પરીક્ષા માટે જ કર્યો હતો, તેથી જે કાંઈ લોક વિરૂદ્ધ અને દુઃખ લાગે તેવું મારાથી બોલાયું હોય તેની તારે ક્ષમા કરવી તું ખરેખર ધન્ય છે. કારણ કે આવી અધમ સ્થિતિમાં પણ તું તારૂં વ્રત અખંડ રીતે રક્ષણ કરીને રહેલી છો, પરંતુ હું તને એક પ્રશ્ન પૂછુ છું; કે, 'તું તારા સ્વામીને કેવી રીતે ઓળખી શકીશ? દૃષ્ટિવડે જોવા માત્રથી, અગર તેના શરીર ઉપરના કે, અવયવ ઉપરના મસ, તિલક, આવર્ત વગેરે લાંછનોથી? કે કેવી રીતે તું તારા સ્વામીને ઓળખીશ ?'

ધન્યકુમારનો આ પ્રશ્ન સાંભળી સુભદ્રા બોલી; જે કોઇ

મારા ઘરમાં બનેલા અને બીજાએ નહિ જાણેલા તેવા પૂર્વે અનુભવેલા સ્ફુટ સંકેતોને કહી શકે તે જ મારો પ્રાણનાથ સ્વામી છે, તેમાં જરા પણ શંકા નથી.'

તે સાંભળી ધન્યકુમાર બોલ્યા-'ત્યારે તું એક વાત સાંભળ! દક્ષિણ દિશામાં આવેલા પ્રતિષ્ઠાન નગરથી ધનસાર વ્યવહારીના પુત્ર ધન્યકુમારે પોતાના ત્રણે ભાઈઓએ કરેલા ક્લેશથી ઉદ્વિગ્નમન વાળા થઈને દેશાંતર માટે પ્રયાણ કર્યું, લક્ષ્મી ઉપાર્જન કરી ખર્ચી અને તેમ કરતાં કરતાં રાજગૃહી નગરીમાં આવ્યા, ત્યાં પ્રબળ પુણ્યના ઉદયથી ત્રણ કન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું અને વાણિજ્યકળાની કુશળતાથી અનેક કોટી દ્રવ્ય ઉપાર્જન કર્યું આ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયા પછી શલ્ય સહિત, લક્ષ્મી રહિત, ને શોભા રહિત પોતાના બાંધવોને આવેલા દેખીને સૂર્યની જેમ નિર્વિકારી ચિત્તવાળા તેણે તે સર્વને લક્ષ્મીવાન્ કર્યા. ફરીથી પણ ત્યાં કુંટુબકલહ દેખીને ભગ્નચિત્તવાળા થઈ વરસાદ દેખીને કલહંસ જેમ માનસ સરોવરમાં કમળના સમૂહમાં ચાલ્યો જાય, તેમ તે કુમાર રાજગૃહીને ત્યજીને લક્ષ્મીથી ભરેલા આ નગરમાં આવ્યા. આ મારું કહેલું સત્ય છે કે નહિ?'

આ સાંભળીને સુભદ્રાએ બહુ બુદ્ધિશાળી હોવાથી મૂળથી જ બધો વૃત્તાંત જાણીને તરતજ પોતાના પતિને-ધન્યકુમારને ઓળખ્યા અને લજ્જાથી મૌન ધારણ કરીને નીચું મુખ કરીને તે ઉભી રહી. પતિવ્રતા સ્ત્રીઓની લાંબા વિરહે

પતિ મળતાં તેવીજ સ્થિતિ થાય છે. સૌભાગ્યમંજરી પણ પોતાના પતિનો જન્મથી વૃત્તાંત સાંભળીને અને સુભદ્રા સાથેનો પોતાનો સપત્ની સંબંધ જાણીને ચિત્તમાં અતિશય ચમત્કાર પામી અને વિચારવા લાગી; 'આજે મારો સંદેહ ભાંગ્યો; પરનારીસહોદર મારા પતિ આ સ્ત્રીને શા કારણથી દુધ, દહીં વગેરે ખાદ્ય પદાર્થો અપાવે છે? વળી તેની સાથે સખીપણું કરવાનો મને આદેશ શા માટે કરે છે? એવો મને સંદેહ થતો હતો, એ સર્વનું કારણ આજે મેં બરોબર જાણ્યું. મોટા પુરૂષોને પોતાની સ્ત્રી ઉપર આવોજ પ્રેમ હોય છે અને તે અયોગ્ય કે અયુક્ત નથી!'

તે સમયે ધન્યકુમાર તથા સૌભાગ્યમંજરીએ દાસીઓ દ્વારા સુભદ્રાનાં જીર્ણ વસ્ત્રો અને ખોટાં આભૂષણો દૂર મૂકાવી દીધાં, સ્નાન મજ્જનાદિક કરાવ્યું; વિવિધ દેશ અને નગરથી આવેલા ઉંચી જાતિનાં ઉજ્વળ રેશમી વસ્ત્રો પહેરાવ્યાં અને ઉચ્ચ ભદ્રાસન ઉપર તેને બેસાડી તેની તે રીતની શોભાથી સંપૂર્ણ ચંદ્રવડે રાત્રી શોભે તેમ તે ગૃહસ્વામિની શોભવા લાગી.

આ બાજુ ઘણો સમય થયો તો પણ સુભદ્રા પાછી આવી નહિ, તેથી ધનસાર પોતાની પત્ની ધનવતી સાથે વિચારવા લાગ્યા; 'કોઇ દિવસ સુભદ્રા એક ક્ષણમાત્ર પણ ઘર બહાર રહેતી નથી કે કોઈ સ્થળે રોકાતી નથી, આજે શું કારણ બન્યું હશે કે તે હજુ પણ પાછી આવી નથી? ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ સ્ત્રીઓ પતિનું ઘર છોડીને બીજાનાં ઘેર એક

સુખમાત્ર રહેતી નથી. વળી પૃથ્વી ઉપર જે ઝંગમ કલ્પવૃક્ષ તુલ્ય શ્રી ધન્યમહારાજ પ્રાણ જાય તો પણ ધર્મની નીતિને ઉલ્લંઘે તેવા નથી સુવર્ણમાં શ્યામતા કોઇ દિવસ આવતી જ નથી. અથવા તેઓ ધનાઢ્ય માણસોની મનોવૃત્તિ બહુ વિષમ હોય છે અને કામદેવની આજ્ઞા ઉલ્લંઘવી મુશ્કેલ છે. નિપુણ પુરૂષ પણ તે વખતે ગાંડો થઇ જાય છે. સજ્જન પણ દુર્જન થઈ જાય છે. કહ્યુ છે કે; કામચંડાળ બહુ નિર્દય છે. તે પંડિતોને પણ અતિશય પીડા કરે છે. વળી કદાપિ ધન્યરાજાની મતિ ભ્રષ્ટ થઈ હોય, તો પણ સુભદ્રા મહાસતી છે, તે કોઇ દિવસ શિયળવ્રત છોડે તેવી નથી, પણ આપણને શું ખબર પડે? કદાચ બળાત્કારથી રોકી હોય અથવા તેઓ બન્નેની વૃત્તિ ખરાબ થઇ હોય, ખરેખર આ બાબતમાં વાયુએ ચળાવેલ ધ્વજાના છેડાની માફક કાંઇક પણ વિપરિત તો બન્યું લાગે છે!'

આમ શંકારૂપી શંકુથી વીંધાયેલા અંતઃકરણવાળા તે શેઠીએ પોતાના વડિલ પુત્ર ધનદેવની સ્ત્રીને કહ્યું, 'વત્સે! તું ધન્યરાજના ઘેર જઇને જોઇ આવ કે સુભદ્રાને કેમ અહિં આવતાં વિલંબ થયો છે? કોણે તેને વચ્ચે રોકી રાખી છે? પોતાના શ્વશુર ધનદેવના આદેશથી ધનદેવની પત્ની-છાશ લેવાનું ભાજન હાથમાં લઇને ધન્યકુમારને ગૃહાંગણે ગઇ અને ત્યાં રહેલા મનુષ્યોને તેણે પૂછ્યું, 'અમારી દેરાણીને છાશ લેવા માટે અહી મોકલી હતી, તે અહીં આવી છે કે નહિ?'

આ પ્રમાણે તેણે પૂછયું પણ ગુહ્ય વાત સંપૂર્ણ નહિ જાણનારા ધન્યના માણસોએ જવાબ આપ્યો કે- 'અહો! તેના તો મહાન ભાગ્યનો ઉદય થયો. તે તો ગૃહસ્વામીની થઇને અંતઃપુરમાં રહેલી છે.' આવું અશ્રાવ્ય કર્ણકટુ વચન સાંભળીને ચિંતા, દુઃખ, ભય, વિસ્મય વગેરેના મિશ્રણથી દુઃખિત અંતઃકરણવાળી તે પ્રથમ જવાની ટેવ હોવાથી મહેલની અંદર ગઇ. ત્યાં દૂરથી જ સુભદ્રાની અપૂર્વ સ્થિતિ જોઇને તરત જ પાછી વળી, અને પોતાના સ્થાને આવીને સર્વની આગળ જેવુ જોયું હતું તેવું તેણે કહ્યુ.

તે સાંભળી બધા ધનસારને ઠપકો દેવા લાગ્યા 'અરે! આમાં તમારી ભૂલ છે. કારણ કે દુધ, દહીંના લોભથી તમે જ તેને હંમેશાં મોકલતા હતાં. બીજી વહુઓ સ્વચ્છ પાણી જેવી છાશ લાવતી તેને તમે નિર્ભાગી અને મૂર્ખ ગણતા હતા; અને આ સુભદ્રાને પુન્યવંતી, ડાહી અને ભાગ્યશાળી ગણતા હતા. કારણ કે તે બહુ ઉત્તમ છાશ અને ખાદ્ય પદાર્થો લાવતી હતી પણ તમે એટલું ન વિચાર્યું કે એક મજુરની સ્ત્રીને અતિ આદરપૂર્વક દહીં, દુધ અને ઉત્તમ ખાદ્ય પદાર્થો શા કારણથી તે આપે છે? તેની સાથે પૂર્વનો કાંઇ પરિચય નહોતો કે કોઇ જાતનો સંબંધ નહોતો, જો વૃદ્ધની અનુકંપાથી જ સર્વ વસ્તુઓ આપતા હોય તો પછી બધી વહુઓને તે શા માટે ન આપે? તેમ તો બન્યુ નથી, સુભદ્રાને જ તે સારૂં આપતા હતા તેથી બુદ્ધિશાળી સૂક્ષ્મ દૃષ્ટિવાળાને તો તરતજ માલુમ પડે કે

આમાં કાંઈ પણ ખાસ કારણ હોવું જ જોઈએ. માટે પહેલેથી જ મનમાં વિચાર કરીને યથાયોગ્ય કર્યું હોત તો આવું વિપરિત પરિણામ કદિ આવત નહિ, રૂપાળી અને યૌવનયુક્ત સ્ત્રીઓને રાજકુળમાં બહુ જવુ આવવું અયુક્ત જ છે. તે વાત તો સર્વ માણસો સારી રીતે જાણે છે; 'અતિ પરિચયથી અવજ્ઞા જ થાય છે.' તે લોકોક્તિ પણ તમે ગણકારી નહિ, તેથી આ બાબતમાં તમારી મોટી મૂર્ખાઈ છે'

પોતાના પુત્ર ધનદેવ આદિ સર્વનો આ પ્રમાણે ઠપકો સાંભળીને ધનસારને માથા પર મોટા વજ્રનો જાણે ઘા પડયો હોય તેવું દુઃખ થયું અને તે નિશ્ચેષ્ટ થઇને ભૂમિ ઉપર પડયો. કેટલોક કાળ ગયા પછી ચેતના આવી ત્યારે નિશ્વાસ મૂકતો અને માથું ધૂણાવતો ધનસાર શ્રેષ્ઠી બોલ્યો; 'હા દૈવ શીલના નાશવડે આ સુભદ્રાએ અમારા નિષ્કલંકિત વંશને કલંકિત કર્યો ! એક તો પરદેશમાં પરિભ્રમણ અને બીજી નિર્ધનતા, તેથી અહીં આપણી વાત કોઈપણ સાંભળશે નહિ. ત્રીજું દાઝયા ઉપર ડામ અને ક્ષત ઉપર ક્ષારની જેમ લોકોની નિંદા, આ ત્રણે અગ્નિ કેવી રીતે સહન થશે ? દારિદ્રયાદિકનું દુઃખ મને પીડા કરતું નથી, કે જેવી પીડા આ દુષ્ટ ચારિત્રવાળી પુત્રવધૂનું માઠું કૃત્ય કરે છે, તે આવી દુશ્ચારિત્રી હશે તેવું મેં કદિ સ્વપ્નમાં પણ જાણ્યું નથી. અરે તેણે કેવું માઠું કામ કર્યું ? અરે ! મારી આ વૃદ્ધાવસ્થામાં મારા ધોળામાં ધૂળ નાંખી !'

વૃધ્ધ ધનસાર આ રીતે વિલાપ કરતો હતો, ત્યારે તેમને ઉદ્દેશીને મોટા પુત્ર ધનદેવની સ્ત્રી ધનશ્રીએ કહ્યું; 'આ તો તમારી બહુ ડાહી, ભાગ્યશાળી, વિનયવાળી પુત્રવધૂ છે કે જેનાં તમે હંમેશાં વખાણ કરતા હતા અને બીજી સર્વની નિંદા કરીને તમારી જીભ સૂકાઈ જતી હતી, પણ હવે તેનુ ડહાપણ, ભાગ્યશાળીપણું વગેરે બધું તેણે સ્પષ્ટ બતાવી દીધુ ! પોતાના આત્માને તેણે તો સુખેથી વિલાસો ભોગવતો કર્યો, હવે એમાં શોક શો કરવો ? અમે તો મૂર્ખી, ભાગ્યહીન, નિર્ગુણી છીએ, અમને એવું કરતાં આવડયું જ નહિ, તેથી દુઃખે પેટ ભરતાં અહીં ઘરમાં ને ઘરમાં જ પડયા રહીએ છીએ, તે બહુ ગુણવાળી અને ચતુર ખરી કે રાજપત્ની થઇને રાજભવનમાં બેઠી !' આવા ક્ષત ઉપર ક્ષારની જેવાં વહુઓનાં વચનો સાંભળીને બળતા અતઃકરણવાળા ધનસારને શું કરવુ ? તેની સૂઝ પડી નહી. અને તે વિચારવા લાગ્યો; 'હવે હું કયાં જાઉં ? કોને પૂછું ? શું કરૂં કોને કહુ ? નિર્ધન એવો મારો પક્ષ પણ કોણ કરશે ?' આમ દિઙ્મૂઢ બની શૂન્ય ચિત્તવાળો તે બેઠો હતો, તેવામા તેના હૃદયમાં એક વિચાર ઉત્પન્ન થયો કે, 'અહીં મારો પક્ષ કરે તેવો મારો સંબંધી તો કોઇ પણ નથી, પણ મારી જ્ઞાતિવાળા વ્યવહારીયાઓ અહીં ઘણા વસે છે, તેમની પાસે જઇ તેમને બધી વાત કરૂં. તેઓ સ્વજાતિના અભિમાનથી મારો પક્ષ જરૂર કરશે કારણ કે તિર્યંચો પણ પોતાની જાતિનો પક્ષપાત કરે છે.'

આ વિચાર કરીને દૈવથી બળેલ તે ધનસાર કૌશાંબી નગરીમાં જે સ્થળે મોટા વ્યાપારીઓની દુકાનો હતી, તેવા ચોટામાં ગયો અને ત્યાં રહેલા વ્યાપારીઓ પાસે અતિશય દીનતા દેખાડતાં તેણે પોતાનો વૃતાંત્ત બન્યો હતો તે અને પોતાનાં દુઃખની સર્વ હકીકત તેઓને કહી સંભળાવી. ધનસારે કહેલી હકીકત સાંભળીને મોટા વ્યાપારીઓએ કહ્યું કે, 'આ વાત તો તદ્દન અંસભવિત છે ન બને તેવી જ છે. કારણ કે આ ધન્યરાજાએ કોઈ પણ વખત અન્યાય કર્યો હોય તેવું સાંભળ્યું નથી. વળી આબાળ ગોપાલ સર્વેમાં ધન્યરાજાનુ પરનારીસહોદર આવું બિરૂદ સુપ્રસિદ્ધ છે, તેથી તે આવું કરે તે કેવી રીતે સંભાવ્ય ગણાય?'

ત્યાર પછી તે સમજુ વ્યાપારીઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે, 'આ વૃધ્ધ માણુસ ખોટું બોલતો હોય તેમ દેખાતું નથી, કારણ કે આ વૃદ્ધ અંતરંગના દુઃખની જ્વાલાથી તપેલો બોલે છે, તેથી તે જે બોલે છે તે સત્ય હોય તેમ જણાય છે. આ વૃદ્ધ અતિ દુખથી દુઃખિત થયેલો જણાય છે, નહિ તો આવું રાજ્યવિરૂધ્ધ અસત્ય જાહેર રસ્તા ઉપર બોલવાની હિંમત કેમ કરે? અંતરનાં દાહ વગર આ પ્રમાણે બોલી શકાય જ નહિ, તેથી આ સાચો છે તેમ તો લાગે છે' આમ પરસ્પર વિચાર થવાથી તે સર્વે વણિકોને શું કરવું? તેની કાંઈ સમજણ પડી નહિ.

તેથી તેઓ ધનસારને કહેવા લાગ્યા, 'ભાઈ! અમે આમાં શું કરી શકીએ ? જો બીજા કોઈની વાત હોત તો તો રાજ્યના અધિકારીઓ પાસે જઈને કહેત. પણ આ વાત તો રાજ્યના અધિકારીઓ પાસે જઈને કહીએ તો તેઓ પણ માને નહિ, તેઓ સામો ઉપાલંભ આપે કે. 'શું તમારી બુદ્ધિ નાશ પામી ગઈ છે કે આવું બોલો છો ?' તેથી આ તો મહાન આપત્તિ આવી પડેલી છે. અમે તમારૂં દુઃખ સાંભળવાને પણ શક્તિમાન નથી, તેથી અમે તો એમ વિચારીએ છીએ કે જે થવાનું હોય તે ભલે થાઓ. પણ ધન્યરાજા ખોટી નીતિ આચરે તેવા નથી; પરંતુ અમને વિચાર થાય છે કે, આજે તેણે એક રંકની સ્ત્રીને રોકી રાખી, કાલે વળી બીજાની રોકી રાખે તો શું થાય ? જો કોઈ દુષ્ટ રાજા હોય તો તે પ્રજાની ધનાદિક વસ્તુઓ લઈ જાય છે પણ કોઈની સ્ત્રીને લઈ જતા નથી. આવી. મહા અનીતિ જો તે કરે તો પછી ગામમાં કોણ રહેશે ?'

ધનસારની સાથે આવી વાત કરીને તે સર્વે એકઠા થઈ નિર્ણય કરીને ધન્યકુમારનાં રાજભવનમાં ગયા, અને ધન્યકુમારને પ્રણામાદિ કરીને યથાસ્થાને તે સર્વે બેઠા. તે બધા ભયથી કંપતા હતા. છેવટે ઘણા વખત સુધી વિચાર કર્યા પછી તેઓ બોલ્યા; 'સ્વામીન્! જેવી રીતે સૂર્યોદય થયો હોય ત્યારે અંધકારનો પ્રભાવ રહેતો નથી અને કદિ રહેશે પણ નહિ, મોટા સમુદ્રમાંથી કોઇ ધૂળ ઉડતી દેખાતી નથી

અને દેખાશે પણ નહિ, ચંદ્રમા કોઈ દિવસ ઉષ્ણતા આપનાર થયો નથી અને કોઇ વખત થશે પણ નહિ, તેવી જ રીતે આપના જીવનમાં કોઇ દિવસ પણ અમે અનીતિ જોઈ નથી અને જોવાશે પણ નહિ, એવી અમને આબાલવૃદ્ધ સર્વને પ્રતીતિ છે આમ છતાં પણ ધનસાર આજ સવારે આ પ્રમાણે અમારી પાસે પોકાર કરતો આવ્યો કે, 'મારી પુત્રવધૂને રાજાએ રોકી લીધી છે.' આ તેની વાણી સાંભળીને અમે કોઈએ પણ તે વાત માની નથી, પરંતુ દુ:ખાર્ત એવા આ વૃદ્ધ પુરૂષનુ દુઃખ જોઈને અમને સર્વને ક્ષોભ થયો કે અમારા સ્વામી કલ્પાતે પણ આવું કરે જ નહિ, પણ આપના કોઇ સેવક પુરૂષે આપના જાણતાં અગર તો અજાણતાં જ આ ધનસારની પુત્રવધૂને રોકી રાખી હશે? તેથી હે સ્વામીન્ ! ધનસારના આગ્રહથી અમે આ બાબતની તપાસ કરવાની આપને વિજ્ઞપ્તિ કરીએ છીએ. તેને શા અપરાધથી રોકવામાં આવી છે તે કોઈ જાણતું નથી. આ વૃદ્ધ ગરીબની પુત્રવધૂનો જો કાંઇ અપરાધ થયો હોય તો પણ તેને ક્ષમા આપીને આ મહાજનની શોભા આપ વધારો અને તેની પુત્રવધૂને આપ છોડી મૂકો. આ બાબતમાં આપને બહુ વિજ્ઞાપના શું કરીએ? આપ જ યુક્ત અને અયુક્તના વિચારોમાં કુશળ છો. આપની પાસે અમારી બુધ્ધિ કઇ ગણત્રીમાં છે ? તેથી સો વાતની એકજ વાત કહીએ છીએ કે કૃપા કરીને આ વૃદ્ધ પરદેશી નિર્ધન પુરૂષની પુત્રવધૂને આપ પાછી આપો.'

મહાજનના સમૂહની આ વાત સાંભળીને જરા સ્મિત કરીને તે સાંભળ્યું ન સાંભળ્યું તેમ કરીને બીજા તરફ નજર ફેરવી બીજાની સાથે વાતો કરતાં અન્યોકિત દ્વારા તિરસ્કાર સૂચવનાર અને ગર્ભિત ક્રોધયુક્ત વાક્યો દ્વારા ધન્યકુમાર કહેવા લાગ્યા; 'અરે ભાઇ ! હમણાં આ નગરમાં ઘણા માણસો બહુ વાચાળ-દોઢડાહ્યા થઈ ગયા છે. સત્યાસત્યની વાત સમજ્યા વિના વાણીવડે પારકાનાં ઘરની વાતો કરીને તૃપ્તિ પામનારા જેમ તેમ વચનો બોલે છે, પણ દુર્જનોનો એવો સ્વભાવ જ છે. કહ્યું છે કે; 'દુર્જનો પોતાના મોટા ગુફા જેવા છિદ્રો પણ જોઇ શકતા નથી. અને એક નાના રેખા જેવડા પણ પરના છિદ્રોને જુવે છે' પણ તે સર્વને હું જાણું છુ-ઓળખું છું. હમણાં તેવા સર્વને શિક્ષા કરવાને હું ઉદ્યુક્ત થયો છું. વધારે શુ કહું ? આમ કરવાથી સારૂં જ થશે પણ આમાં તેમનો દોષ નથી, મારો જ દોષ છે. કારણ કે મેં નગરજનોને આવી વાતો કરતાં સાંભળ્યાં છતાં પણ આંખ આડા કાન કરીને મુકત રાખ્યા છે, તેથી જ તેઓ અતિશય ઉન્મત્ત થઇ ગયા છે. હવે થોડા જ દિવસમાં આ સર્વ ઉન્મત થઇ ગયેલાઓને હું સરળ-સીધા કરી દઈશ.'

આવી તિરસ્કાર ગર્ભિત વાણી સાંભળીને ઇંગિત આકારથી આ બાબત ધન્યકુમારને 'અરૂચિકર' છે, તેમ જાણીને તે સર્વે ભયભીત થયા અને ખુશામતનાં વચનો બોલીને તે ધીમે ધીમે ઉઠીને રાજ્યદ્વારની બહાર નીકળી ગયા. ધન-

સાર પણ તેમની સાથે બહાર આવ્યો, અને તેઓના અગ્રેસરને કહેવા લાગ્યો કે; 'તમે સર્વે તો ઉઠી ઉઠીને તમારા ઘર તરફ ચાલવા માંડયાં, પણ હવે મારા કાર્યનું શું ?'

તે સમયે તે બધા ધનસાર તરફ ક્રોધપૂર્વક જોઇને ઉત્તર દેવા લાગ્યા; 'અરે પહેલાં તેજ સ્વયમેવ તારૂં કાર્ય બગાડયું, અને હવે અમારી પાસે શું પોકાર કરવા આવ્યો છો ? જેવું તેં કામ કર્યું તેવું કાર્ય કોઇ મૂર્ખ પણ કરે નહિ; કારણ કે હંમેશાં તેં તારી રૂપવંતી, યુવાન પુત્રવધૂને છાશ લાવવા માટે રાજ્યદરબારમાં શા માટે મોકલી ? મોટા કામ વિના વ્યાપારી પુરૂષને પણ રાજ્યદ્વારે જવું યોગ્ય નથી. સ્ત્રીને તો રાજ્યદ્વારે સર્વથા જવું અયુક્ત જ છે, તે શું તું નહોતો જાણતો ? શું તારે માટે અમે પણ સંકટમાં પડીએ ? તો પણ જે અમારાથી થઈ શકે તેવું હતું તે તો અમે કર્યું. રાજાએ તે વાત સ્વીકારી નહિ તેમાં અમે શું કરીએ ? આમાં તારા કર્મનો જ દોષ છે; તેથી હવે અમે કાંઈ જાણતા નથી, તને ધ્યાન પહોંચે-ઠીક લાગે તેમ કર.' આમ કહીને તે સર્વે પોતપોતાનાં ઘેર ગયા. પારકાને માટે પોતાનાં માથે કોણ કલેશ વહોરે ?

તેમના ગયા પછી ધનસાર પણ પાછો વળ્યો અને વિચારવા લાગ્યો કે; 'હવે જે થવાનુ હોય તે થાઓ. એક વખત ધન્યરાજા પાસે જઈને હુ જ પુકાર કરૂં. અંતરમાં રહેલાં આંસુઓ બહાર કાઢુ, તે કદાચ રોષે ભરાશે તો મને શું કરશે ? તે મને મારવા ઈચ્છે તો ભલે

મારી નાંખે, પ્રાયે મરી ગયેલ જેવો હું થઈ ગયેલો જ છું, હવે જીવવાથી મારે શું વિશેષ છે ?' આવો છેવટે વિચાર કરીને તે ધનસાર શ્રેષ્ઠી ધન્યકુમારના રાજભવનમાં ગયો અને ગોખમાં બેઠેલા ધન્યકુમાર પાસે જઈને મોટે સ્વરે કહેવા લાગ્યો કે; 'હે મહાભાગ્યશાળી હે રાજન્ ! મારી પુત્રવધૂને છોડી દો, મારી પુત્રવધૂને તમે શા કારણથી રોકી રાખી છે ? આપ આવા સમર્થ છો, છતાં અમારા જેવા રાંકને શા માટે આમ દુઃખ દો છો ?'

આમ ભયની દરકાર કર્યા વગર નિશંકપણે તે પોતાની પુત્રવધૂને યાચે છે, તેવામાં ધન્યકુમાર પોતાની ભ્રૃકુટીની સંજ્ઞાથી સેવકોને કહેવા લાગ્યા; 'આ વૃદ્ધ પુરૂષ શું માગે છે ? તે જે કાંઇ માગે તે ઘરમાં લઇ જઈને તેને આપો.'

તે સાંભળી સેવકો બોલ્યા; 'રે વૃદ્ધ ઘરમાં ચાલો. અમે તમને તમારી પુત્રવધૂ ત્યાંઆપીશું.' આ પ્રમાણે કહીને ધનસારને ઘરની અંદર લઇ ગયા, ધન્યકુમાર પણ પાછળ તરત જ ઘરમાં આવ્યા, અને એકદમ પિતાને નમસ્કાર કર્યો, નમસ્કાર કરીને મસ્તક ઉપર હાથ જોડીને બોલ્યા; 'આપ પૂજ્ય પિતાશ્રીએ બાળકના ચપળતારૂપ અવગુણોની ક્ષમા કરવી.' અમૃતતુલ્ય, ધન્યકુમારની વાત સાંભળીને પુત્રદર્શનથી અકલ્પિત એવો મનોરથ અચાનક ફળવાથી, આનંદના ઉભરાથી જાણે કે દબાઇ ગયો હોય તેવો ધનસાર આનંદથી પૂર્ણ દેખાવા લાગ્યો

આ વાત સત્ય કહી છે કે, 'સમુદ્ર પૂર્ણચંદ્રના દર્શનથી

કેમ ઉભરાઈ ન જાય? ઉભરાય જ. ત્યાર પછી બહુમાન અને ભક્તિપૂર્વક સર્વ દુઃખથી રહિત થયેલા પોતાના પિતાને ઘરની અંદર લઈ જઇને ત્યાં તેમને બેસાડીને મનમાં ગૂઢ અભિપ્રાયને ધારણ કરતાં ધન્યકુમાર ફરીથી પાછા આવીને ગોખમાં બેઠા, અને આમ તેમ જોવા લાગ્યા.

તેટલામાં દુઃખના ક્લેશથી તપ્ત થયેલી અને થાકી ગયેલી પોતાની માતા શીલવતીને પતિને શોધવા માટે આવતી ધન્યકુમારે દેખી. તે રાજ્યદ્વાર પાસે આવી અને ધન્યકુમારને ગોખમાં બેઠેલા દેખીને વિષાદપૂર્વક મનમાં તે બોલવા લાગી; 'રે ક્રૂર કર્મના કરનાર! જો પવિત્ર આચારવાળી મારી પુત્રવધૂને તું છોડી દેતો નથી, તો જા તેની સાથે તું પણ ખાડામાં જઇને પડ. રૂષ્ટમાન કે તુષ્ટમાન થયેલો તું શું કરવાનો હતો? પણ મારા વૃદ્ધ ઉમરના પતિને પાછો આપ. તે સ્ત્રીની પાછળ તો ધૂળ ખાઈને તું પણ મરણ પામજે ને જેણે કુળની લાજ મૂકી તે પુત્રવધૂનું મારે કાંઈ કામ નથી. તમારૂં કરેલું પાપ તમે જ ભોગવશો.'

આવાં અત્યંત વિષાદયુક્ત વચનોને બોલતી પોતાની માતાને ધન્યકુમારે પહેલાંની માફક સેવકોને આદેશ કરીને તેને ઘરમાં બોલાવરાવી અને પાછળ પોતે જઇને માતાના ચરણયુગલને પ્રણામ કરીને પોતાની ઓળખાણ આપી. તે પણ પોતાના પુત્ર ધન્યકુમારને ઓળખીને અંતઃકરણમાં અતિ-

હૃદય આનંદ પામી. ધન્યકુમારે બહુમાનપૂર્વક પોતાના માતા પિતાનાં અંગ અને વસ્ત્રાદિકની શુદ્ધિ કરાવી, તેમની સારી રીતે ભકિત કરીને તેમને ઘરમાં બહુમાનપૂર્વક રાખ્યા.

ફરી ધન્યકુમાર ગોખમાં જઈને બેઠા.

તે વખતે તેઓનાં ધનસાર આદિ ત્રણે ભાઈઓ મા-બાપની તપાસ કરવા અને શુદ્ધિ મેળવવા ત્યાં આવ્યા. આયુષ્યમાન્ ધન્યકુમારે આમતેમ ભટકતા તેઓને જોઇને સેવકો દ્વારા આવાસમાં બોલાવરાવ્યા અને પોતે પણ તેમની પાસે જઈને નમસ્કાર કર્યા. ત્યાર પછી વસ્ત્ર, આભરણ અને તાંબુળાદિકથી તેમનો સત્કાર કરીને સદ્‌ગુણને શરીરની અંદર દાખલ કરે તેવી રીતે પોતાના આવાસના અંદરના ભાગમાં તેમને ધન્યકુમાર લઇ ગયા અને આનંદિત કર્યા. ત્યાર પછી કેટલોક સમય વીત્યો એટલે તે ત્રણે ભાઇઓની ધનશ્રી આદિ સ્ત્રીઓ, સાસુ સસરા તથા પોતાના સ્વામીની તપાસ કરવા આવી અને ધન્યકુમારે દૂરથી તેમને આવતી દીઠી.

તેઓને જોઈને ધન્યકુમારે વિચાર કર્યો; 'કે ત્રણે મારી ભાભીઓએ અતિ શુધ્ધ અને પવિત્ર એવી મારી પત્નીને ખોટાં દૂષણો આપી નિંદા કરી તેને હેરાન કરી છે, ઘણાં માઠાં વચનો સંભળાવ્યા છે, અને તેની હીલના કરીને હલકી પાડી છે, તેથી એમને થોડીક શિક્ષા કરું તો ઠીક.' આમ વિચાર કરી ભૃકુટીની સંજ્ઞાવડે દ્વારમાં ઉભેલા દ્વારપાલોને આદેશ કર્યો, અને રાજ્યદ્વારમાં પ્રવેશ કરતી તે

મનુષ્યને અટકાવી. પર્વતોએ અટકાવેલું નદીનું પાણી જેમ ચારે તરફ છૂટું થઈને વિખરાઈ જાય છે, તેવી રીતે તે સ્ત્રીઓ પણ રાજ્યદ્વારની બહાર રહીને આમતેમ ભટકવા લાગી.

આ પ્રમાણે તેઓ આખો દિવસ ભટક્યા કરી, પણ રાજ્યદ્વારમાં તેઓનાથી પ્રવેશ થઈ શક્યો નહિ. ધન્યકુમાર દૂરથી જ તેમને જોતાં દરવાજો સંભાળનારા દ્વારપાલોને તેઓને નહિ પ્રવેશ કરવા દેવાની સંજ્ઞા કરીને આવાસની અંદરના ભાગમાં ગયા. સાંજ થઈ ત્યારે નિરાશ થઈને દુ:ખી થયેલી તેઓ શોકાર્ત થઇ વિષાદ પામીને પોતાની ઝુંપડીએ જઇ વિલાપ કરવા લાગી કે; 'હે પૃથ્વીમાતા ! અમારો નાશ થાય તે માટે તું અમને જગ્યા આપ, આ જગ્યામાં દુ:ખદાવાનળથી વિવશ થયેલી અમે ખાડામાં પડીને મરણ પામીએ. હવે અમારો અબળાનો કોઇ પણ આધાર નથી કે જેના આશ્રયે રહીને અમે જીવીએ.' આમ વિલાપ કરતી આમ તેમ પડતી આખડતી અનેક માઠાં વિકલ્પોથી પોતાનાં અંતઃકરણને કલુષિત કરતી અતિ દુ:ખી એવી તેઓએ તે રાત્રી સેંકડો રાત્રીની જેમ કષ્ટથી પસાર કરી.

કોઇ રીતે સવાર થતાં તેઓ પરસ્પર વિચાર કરવા લાગી કે; 'હવે આપણે કુળની લાજ ત્યજીને કૌશાંબીનાં રાજા પાસે તેની સભામાં જઇને પોકાર કરીએ, કારણ કે 'દુર્બળ અને અનાથ સર્વેનું આશ્રય સ્થાન રાજા છે.' આ રીતે વિચાર કરી લજ્જાને ત્યજીને શતાનિક રાજાની સભામાં

તેઓ ગઈ, કારણ કે મહાન વિપત્તિના સમયે સ્ત્રીઓમાં ધીરજ કેવી રીતે રહે? સભામાં આવેલી અને પોકાર કરતી સ્ત્રીઓને રાજાએ દીઠી, તેથી ભૃકુટીની સંજ્ઞાવડે તેણે સભાજનોને પૂછ્યું 'આ સ્ત્રીઓ કયા દુઃખના કારણે પોકાર કરે છે? તેમનું દુઃખ તેમને પૂછીને તેનું રહસ્ય નિવેદન કરો.'

રાજાની આજ્ઞા થવાથી સભાજનો તેઓની પાસે જઇને તે ધનશ્રી આદિને પૂછવા લાગ્યા; 'તમારે શું દુઃખ છે? કાંઇ મોટું દુઃખ હોવું જોઇએ, નહિ તો જેનો પતિ હોય તેવી સ્ત્રીઓ રાજદ્વારે કોઇ દિવસ આવતી નથી; તમારા સ્વામી તો જીવતા છે, છતાં તમને તેવું શું મોટું દુઃખ આવી પડયું છે, કે જેથી તમારે આજે રાજદ્વારમાં આવવું પડ્યું? તમારૂં જે કાંઇ દુઃખ હોય તે વિસ્તારથી અમને જણાવો. તમારા દુઃખની હકીકત સાંભળીને અમે તે વાત શતાનિક રાજાને જણાવીશું, અને તેઓ તમારાં દુઃખનું નિવારણ કરશે. અમારા સ્વામી પરદુઃખભંજન અને તેવા કાર્યમાં રસિક છે.' સભ્યજનોનાં આવાં શબ્દો સાંભળીને તેઓ બોલી; 'અરે! અમે પરદેશી છીએ, પહેલાં અમારા ઘરમાં અતુલને અખંડ સુખ હતું, દૈવે અમારી આવી માઠી સ્થિતિ કરી નાંખી, અમે દુઃખમાં આવી ચડયા, કારણ કે કર્મની ગતિ અકથ્ય છે. અમારા સસરા સાથે અમારા ગામમાંથી આઠ માણસો વ્યાપાર માટે નીકળ્યા હતા. બધે ફરતાં ભટકતાં 'વત્સદેશના રાજા પ્રજાને પુત્રની જેમ પાળે છે. વળી જેઓ નિર્ધન હોય તેઓને

આજીવિકાનાં ઘણાં સાધનો ત્યાં મળે છે દૂર દેશથી આવેલા માણસો પણ ત્યાં સુખેથી આજીવિકા ચલાવી શકે છે. વળી તે દેશમાં અતિશય સુકાળ સદા વર્તે છે.' આવી તમારા રાજ્યની પ્રસિદ્ધિ લોકોના મુખેથી સાંભળીને અમારા સસરા આખા કુટુંબ સહિત અહિં આવ્યા. જેવી લોકોમાં વાતો સાંભળી હતી તે કરતાં પણ વધારે શ્રેષ્ઠ આ નગર જોયું. ત્યારબાદ પાસેના નગરનાં સ્વામી ધન્યરાજા સરોવર ખોદાવે છે, ત્યાં જઈને સરોવર ખોદવાનું કાર્ય આજીવિકા માટે અમે શરૂ કર્યું, આમ કહીને તેઓએ પૂર્વનો સર્વ બની ગયેલો પ્રસંગ તે લોકોની સમક્ષ વિસ્તારથી કહ્યો.

સભાજનોએ બધી વાત સાંભળી તેવી રાજા પાસે નિવેદન કરી. રાજા પણ આવી અસંભવિત વાતો સાંભળીને વિસ્મયતાપૂર્વક હજુ તો ચિત્તમાં વિચારો કરતા હતા. તેવામાં તે સ્ત્રીઓ ફરીવાર બોલવા લાગી; 'હે મહારાજ ! સેવકજનો ઉપર વાત્સલ્યભાવરૂપી અમૃતના કુંપાઓ ઢોળનારા આપ જ અમારા વિયોગાગ્નિથી બળેલા મનરૂપી ઉદ્યાનને શાંત કરવાને શકિતમાન છો. શું તે ધન્યરાજાએ અમારી દેરાણીના મોહથી અમારા સાસરા વગેરે પાંચે જણાને મૃત્યુ પમાડયા હશે ? અગર તે દુર્બુદ્ધિવાળાએ જીવતાં જ શું તેઓને કારાગૃહમાં પૂરી દીધા હશે ? તે સર્વની આપ તપાસ કરાવો. ધન્યરાજાએ રોકેલા અમારા કુટુંબને આપ કૃપા કરીને છોડાવો. હાથીના મોઢામાં આવેલ પશુને સિંહ સિવાય

બીજું કોણ છોડાવવા સમર્થ છે ? કહ્યું પણ છે. કે, "નિર્ધન અનાથ, પીડિત, શિક્ષા પામેલા અને વૈરીઓથી પરાભવ પામેલા સર્વેને રાજા જ શરણભૂત થાય છે.'

તેમનો આવો પોકાર સાંભળીને રાજાદિકને ક્રોધ ઉત્પન્ન થયો અને સેવક પુરૂષો સાથે આ પ્રમાણે રાજાએ ધન્ય-કુમારને કહેવરાવ્યું; 'તમારા જેવાને અન્યાય કરવો તે તદ્દન અનુચિત છે, તેથી જે પરદેશીઓને તમે કબજે રાખ્યા છે, તેમને છોડી મૂકો. સજ્જન થઇને ગર્વથી આ પ્રમાણે સન્માર્ગ કેમ છોડી દો છો ? પ્રાણ જાય તો પણ સજ્જન પુરૂષો દુષ્ટ કૃત્ય કરતાં નથી.' ધન્યકુમારે સેવક પુરૂષો પાસેથી આવાં વચનો સાંભળીને કહ્યું, 'અરે ! હું કોઈ દિવસ પણ સત્ય માર્ગનો લોપ કરતો જ નથી; અને કદાચિત્ હું ત્યાજ્ય એવા કુમાર્ગે પ્રયાણ કરૂં તો મને રોકવા કોણ સમર્થ છે ? જ્યારે ચક્રવર્તીનું ચક્ર ચાલતું હોય, ત્યારે કયો પુરૂષ તેને રોકવા સમર્થ થાય છે ? જો આ બાબતમાં રાજાને પરીક્ષા કરવાની ઇચ્છા હોય, તો તેમને પણ શિક્ષા કરવાને હું સમર્થ છું. જો આપણા રાજા 'હું શતાનિક (સો સૈન્ય જીતનાર) છું. તેવા નામની ખ્યાતિ-થીજ ગર્વ ધારણ કરતા હોય, તો હું લક્ષાનિક (લાખો સૈન્યને જીતનાર) છું; તેથી શતાનિક મારી પાસે કોણ માત્ર છે ?'

ધન્યકુમારે સ્વમુખે ઉચ્ચારેલાં ગર્વયુક્ત કઠોર વચનો સાંભળીને તે આવેલા પુરૂષો તરત જ રાજાની પાસે ગયા.

અને નમસ્કાર કરીને જે હકીકત બની હતી તે વિગતથી કહી સંભળાવી. રાજા પણ તેવાં ગર્વયુક્ત વચનોને સાંભળીને બહુ વિસ્મયમાન થયો, અને જે ધન્યકુમાર જમાઈ અત્યાર સુધી પોતાનાં પ્રેમનું સ્થાન હતું, તે વૈરનું સ્થાન થઇ ગયું. ત્યાર પછી શતાનિક રાજાએ યુદ્ધ કરવા માટે તૈયાર કરેલાં પોતાનાં સૈન્યને ધન્યકુમારના મહેલ પાસે મોકલ્યું. તે વખતે ધન્યરાજાએ પણ તે લશ્કરનું આગમન સાંભળીને પોતાનું હસ્તિસૈન્ય, અશ્વસૈન્ય, પાયદળ સૈન્ય વગેરે એકઠું કરીને શતાનિક રાજાના લશ્કર સાથે તુમુલ યુદ્ધ શરૂ કર્યું. થોડી જ વારમાં ગાજતા એવા હાથી, ઘોડા ઇત્યાદિથી યુક્ત શતાનિક રાજાનાં સૈન્યને નદીના પ્રવાહને પર્વત રોકી રાખે તેવી રીતે ધન્યકુમારે પરાઙ્મુખ કરી નાખ્યું.

એટલે શતાનિક રાજાના બધા સૈનિકો કાગડાની જેમ નાસી ગયા.

પોતાનાં સૈન્યને દીનભાવ પામેલું અને નાસતું જોઈને શતાનિક રાજા પોતાના વધારે બળવાન સૈન્યને લઇને વિષાદપૂર્વક ધન્યકુમારને જીતવા માટે આવ્યો. ધન્યકુમાર પણ તે વૃત્તાંત સાંભળીને પોતાના લશ્કરને લઈ શતાનિક રાજાની સામે લડાઇ કરવા ચાલ્યા. અનુક્રમે તેઓ મળ્યા અને લડાઇ શરૂ થઇ. તેઓ બને જ્યારે યુદ્ધ કરવા લાગ્યા ત્યારે કિંકર્તવ્યતામૂઢ થયેલા રાજ્યના બુદ્ધિશાળી મંત્રીઓ એકઠા થઇને વિચારવા લાગ્યા; 'આ શ્વશુર અને જમાઈના

યુધ્ધમાં જો કોઇ મહાન અનર્થ થશે તો જગતમાં આપણુ માટે મોટું કલંક ચઢશે, લોકો કહેશે કે; 'આ બંને સૈન્યમાં કોઇ એવો બુધ્ધિકુશળ ડાહ્યો માણસ જ નહોતો કે જે બંને વચ્ચે સંધિ કરાવે અને આવા અનર્થથી બંનેને વારે ? તેથી રાજા પાસે જઇને કાંઇપણ હિતોપદેશ આપણે કહીએ.' આ વિચાર કરીને તે સર્વે મંત્રીઓ એકઠા થઈ રાજાની પાસે જઇને વિનંતિ કરવા લાગ્યા; 'સ્વામિન્ ચિત્ત સ્થિર કરીને અમારી વિનતિ સાંભળો અને પછી જે આપને ઉચિત લાગે તે કરો.' રાજાએ કહ્યું; 'તમારે જે કહેવુ હોય તે કહો, હું તેનો વિચાર કરીશ.'

રાજાની અનુજ્ઞા મળતાં તેઓ બોલ્યા; 'હે દેવ ! સામાન્ય હેતુ માટે ધન્યકુમાર જેવા પ્રતિષ્ઠિત પુરૂષની સાથે યુદ્ધ કરીને આપની પ્રતિષ્ઠા આપ ગૂમાવો તે યોગ્ય નથી. વળી આ ધન્યરાજ તમારા જમાઇ છે, તેને હણવા તે આપને કોઇ રીતે યોગ્ય નથી, શું ગાયે ગળેલ રત્ન તેનું પેટ ચીરીને કોઇથી કાઢી શકાય છે ? વળી તેમને આ બધા પરદેશીઓનો નાશ કરવમાં નથી કાંઇ અર્થની સિધ્ધિ કે નથી કાંઇ યશની વૃધ્ધિ, વળી સ્વામિન્ ! આ ધન્યકુમારને તમે જ વૃદ્ધિ પમાડેલ છે, તેથી તેનો છેદ કરવો તે આપને યોગ્ય નથી. ડાહ્યા માણસો પોતે રોપેલા વિષવૃક્ષને પણ પોતે છેદતા નથી. તેથી હે નાથ! ઠીંકરીના કામ માટે કામઘટનો નાશ કરવાની જેમ તેમની સાથે યુદ્ધ કરવું તે તમને ઉચિત નથી. વળી જો

આ જમીન કંપાયમાન થઇ ઉંધી વળી જાય, ન માપી શકાય તેટલા જળથી ભરેલો સમુદ્ર પણ શોષાઇ જાય, સૂર્યનો પૂર્વને બદલે પશ્ચિમ દિશામાં ઉદય થાય, તો પણ આ ધન્યકુમાર અનીતિના માર્ગે ચાલે નહિ, એવી બાળથી વૃદ્ધ પર્યંત સર્વને સંપૂર્ણ ખાત્રી છે, તેથી તે બાઇઓએ કહેલ આવુ તેમનું વિરૂધ્ધાચરણ કોઈ રીતે સંભવતુ નથી. આ પરદેશથી આવેલા આખા કુટુંબને પહેલાં ધન્યકુમારે રાખ્યું અને હમણાં સારા હૃદયવાળા ધન્યકુમારે ક્રોધિત થઇને વૃદ્ધાદિક સર્વને પૂર્યા. આમાં પણ કાંઇક રહસ્ય હોવું જોઈએ, આ પ્રમાણે કરવામાં તેમનો શો આશય છે તે સમજાતુ નથી. તેઓએ આ કુટુંબમાંથી પુત્રવધૂને રોકી, પછી ડોસીને રોકી રાખી, પછી તેના ત્રણે પુત્રોને રોકયા છતાં આ ત્રણે વહુઓને કેમ તેઓએ પુરી દીધી નહિ ! આમાં પણ કાંઇ ચોકકસ હેતુ હોવો જોઇએ. આ કારણથી જો મહારાજ આજ્ઞા આપશે, તો આ ગૂઢાર્થ પણ બુધ્ધિકૌશલ્યથી પ્રકટ થઈ શકશે, કારણ કે તમારી સેવા કરવાથી જે મંત્રીઓ કુશળ અને શાસ્ત્રપારંગત દૃષ્ટિવાળા થયા છે તેનાથી અજાણ્યું શું રહેવાનું છે? બીજી રીતે ન જાણી શકાય તેવું હોય તે પણ બુદ્ધિ વડે જાણી શકાય છે.'

મંત્રીઓએ કહેલી ઉપરોકત સર્વ હકીકતને સાંભળીને રાજા બોલ્યો; 'હે મંત્રીઓ ! જો તમારી આવી બુધ્ધિની કુશળતા હોય તો બધી વાતની તપાસ કરીને આમાં શું

સાચું છે? તે મને જણાવો !' રાજાની આજ્ઞા મળવાથી તરત જ ગણે સ્ત્રીઓને બોલાવીને મંત્રીઓએ પૂછયું, 'તમે કયે સ્થળેથી અત્રે આવ્યા છો? તમારૂં કુળ કયું? તમારી પાસે દ્રવ્ય કેટલું હતું? તમારૂં ગામ કયું? એવી શી આપત્તિ પડી અને શા કારણથી પડી? કે જેને લીધે તમારે અહિં આવવું પડયું? આ બધો તમારો વૃત્તાંત જેવો બન્યો હોય તેવો સાચો કહી સંભળાવો.' મંત્રીઓએ આમ પૂછવાથી આંખમાં અશ્રૂ લાવીને તે ધનશ્રી આદિ સ્ત્રીઓએ મૂળથી તેઓની આગળ પોતાના કુળાદિકનો સર્વ વૃત્તાંત તળાવ ખોદવા સુધીનો વિસ્તારથી કહી સંભળાવ્યો. બુધ્ધિકુશળ અને વસ્તુગ્રાહી મંત્રીઓ તેમની કહેલી વાત સાંભળીને વસ્તુતત્ત્વ બધું સમજી ગયા, અને વિસ્મયતાથી તથા સ્મિતપૂર્વક એક બીજા સામું જોતાં તેઓ વિચાર કરીને બોલ્યા; 'અરે આ બાઇઓનો ધન્ય નામનો અતિ ભાગ્યશાળી દિયર કોણ તેને અમે ઓળખ્યો, ઉપરની કહેલી હકીકત ઉપરથી તો ધન્યકુમાર જ તેમના દિયર છે. તેવું રહસ્ય પ્રાપ્ત થાય છે. બુધ્ધિશાળી એવા તે ધન્યકુમારે છાશ તથા અન્ય વસ્તુઓ દેવાવડે માયા કરીને પહેલા પોતાની પત્નીને ઘરમાં રાખી, બાદ પોતાના પિતા, માતા તથા ભાઈઓને ઘરમાં રાખ્યા અને આ સ્ત્રીઓને ઘરમાં ન રાખી તેનું કારણ એમ જણાય છે કે તેમની પત્નીને ખરાબ વચનો તથા ખોટા મેણા તથા ખોટાં આળ વગેરે આપીને આ સ્ત્રીઓએ તેમની પત્ની વિરૂધ્ધ પ્રતિકૂળતા બતાવી હશે, તેથી આ

સ્ત્રીઓને શિક્ષા કરવા માટે મહેલમાં દાખલ થવા દીધી નથી.'

મંત્રીઓએ આ રીતે યોગ્ય વિચાર કરીને તે સ્ત્રીઓને કહ્યું કે, 'તમે કહેલ ભાગ્યના નિધાનરૂપ તમારા દિયર ધન્યકુમારને ઓળખવાનું કાંઇ ખાસ લક્ષણ છે કે જેનાથી તે સત્વર ઓળખી શકાય.' શતાનિક રાજાનાં મંત્રીઓનાં આ કથનને સાંભળીને ક્રોધ છોડી ધીરજ ધારણ કરીને શાંત અંતઃકરણથી તે સ્ત્રીઓ બોલી; 'અમારા દિયરને ઓળખવાનું એક મોટું ચિહ્ન છે, તે એ કે તેના બંને પગો ઉપર અત્યંત દેદીપ્યમાન સૂર્ય જેવા ચળકાટવાળુ પદ્મનું નિશાન છે, તેથી આ અમારા દિયર તરત જ ઓળખાય છે.' તે સાંભળીને તરત જ તે મંત્રીઓ ધન્યકુમારના પગની ઉપર રહેલું પદ્મનું ચિન્હ જોવાને માટે તે સ્ત્રીઓને સાથે લઇને ધન્યકુમારની પાસે ગયા અને નમીને તેમની પાસે ઉભા રહ્યા.

ધન્યકુમારે તેમને પૂછ્યું; 'આપને અહીં આવવાનુ શુ પ્રયોજન છે?' તેઓએ કહ્યું; 'આ સ્ત્રીઓનો આંતર કલહ નિવારવા અમે આવ્યા છીએ.' તે વખતે ધન્યકુમારે પોતાની ભાભીઓને સાથે આવેલી દેખીને માયાથી તેમને પણ નમસ્કાર કર્યા અને તેઓને કહ્યુ; 'ભયભીત અંતઃકરણવાળા તમે શા કારણે અહીં આવ્યા છો?' આ શબ્દો સાંભળીને તે ધનશ્રી આદિ ત્રણે ભાભીઓ ધન્યકુમારને બરાબર ઓળખીને બોલી; 'અરે શું કરવા અમને માયા કરીને ખેદ ઉપજાવો છો? શા માટે દુ:ખી કરો છો?' કારણ કે તમે જ

'અમારા ભાગ્યશાળી દિયર છો, શું કલ્પવૃક્ષ કોઈ દિવસ કોઇને દુઃખ આપે છે ?' આમ કહીને તેઓ બોલતી બંધ રહી. એટલે ધન્યકુમારે કહ્યું; 'અરે ! આ તમારા સ્વસ્થ હૃદયમાં શો ભ્રમ થઈ ગયો ? અથવા તો હીન પુણ્યોદયથી તમારી દૃષ્ટિ શું કાંઈ ઝાંખી થઇ ગઇ છે ? જગતમાં જેને 'ધન્યકુમાર' એવા નામવાળો જુઓ, તેને તમે તમારા 'દિયર' કહીને બોલાવશો તો સર્વ સ્થાને હાસ્યપાત્ર થશો.'

આ સાંભળીને તેઓ બોલી; 'રે દિયરજી ! તમને તો અમે ઘણા વખતથી ઓળખીએ છીએ, પણ માયા કપટ કરીને તમે તમારી જાતને ગોપવો છો, પરંતુ તમારા પુણ્યોદયથી ઉત્પન્ન થયેલી તમારા પગ પરની નિશાની છુપાવવા તમે શક્તિમાન નથી. હે મંત્રીઓ ! આ ધન્યરાજાના અમે પગ ધોઈએ, જેથી તે પગો ઉપર રહેલા પદ્મનાં દર્શન થવાથી અમારા અંતઃકરણમાં પણ નિર્ણય થાય.' આમ કહીને તેઓ ધન્યકુમારના પગ ધોવા તૈયાર થઇ.

એટલે ધન્યકુમાર બોલ્યા; 'હું પરસ્ત્રીઓ સાથે આલાપ પણ કરવા ઇચ્છતો નથી તો પગ ધોવાથી તો તમારે દૂર જ રહેવું.'

આ પ્રમાણે ધન્યકુમારે તે સ્ત્રીઓને પગ પખાળતી રોકી, તેથી પાસે ઉભેલા પ્રધાનો કહેવા લાગ્યા; 'દેવ ! શું કરવા નિરર્થક વાર્તાલાપ કરો છો ? અને નિરર્થક શ્રમ લો છો ? આ તમારી જ ભાભીઓ છે, તેવો નિર્ણય અમને

થઇ ચૂકયો છે. આપના જેવા સમર્થ પુરૂષોને દંભપૂર્વક
પોતાના સ્વજનો સાથે વ્યવહાર રાખવો તે ઉચિત નથી.
આ સ્ત્રીઓએ પ્રથમ તેમણે અનુભવેલા તમારા ઘણા ગુણોનું
વર્ણન બહુ પ્રકારે અમારી પાસે કર્યું છે. હમણા.તમારી
પ્રવૃત્તિ તેથી કાંઇક જુદા પ્રકારની દેખીને અમારા મનમા
મહાન આશ્ચર્ય થાય છે. પરંતુ સજ્જન પુરૂષો તો આંબો
શેરડી, ચંદન, અગર, વંશ વગેરે વૃક્ષો કે જેઓને પત્થ-
રથી તાડના કરે, પીલે, ઘસે, બાળે તથા છેદે તો પણ પારકા
ઉપર ઉપકાર જ કરે છે. તેની જેમ ઉપકાર કરનારા હોય છે.
તમે તો સજ્જન પુરૂષોમાં અગ્રેસર છો, તો તમને આ
કેમ શોભે ? તમારામાં આવા દંભનો સંભવ જ કેમ હોય ?
કદાચ જો કે પોતાના કુટુંબીઓ વિપરિત આચરણ
કરે, તો પણ તેઓને શિક્ષા આપત્તિકળમાં તો
ન જ કરવી વિપત્તિમાંથી તેમનો સત્વર ઉધ્ધાર જ
કરવો. સાધુપુરૂષો પડયા ઉપર કદિ પણ પાટુ
મારતા નથી, પણ તેને સહાય કરનાર જ થાય છે. પણ
અમને લાગે છે કે જેવી રીતે કાંજીના સંસર્ગથી દુધની
પ્રકૃત્તિમાં વિકૃત્તિ થઇ જાય છે, તેવી જ રીતે તમારી પત્ની
સુભદ્રાએ તમને કાંઇક ચઢાવ્યા લાગે છે. તમારા કાન
ભભેર્યા હશે, તેથી જ તમારી આવી સુંદર પ્રકૃત્તિમાં વિકાર
થઇ ગયો છે. કહ્યું છે કે, ‘સુંદર વંશના—વૃક્ષમાં ઉત્પન્ન
થયેલ ધનુષનો દડ પણ પણછથી પ્રેરાય ત્યારે પારકાના
ઘાત માટે થાય છે.’ કુશળ મત્રીઓએ બુધ્ધિના પ્રપંચથી

કોમળ વચનોવડે આ રીતે સમજાવ્યા, એટલે ધન્યકુમારે હાસ્યક્રિયા છોડી દઈને આદરપૂર્વક પોતાની ભાભીઓને પોતાના ઘરમાં મોકલી.

ત્યારપછી ધન્યકુમારે સૈન્યની તૈયારીઓ બંધ કરી દઈને સચિવોની સાથે રાજા પાસે આવી નમસ્કાર કર્યા. શતાનિક રાજાએ પણ અર્ધું આસન આપીને ઉત્સાહપૂર્વક ભાગ્યશાળી એવા ધન્યકુમારને કહ્યું; 'હે બુદ્ધિશાળીમાં શ્રેષ્ઠ ! આ શું આશ્ચર્યકારક બન્યું ? તમને નહિં ઓળખી શકેલી તમારી ભોજાઇઓને તમે હેરાન કરી તે તમને શોભતું નથી. કારણ કે, ' ડાહ્યા માણસોએ પોતાના કુટુંબીજનોને કોઇ દિવસ છેતરવા ન જોઈએ.'

શતાનિક રાજાનું આ કથન સાંભળીને ધન્યકુમાર નિર્મળ અંતકરણથી કહેવા લાગ્યા; 'સ્વામી તે ભોજાઈઓ અમારા ભાઈઓ વચ્ચે કલહ કરાવનારી થઇ છે તે સાંભળો! લોઢાની ઘંટી જેમ તેની અંદર નાખેલા ધાન્યને છુટેછુટું કરી નાંખે છે, તેવી જ રીતે ઘણી મજબૂતાઇથી વળગી રહેલા અમારાં ભાઈઓનાં મનને આ સ્ત્રીઓએ ઘરમાં આવીને છુટા પાડી નાખ્યા છે એક ઉદરથી જન્મેલા ભાઇઓની મનરૂપી ભૂમિ ઉપર પ્રીતિ, વલ્લભતા તથા સ્નેહાર્દ્રતારૂપી સ્નેહલતાની શ્રેણિઓ ત્યાં સુધી જ ઉગતી અને વૃદ્ધિ પામતી રહે છે કે જ્યાં સુધી તે લતાને છુટી પાડનાર વચનરૂપી ઉન્નત દાવાનળ સ્ત્રીઓ તરફથી સળગાવવામાં આવતો નથી. આ દાવાનળ સળગતાં જ તે લતાઓનો તરત જ નાશ

થઈ જાય છે અને તે વૃદ્ધિ પામતી અટકી જાય છે. 'હે રાજન્! નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે; 'કોઇ દિવસ શત્રુનો વિશ્વાસ કરવો નહિ અને સ્ત્રીઓનો તો વિશેષ કરીને કોઇ દિવસ પણ વિશ્વાસ કરવો નહિ.' આનો હેતુ શું છે તે સાંભળો. શત્રુઓ તો વિરૂદ્ધ થાય ત્યારે જ હણવાને ઉદ્યુક્ત થાય છે, અને નારીઓ તો સ્નેહવાળી દેખાય છતાં ક્ષણમા હણી નાખે છે. જેવી રીતે સુંદર વંશમા (વાંસમા વાંસથી) ઉત્પન્ન થયેલ મંથનદંડ–રવૈયો સ્ત્રીઓ હલાવે કે તરત જ સારી રીતે જામી ગયેલા દહીંને છુટું પાડી નાંખે છે, તેવી રીતે ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો પણ સ્ત્રીઓથી પ્રેરાયલા ગમે તેવા અકૃત્યો કરવા ઉદ્યુક્ત થઇ જાય છે, જયારે ઘંટીનો દંડ સ્ત્રી હસ્તમાં લે ત્યારે દાણાના કણેકણને જુદા પાડી નાંખે છે, તેવી જ રીતે સ્ત્રીથી વ્યુદ્ગ્રાહિત થયેલા પુરૂષો પણ માતા, પિતા વગેરેના સ્નેહને ક્ષણમાં દળી નાંખે છે, પૂર્વની સ્નેહયુક્ત સમગ્ર દશાને ત્યજી દે છે. જેવી રીતે તરવાર–ખડ્ગ વગેરે શસ્ત્રો સરાણવડે ઘસાય ત્યારે તેજસ્વી થાય છે, તેવી જ રીતે સ્વાર્થાંધ મૂર્ખ સ્ત્રીઓથી ઘસાતા ખેદાતા પુરૂષો પણ ઉલટા હૃદયમાં આનંદ માને છે–ખુશી થાય છે. રાજન્! મેં પહેલાં એમનાં ચિત્તની પ્રસન્નતા માટે અનેક ઉપાયો કર્યાં છે, પણ ઉખર ભૂમિમાં વાવેલા બીજની જેમ આ સ્ત્રીઓમાં તે ઉપાયો બધાં નિષ્ફળ ગયાં છે. તેમાંથી કાંઇ પણ ફળની પ્રાપ્તિ થઈ નથી, જે કુલીન સ્ત્રીઓ હોય તેઓ તો એવો સારો બોધ આપે કે જેથી

ઉન્માર્ગે જતા નદીના પ્રવાહને નદીના કાંઠાની ભીંતો રોકી રાખે, તેવી જ રીતે છુટા પડવાના ઉપાયને શોધતાં બંધુઓને પણ સુશ્લિષ્ટ કરીને રાખે, છુટા પડવા ન દે, મેં આ કલેશ કરાવનારી ભાભીઓનો મદ ગાળવા માટે તથા વક્રતા મટાડવા માટે ઉપાય કરીને તેઓને જરા ખેદ પમાડયો છે. જેવી રીતે ઉત્તમ વૈદ્ય વિષમ જ્વરનો નાશ કરવા શરીરને સૂકવે છે. લાંઘણ કરાવે છે, તેવી જ રીતે મેં આ ઉપાય કળહ તથા વક્રતા નિવારવા માટે કર્યો છે, બીજું કાંઇ કારણ નથી. મને તેઓના પ્રત્યે હૃદયમા સ્હેજ પણ દુર્ભાવ નથી.'

આ રીતે પ્રીતિ ઉપજાવે તેવાં વચનો વડે ધન્યકુમારે શતાનિક રાજાને ઘણો આનંદ પમાડયો.

શતાનિક રાજા પણ અદ્‌ભૂત ભાગ્યવાળા ધન્યકુમારની વાતો સાંભળીને મનમાં આનંદ તથા વિસ્મય પામતા પોતાના આવાસે ગયા. ધન્યકુમારે પણ સેનાપતિ, મંત્રીઓ વગેરેની પ્રશંસાને પ્રાપ્ત કરી, અને આનંદિત થયેલા તેમણે પોતાના નગરમાં આવીને માતા પિતા તથા જ્યેષ્ઠ બાંધવોને નમસ્કાર કર્યા. તેઓ પણ આનંદિત થઇને ધન્યકુમારને આશીર્વાદ દેવા લાગ્યા. ધન્યકુમારે અવસર મેળવીને તે બધાયને તેમનો પૂર્વ વૃત્તાંત પૂછયો, અને તેઓએ એ બધો વૃત્તાંત યથાસ્થિત કહી સંભળાવ્યો. આ રીતે પૂર્વ પુણ્યાઇનાં અનુપમ ફલને ભોગવતા ભાગ્યશાલી ધન્યકુમાર સ્વજનોને સાચવતા રાજાઓમાં ચક્રવર્તીની જેમ શોભવા લાગ્યા.



## ૧૯ : કલા અને બુદ્ધિનો વિલાસ :

એક દિવસ બુદ્ધિના નિધાન ધન્યકુમારે મનમાં વિચાર કર્યો; 'મારા બાંધવો ફરીથી પહેલાની જેમ અપ્રીતિ-યુક્ત ન થાય, તેઓનાં અંતઃકરણ મારા ઉપર અપ્રસન્ન ન થાય, તે પહેલાં જ હું અહિંથી નીકળી અન્ય સ્થળે જાઉં, વળી મંદભાગ્યથી રાજા પણ તેઓને દંડાદિક આપે નહિ, તેટલા માટે રાજાને તેમની ભલામણ કરી જાઉં.' આમ વિચારીને અશ્વ, હાથી, ગામ વગેરેનો સરખો ભાગ પાડીને તેઓએ ભાઈઓને વહેંચી આપ્યા, અને ઘરની સારભૂત ઉત્તમ વસ્તુઓ સુવર્ણ, રત્નાદિક બધું પિતાને સોંપ્યુ. અને કોશાંબીના રાજા શતાનિક પાસે જઈને તેમણે કહ્યું, 'હુ કોઇ પ્રસંગથી રાજગૃહી નગરી તરફ જાઉં છું, તેથી મારી તેમજ મારા કુટુંબની આપ સંભાળ રાખજો.'

આ પ્રમાણે રાજાને ભલામણ કરીને તથા સમ્મતિ મેળ-વીને ધન્યકુમાર રાજગૃહી તરફ ચાલ્યા. બને સ્ત્રીઓ—સુભદ્રા તથા સૌભાગ્યમંજરીને તથા ઉત્તમ પરિવારને સાથે લઈને અવિચ્છિન્ન પ્રયાણ કરતાં કેટલાક દિવસે ધન્યકુમાર લક્ષ્મી-પુર નામના નગરની નજીકમાં પહોચ્યાં. તે નગરમાં સર્વ

ક્ષત્રિયોમાં શિરોમણિ રાજગુણોથી શોભતો જિતારિ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજા બહુ બળવાન હોવાથી ક્ષમાનો ત્યાગ કરી શત્રુઓનો વિજય મેળવવામાં તત્પર હતો. તેથી તેના શત્રુઓ ક્ષમા (પૃથ્વી) નો ત્યાગ કરીને ભાગી ગયા હતા. તે રાજાને ગીતકળામાં અતિશય કુશળ એવી ગીતકળા નામની પુત્રી હતી.

એક દિવસે તે કુમારી વસંતોત્સવની ક્રીડા કરવા માટે સખીઓના સમૂહની સાથે ઉદ્યાનમાં ગઈ; ત્યાં પ્રથમ લીલાથી હીંચકવાની, જળક્રીડાની, પુષ્પ એકઠા કરવાની તથા દડાઓ ઉછાળવાની ક્રીડાઓ તેણે કરી. ત્યારબાદ યુવાનોનાં મનને વિભ્રમમાં નાખનાર અને સુંદર રાગોથી મનોહર એવું મનોમુગ્ધકર મધુર ગીત ગાવાનો તેણે આરંભ કર્યો. જેવી રીતે અદ્ભુત એવા હાવભાવ, વિભ્રમ, તથા કટાક્ષોથી કામી દૃષ્ટિવાળા મનુષ્યો રૂપવતી સ્ત્રી તરફ આકર્ષાય છે, અને તેને વશ થઈ જાય છે તે રીતે તેના ગાયેલા ગીતની મધુરતાથી આકર્ષાયેલા હરણો તથા હરિણીઓ કર્ણેન્દ્રિયને પરવશ થઈને ત્યાં આવી ગીતકળાની આસપાસ બેઠા. તે વખતે તે સૌંદર્યશાલી રાજકુમારીએ કૌતુકથી એક હરિણીના ગળામાં પોતાનો ઉત્તમ એવો સાત સેરવાળો હાર પહેરાવી દીધો. તે હરિણી તો ગીત બંધ થયું, એટલે ત્યાંથી નાશી ગઈ. રાજકુમારી પણ ગીત ગાન બંધ કરીને પોતાના મહેલમાં આવી.

પછી તેણે પોતાના પિતાને કહ્યું; 'મારી એક પ્રતિજ્ઞા

આપ સાંભળો. આજે મેં ગાનકળાથી આકર્ષાયેલી એક હરિણીના ગળામાં મારો સાતસરનો હાર પહેરાવી દીધો છે. જે પુરૂષ પોતાની સંગીત સાધનાની કુશળતા વડે આનંદિત અંતઃકરણ યુક્ત થયેલી તે મૃગલીના ગળામાંથી ગ્રહણ કરીને તે મારો હાર મને આપશે તેની સાથે હું પાણિગ્રહણ કરીશ –તે મારો પતિ થશે' જિતારિ રાજા પોતાની પુત્રીની આવી પ્રતિજ્ઞા સાંભળી વિચારમાં પડયો, પરંતુ તેની પ્રતિજ્ઞા તો સમગ્ર નગરમાં પ્રસિધ્ધ થઇ ગઇ, કારણકે અદ્‌ભુત વાત તો પાણીમાં તેલની જેમ તરત જં લોકોમાં વિસ્તાર પામી જાય છે.

ધન્યકુમાર ફરતા ફરતા તે નગરમાં આવ્યા, એટલે જિતારિ રાજાની પુત્રીએ કરેલી પ્રતિજ્ઞાનો વૃત્તાંત લોકોનાં મુખેથી સાંભળીને તે ચિત્તમાં અતિશય ચમત્કાર પામ્યા. ઉત્તમ પરિવારને સાથમાં લઈને પૌરજનોની લક્ષ્મી જોતાં જોતાં ધન્યકુમાર જિતારિ રાજાનાં દર્શન સાટે રાજકુલમાં ગયા રાજાએ પણ ભાગ્યશાળી તથા તેજસ્વી ધન્યકુમારને આવેલા જોઈને અતિશય આદરસત્કાર આપી પોતાની સાથે આસન ઉપર હર્ષપૂર્વક બેસાડયા. રાજાએ માર્ગ સંબંધી કુશળક્ષેમ વાર્તા તેઓને પૂછી; તેઓ ત્યાં બેઠા હતા, તેટલામાં રાજકુમારીની પ્રતિજ્ઞા સંબંધી વાત કોઈએ કાઢી.

ધન્યકુમાર બોલ્યા, 'હે પૃથ્વીનાથ ! જો ગાનકળાનાં કૌશલ્યથી આકર્ષાયેલી હરિણી ગીતનો ધ્વનિ સાંભળ્યા પછી

તે બંધ થાય ત્યારે અન્ય શબ્દો સાંભળીને ભય પામી બીજે નાશી જાય, તો તે અદ્‌ભૂત ગીતકળા કહેવાય નહિ, તે નિષ્ફળ જ ગણાય; પણ જો મૃદંગ અને ભેરીના ભાંકારાદિક સ્વરથી ત્રાસ પામ્યા સિવાય ગીતોથી આકર્ષાઈ પાસે આવેલી હરિણી લોકોથી વ્યાપ્ત એવા શહેરમાં પણ ચાલી આવે તો જ તે સંગીતકળા સંપૂર્ણ અને પ્રશંસનીય ગણાય.'

ધન્યકુમારનું કથન સાંભળીને તથા તેની અદ્‌ભુત આકૃતિને જોઇને તેનાં ચાતુર્યથી ચમત્કાર પામેલા રાજાએ હર્ષપૂર્વક તે હરિણીને પાછી લાવવા માટે ધન્યકુમારને સૂચના કરી અને તે કાર્ય પાર ઉતારવા આગ્રહ કર્યો. ધન્યકુમાર તે વાત અંગીકાર કરીને વીણા હાથમાં લઇ અનેક ગંધર્વોના પરિવાર સહિત વનમાં ગયા

ત્યાં એક વૃક્ષની છાયા નીચે બેસીને મધુર સ્વરથી ધન્યકુમાર પોતાનું સગીત કૌશલ્ય દર્શાવવા લાગ્યા અને સ્વર ગ્રામ, મૂર્છના વગેરેના મેળપૂર્વક ત્યાં તેઓએ વીણા વગાડવા માંડી. તે વખતે તે વનમાં રહેલાં મૃગો અને મૃગલીઓ ગાયનમાં તલ્લીન થતાં તેનાથી આકર્ષાઇને ગીતને વશ થયેલાં સર્વ દિશાઓમાંથી ધન્યકુમારની પાસે આવવા લાગ્યા. ધન્યકુમારની આસપાસ વીંટળાઈ જઇને તે બધાં ત્યાં બેઠા. જેવી રીતે પોતાના પ્રિયતમ પાસે પ્રિયા આવે તેવી રીતે તે મૃગોના સમૂહમાં પ્રથમ જે હરિણીના ગળામાં હાર પહેરાવ્યો હતો તે હરિણી પણ ગીતોના આકર્ષણથી વશ થઈને ધન્યકુમારની પાસે નિઃશંક મનથી આવી અને તેના મુખ

સામું જોતી ત્યાં બેઠી, ઇન્દ્રજાળમાં કુશળ પુરૂષ લોકોથી વીંટાઇ જાય તેવી રીતે મૃગોથી વીંટાયેલા ધન્યકુમાર પણ તેજ પ્રમાણે સુંદર આલાપપૂર્વક ગાયન કરતાં કરતાં નગર તરફ ચાલ્યા. રસ્તામાં અનેક લોકોએ કરેલા ક્ષોભથી ક્ષોભાયમાન કરવા છતાં પણ મૃગોનો સમૂહ ગીતગાનમાં લીન થઇ જવાથી ધ્યાનમાં મગ્ન થયેલા યોગીની જેમ ક્ષોભ પામતો નથી.

તે સઘળા મૃગો ધન્યકુમારની આસપાસ વીંટાઇ જઇને તેની સાથે જ ચાલવા લાગ્યા. નગરના લોકોને વિસ્મય પમાડતા ધન્યકુમાર એ બધા હરણીયાઓના સમૂહની સાથે નગરમાં પ્રવેશ કરીને રાજમાર્ગે ચાલતા તે લોકોની સાથે રાજ્યસભામા આવ્યા. પછી 'આ શું ! આ શું' એમ બોલતાં રાજાદિક પાસે ઉદાર અને કુશાગ્ર બુદ્ધિવાળા ધન્યકુમાર તે સર્વને લઇ ગયા. અને પેલી હરિણીનાં ગળામાંથી હાર લઈ ગીતકળા રાજકુંવરીના હાથમા તે હાર આપ્યો. આ અદ્ભુત બનાવ દેખીને આશ્ચર્ય રસથી ભરેલા જિતારિ રાજા, અમાત્ય અને પૌરજનો ધન્યકુમારના સંગીત કૌશલ્યની પ્રશંસા કરવા લાગ્યા. 'અહો! ધન્યકુમારની ગીતકળામાં કુશળતા કેવી છે! અહો ! આનો ધીરજ કેવી છે, અહો ! આનું સૌભાગ્ય કેવુ છે, કોઇ વખત નહિ જોયેલો અને નહિ સાંભળેલો મૃગોનો તથા મનુષ્યોનો મેળાપ નિ:શંક રીતે આ ભાગ્યશાળીએ કરાવ્યો અને દેખાડયો. 'બહુરત્ના વસુંધરા' એવું

* * * ૩૨૫ :

લોકવાક્ય ધન્યકુમારે સાર્થક કરી બતાવ્યું. આ રાજકુમારી પણ પૂર્ણ ભાગ્યશાળી છે, કે જેની આવી પ્રતિજ્ઞા તેના મનોરથને અનુકૂળ રીતે આ પુણ્યવાને પૂર્ણ કરી '

આમ રાજા, મંત્રી, ઇત્યાદિ સર્વ સમૂહ વડે પ્રશંસા કરાયેલા અને અભિનંદન અપાયેલા ધન્યકુમારના કંઠમાં તે સમયે ગીતકળા રાજકુમારીએ વરમાળા આરોપણ કરી અને પૂર્ણ પ્રતિજ્ઞાવાળી થયેલી તે કન્યાનું જિતારિરાજાએ હર્ષપૂર્વક તિલક કરીને ધન્યકુમારની સાથે પાણિગ્રહણ કરાવ્યું. શુભ દિવસે અને શુભ મુહૂર્તે તે રાજકુમારીનો પાણિગ્રહણનો મહોત્સવ થયો. કરમોચનના સમયે રાજાએ સેંકડો હાથી, ઘોડા, રથ, ગામ વગેરે ધન્યકુમારને આપ્યા. જિતારિ રાજાના આગ્રહથી પોતાના ઉત્તમ ગુણોવડે સર્વના ચિત્તને આશ્ચર્ય પમાડતા ધનસાર શ્રેષ્ઠીના સુપુત્ર ધન્યકુમાર કેટલાક દિવસો તે નગરમાં રાજાએ આપેલા આવાસમાં રહ્યા.

જિતારિ રાજાના સુબુદ્ધિ નામના મંત્રીની સરસ્વતી નામે પુત્રી હતી. તે સરસ્વતીની જેવી જ સર્વ વિદ્યાઓનાં રહસ્યને સમજનારી અને ગ્રહણ કરનારી હતી તેની બુદ્ધિ સર્વ પ્રહેલિકાઓમાં, ગૂઢ પ્રશ્નોત્તરોમાં, સાંકેતિક સમસ્યાઓની પૂર્તિ કરવામા બહુ સારી ચાલતી હતી. કોઇ સ્થળે તેની સ્ખલના થતી નહિ, તે બુધ્ધિમાં તીક્ષ્ણ હતી, તેમા પણ આલંબન વગર જ સાધી શકાય તેવી ઔત્પાતિકી બુધ્ધિમાં તો તે અતિશય કુશળ હતી. આવી બુધ્ધિશાલી સરસ્વતીએ

અભિમાનવડે એવી પ્રતિજ્ઞા કરી હતી કે; 'જેનું કહેલું હું ન સમજી શકું, અને મારૂં કહેલું જે સર્વ સમજી શકે, તેજ મહાપુરૂષને મારે સ્વામી તરીકે સ્વીકારવો.'

મંત્રીપુત્રી સરસ્વતીએ કરેલી પ્રતિજ્ઞાની વાર્તા આખા નગરમાં અને ગામડામાં વિસ્તાર પામી ગઈ. આ વાત સર્વત્ર ફેલાવવાથી જેઓ થોડા ઘણા પણ શબ્દ, છંદ અલંકારાદિ શાસ્ત્રાભ્યાસથી પોતાનાં બુધ્ધિકૌશલ્યની મહત્તા માનતા હતા. તે રાજપુત્રાદિક સર્વે ગર્વપૂર્વક 'અમારી પાસે તે કોણ માત્ર છે?' એમ અભિમાન ધારણ કરતા તેને પરણવાને માટે ઉધુક્ત થઇને ઉત્સાહ સાથે સરસ્વતી પાસે આવવા લાગ્યા. અને પોતાને જે જે ગૂઢ સમશ્યા વગેરે આવડતું હતું તે તે સરસ્વતીને પૂછવા લાગ્યા. આ પ્રશ્નોના તે મંત્રીપુત્રી ઉત્તમ રીતે સચોટ પ્રત્યુત્તરો આપતી હતી. કોઇના પણ ગમે તેવા પ્રશ્નોનો ઉત્તર આપવામાં તે સ્હેજ પણ સ્ખલના પામતી નહિ. તેને પરણવાના ઉત્સાહવાળા અનેક પુરૂષો પોતાના હૃદયમાં કલ્પેલી અનેક પ્રકારની સમશ્યાઓ પૂછવા દરરોજ આવતા હતા, પરંતુ તે કન્યા સાંભળવા માત્રથી તરત જ તેનો ઉત્તર આપતી હતી. તેથી બધા વિલખા થઇને પાછા જતા હતા.

એક દિવસે તે મંત્રીપુત્રી સરસ્વતીએ પોતાની બુધ્ધિનું કૌશલ્ય દેખાડવાની ઇચ્છાથી રાજાને સાક્ષી રાખીને રાજસભામાં આ પ્રમાણે બે શ્લોકો પોતાની દાસી દ્વારા તેનો જવાબ પ્રાપ્ત કરવા મોકલા

गंगायां दीयते दान–मेकचित्तेन भाविना ।
दाताऽहो ! नरकं याति, प्रतिग्राही न जीवति ॥ १ ॥

'ગંગાનદીમાં એક ચિત્તથી ભાવપૂર્વક દાન દેનાર પુરૂષ અહો! નરકમાં જાય છે, અને ગ્રહણ કરનાર જીવતો નથી. આનું રહસ્ય શું?'

का सरोवराण सोहा ? को अहीययरो दाणगुणे, जाओ ? ।
अत्थग्गहणे को निउणो ? मरुधरे केरिसा पुरिसा ? ॥ २ ॥

'સરોવરની શોભા કઇ છે? દાનગુણમાં અધિક કોણ થયું છે? ધન ઉપાર્જવામાં કોણ કુશળ છે? અને મરૂધરમાં કેવા પુરૂષો હોય છે?'

એક ભૂર્જ–તાડપત્ર ઉપર લખીને રાજસભામા મોકલાવેલા તેના આ બે શ્લોકોનો અર્થ વિશિષ્ટ જ્ઞાન ધારણ કરનાર વગર કોઈ સમજી શકે તેમ નહોતું. તેથી આ બે શ્લોકો બાળકથી વૃદ્ધ પર્યંત નગરમાં વિખ્યાત થઇ ગયા.

અનુક્રમે આ શ્લોકો ધન્યકુમારના વાંચવામા આવ્યા. તેણે તો તે વાંચીને તરત જ તેનો ઉત્તર લખ્યો કે;

मीनो लाता गलो देयं, कन्ये ! दाताऽत्र धीवरः ।
फलं यज्जायते तत्र, तयोस्तद्विदितं जने ॥

ઉત્તર સ્પષ્ટ છે કે, 'ગંગા નદીના કિનારા ઉપર કોઇ માછીમાર માછલા મારવા માટે પ્રવૃત્તિ કરતો હોય, તે વખ-

તની ક્રિયાને ઉદ્દેશીને આ શ્લોક લખાયો છે. તે વખતે માછીમાર લોઢાના અણીવાળા સળીયા ઉપર માંસનો ટુકડો બાંધીને મત્સ્યને આપે છે. તેથી માછીમાર દાતા થયો અને માંસખંડ તે દેવા યોગ્ય વસ્તુ થઈ અને તે માસખંડ લેનાર મત્સ્ય તે દેય વસ્તુને ગ્રહણ કરનાર થયો. આ ક્રિયામાં તે દેનાર અને લેનારને જે ફળ થાય તે સર્વ લોકોમાં સારી રીતે પ્રસિધ્ધ છે દેનાર માછીમાર નરકે જાય છે અને લેનાર મત્સ્ય જીવતો નથી, તે જ આ શ્લોકનો સ્પષ્ટાર્થ છે.'

સરસ્વતીના બીજા શ્લોકનો ઉત્તર પણ ધન્યકુમારે આ રીતે મોકલાવ્યો, 'સરોવરની શોભા જળ હોય છે. વળી દાનીઓમાં સર્વથી બલિરાજા અધિક છે, કે જેને મરણ સમયે પાસે કાઇ પણ નહિ રહેવાથી બ્રાહ્મણને હવે શું આપવુ ? તેનો વિચાર કરતાં મનમાં ખેદ થયો, તેનો ખેદ જોઇ પરીક્ષા કરનાર બ્રાહ્મણે કહ્યું કે, તમારા દાંતની અંદર નાખેલ આ સુવર્ણની રેખા છે તે આપો.' તેણે કહ્યું, 'બહુ સારૂં.' આમ કહીને તરત જ પથ્થરવડે તે પોતાના દાંતો પાડવા લાગ્યો. આવું તેનુ મહાસત્વ અને દાનશીલતામા તેની અડગતાનો નિશ્ચય દેખીને પરીક્ષા કરવા આવેલ દેવ પ્રસન્ન થયો, તેથી દાનેશ્વરીમાં અગ્રેસર બલિરાજા છે. વગી અર્થ–ધન ગ્રહણ કરવામાં કુશળ વેશ્યા છે. અને મરૂસ્થળમાં કાંબળા પહેરનારા લોકો રહે છે, કારણ કે મરૂસ્થળમાં ઉત્પન્ન થયેલા લોકો ઘણું કરીને કાંબળા

પહેરીને જ નિર્વાહ કરે છે'

મંત્રીપુત્રી સરસ્વતીની બન્ને સમસ્યાઓનો ઉત્તર પોતાની પ્રતિભાથી ભૂર્જપત્ર ઉપર લખીને ધન્યકુમારે આ રીતે સરસ્વતીને મોકલાવ્યો, અને સાથે જણાવ્યું કે; 'આ નીચે મારા લખેલા શ્લોકનો અર્થ તમે આપજો!' તે શ્લોક આ પ્રમાણે છે;

'न लगेन्नागनारंगे, निम्बतुंबे पुनर्लगेत् ॥
लगेत्युक्ते लगेन्नैव, मेत्युक्तेच भृशं लगेत् ॥

'નાગ અને નારંગ ઉપર લાગતું નથી, લીંબડા અને તુંબ ઉપર લાગે છે. 'લાગ' એમ કહીએ તો લાગતું નથી અને 'મા' એમ કહેતાં વારંવાર લાગે છે.'

ધન્યકુમારે તે કાગળ દાસીને આપ્યો.

મંત્રીપુત્રી આ સમસ્યાનો લખેલ અર્થ વાંચીને ચિત્તમાં ચમત્કાર પામી. 'અહો! આનું બુદ્ધિકૌશલ્ય કેવું છે!' આમ મસ્તક ધૂણાવતી તે ફરી-ફરી વાંચવા લાગી. ધન્યકુમારે લખી મોકલેલ શ્લોક વાંચ્યો, પણ તેનાં રહસ્યની તેને સમજણ પડી નહિ. તે શ્લોક ઉપર તેણે ઘણો ઘણો ઉહાપોહ કર્યો, પણ તેનો અર્થ તે મેળવી શકી નહિ. ત્યારે તે સરસ્વતી અતિ ઉદ્વેગને ધારણ કરતી રાજ્યસભામાં ધન્યકુમાર પાસે જઈ માન ત્યજી દઈને તેમણે લખેલ શ્લોકનો અર્થ પૂછવા લાગી.

ધન્યકુમાર પણ જરા હસીને તેનો અર્થ કહેવા લાગ્યા; 'હે ભદ્રે! આ શ્લોકનો અર્થ મુખના ઉપર નીચેનાં બે

ઓઠ છે, કારણ કે નાગ અને નારંગ શબ્દ બોલતા ઓષ્ટ-પુટ-હોઠ એક બીજાને અડતા નથી, લિંબ, તુંબ, બોલતા અડે છે. 'લગ-લગ' તેમ બોલતા અડતા નથી, ત્યારે 'મા-મા' એમ બોલતાં તે બને એક બીજાને અડે છે-સ્પર્શે છે, અર્થાત્ ઓષ્ઠ સ્થાનીય પ, ફ, બ, ભ, મ, આ અક્ષરોનો ઉચ્ચાર, કરતાં ઓષ્ઠ એક બીજાને અડે છે અને એ સિવા-યના કોઇપણ અક્ષરો બોલતાં તે અડતા નથી.' સભામાં સભ્યો સમક્ષ કુમારીએ કહેલી સમસ્યાનો અર્થ ધન્યકુમારે સ્પષ્ટ રીતે કહેવાથી અને ધન્યકુમારે કહેલા પદ્યનો અર્થ નહીં સમજવાથી કુમારીની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ.

તેથી મંત્રીશ્વર સુબુદ્ધિએ પોતાની પુત્રી સરસ્વતીની સન્મુખ જોઇને કહ્યું, 'બ્હેન! તારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે, તેથી આ મહાપુરૂષની સાથે તું પાણિગ્રહણ કર.' મંત્રીએ કહ્યું, એટલે સરસ્વતીએ પિતાનું વચન હર્ષપૂર્વક સ્વીકાર્યું. ત્યાર પછી મંત્રીએ અતિ આદરથી ધન્યકુમારનો સત્કાર કરીને મોટા મહોત્સવપૂર્વક તેઓનુ પાણિગ્રહણ કરાવ્યું.

તે નગરમા બત્રીશ કોટિ સુવર્ણનો સ્વામી પત્રમલ્લ નામનો એક મોટો વ્યાપારી રહેતો હતો. તેને વિનયાદિક ગુણોથી શોભતા ચાર પુત્રો હતા. તેઓના નામ રામદેવ, કામદેવ, ધર્મદેવ અને શ્યામદેવ હતા; તે ચારે પુત્રો ઉપર પત્રમલ્લ શ્રેષ્ઠીને નિર્દોષ, સુશીલ, સંસ્કારી અને ગુણોના એક ધામરૂપ, સાક્ષાત્ જાણે કે લક્ષ્મી જ હોય તેવી લક્ષ્મીવતી નામની પુત્રી હતી.

સમસ્ત પ્રકારના સાંસારિક સુખેથી તે શ્રેષ્ઠી સુખી હતો;

આત્મિક સુખની ઇચ્છાવાળો શ્રેષ્ઠી સુદેવ, સુગુરૂ, સુધર્મની ભક્તિથી હંમેશાં આરાધના પણ કરતો હતો. પવિત્ર સુપાત્ર એવા સાધુ સાધ્વીની દરરોજ તે ભાવપૂર્વક ભક્તિ કરતો હતો. દીન હીન તથા દુઃખી જનોનો અનુકંપા વડે ઉદ્ધાર કરતો હતો તથા તીર્થયાત્રા, રથયાત્રા, કલ્યાણકના ઉત્સવો અને સાધાર્મિક વાત્સલ્ય ઈત્યાદિકમાં ઘણુ ધન ખર્ચીને તે પત્રમલ્લ શેઠ દુર્લભ એવા મનુષ્યભવને સામગ્રી યુક્ત પામેલ હોવાથી સફળ કરતો હતો. આ રીતે ધર્મ, અર્થ, કામ–આ ત્રણ વર્ગની સાધના કરતાં અનુક્રમે તે વૃદ્ધત્વને પામ્યો. એક દિવસે પંડાઓથી દેડકાંઓ વ્યાકુળ થઈ જાય, તેમ શરીરનાં રોગોવડે તેના ચેતના ઘણી વ્યાકુળ થઈ ગઈ–તે મૂઝાઇ ગયો. તે વખતે શરીરમાં પ્રવેશેલ રોગોથી મરણને નજીક આવેલ જાણીને બત્રીસ કારવાળી (બત્રીશ પ્રકારની) મોટી આરાધના કરવામાં તે સાવધાન થઇ ગયો.

એ અવસરે તેણે પરિગ્રહાદિક ઉપરના મોહ–મમત્વનો ત્યાગ કરવા તથા તે ઉપરની મૂર્છા ઘટાડવા પુત્રોને બોલાવીને તેણે કહ્યું 'પુત્રો ! મારૂં વચન સાંભળો. આ જગતમાં ધનરહિત પુરૂષનું કોઇ પણ સ્થળે તમે ગૌરવ દેખ્યું છે? તેનું સન્માન થતું સાંભળ્યું છે? કસ્તૂરી પણ સુગંધ રહિત હોય તો તેનો કોણ સ્વીકાર કરે છે? તેથી લક્ષ્મી જ ખરેખરી શ્લાઘ્ય છે કે જેના પ્રતાપથી કલંકવાળો પુરુષ

પણ લોકોને અને દેવોને માનનીય થાય છે, પણ જેવી રીતે અનેક સ્ત્રીઓવાળો પુરુષ સ્ત્રીઓનો પરસ્પર કલહ સાભળીને વ્યાકુળ થઈ જાય છે, તેવી રીતે લક્ષ્મી પણ જો તેનો પોતાનો ખોટા માર્ગે વ્યય કરાતો દેખે તો તે વ્યાકુળ થઈ જાય છે. જેવી રીતે કાદવથી મલીન થયેલી પૃથ્વી કમળની નિષ્પત્તિના હેતુભૂત થાય છે, તેવી જ રીતે પાપથી ઉપાર્જિત થયેલી પણ લક્ષ્મી પુણ્યબંધના હેતુરૂપ થાય છે; જો તેનો વિવેકપૂર્વક સુપાત્રમાં સદુપયોગ થાય તો વિવેકશીલ પુણ્યવાન પોતાને પ્રાપ્ત થયેલ લક્ષ્મીવડે દેવમંદિર, જિન પ્રતિમા, સંઘસેવા, તીર્થયાત્રાદિ ધર્મનાં કાર્યો કરીને ઉત્તમ પુણ્યબંધ કરે છે. આ કારણે ધર્મ પરાયણ સસારી જીવોને લક્ષ્મી આ ભવમાં તથા પરભવમાં બને સ્થળે ઇષ્ટ હેતુરૂપ હોય છે.'

'આ સસાર કેવલ સ્વાર્થનો સગો છે. માટે જ પિતા બાળપણમાં પુત્રને લાલન પાલન કરી, પાળી પોષીને મોટો કરે છે, તે પુત્ર જો યુવાવસ્થામાં ધન ઉપાર્જન કરનાર અને ગૃહનો નિર્વાહ કરનાર થતો નથી, તો તે પુત્રને કાષ્ઠ જેવો જ ગણે છે, તથા 'આ અમારા કુટુંબને–ઘરને વગોવનારો છે.' એમ બોલે છે; અને જો તે જ પુત્ર અપરિમિત ધન ઉપાર્જન કરનાર થાય છે, તો અતિ હર્ષના ભારથી ઉભરાઇ જઇને કહે છે કે 'અહો! આ અમારો દીકરો અમારા કુળનો દીવો છે, અમારા કુળનો શણગાર છે–શોભા છે.'

માત-પિતા પણ 'ઘણા ઘણા મનોરથો વડે જે પ્રાપ્ત થયો હોય અને ઘણા ઘણા મનોરથો વડે લાલિત પાલિત કર્યો હોય અને જેનું મુખ જોઈ જોઇને હૃદયમાં ઉલ્લાસ પામતા હોય તે પુત્ર યૌવન પ્રાપ્ત કરે છે, ત્યારે જો ધન કમાતો નથી, તો તે જ માતા કહેવા લાગે છે કે, 'આ પુત્ર તો મારી કૂખને લજાવનાર નીવડયો.' વળી તેની પત્ની પણ જ્યાંસુધી પોતાના પતિ પાસેથી ઇચ્છિત ભૂષણ, વસ્ત્રાદિક મળે છે ત્યાં સુધી જ હર્ષપૂર્વક મધુર વચનાદિક બોલે છે અને આનંદ દેખાડે છે તથા પ્રશંસા કરતી કહે છે કે; 'અહો! મારા સ્વામી તો સાક્ષાત્ કામદેવરૂપ જ છે.' અને જો તે પોતાનો પતિ ધન ન ઉપાર્જતો હોય તો કહે છે કે; 'અહો! આ તો કાંઇ કમાતા નથી ને આખો દિવસ મફતનું ખાઈને પડયા રહે છે' આવુ બોલી તે સ્ત્રી નિંદા કરે છે. લોકો પણ જ્યા સુધી ધન પાસે હોય ત્યાં સુધી જ આદરસત્કાર તથા સન્માન આપે છે. જ્યા સુધી લક્ષ્મી ઘરમાં સ્થિર થઇને રહેલી હોય ત્યાં સુધી જ કળા, વિદ્યાવંતની વિદ્યા, બુદ્ધિવંતની બુદ્ધિ અને ગુણવાનના ગુણની પ્રશંસા થાય છે. ધનવાનના હજારો દોષો પણ લોકો ગુણ કરીને માને છે. જો પૈસાપાત્ર મનુષ્ય બહુ બોલબોલ કરનારો હોય તો તે તેની વાણીની કુશળતારૂપ ગુણ ગણાય છે, જો ઓછું બોલતો હોય તો 'અસત્યના ભયથી મિતભાષી છે.' તેમ વખણાય છે. જો તે શ્રીમત ઉતાવળથી કાર્ય તથા ક્રિયાઓ કરનાર હોય તો કહેવાય છે કે; 'અહો!

આ તો બહુ ઉદ્યમવંત છે, તેનામાં આળસ તો મુદ્દલ નથી.' અને જો આળસુ અને ધીમું કાર્ય કરનાર હોય તો 'અહો કેવો ધીર છે! ઉતાવળથી કોઇ કાર્ય કરવું જ નહિ, એ નીતિવાકયમાં આ કુશળ છે.' એમ કહેવાય છે.'

'જો પૈસાદાર બહુ ખાનાર હોય તો લોકો કહે છે કે; 'અહો મહાપુણ્યશાળી છે, પુણ્યના ઉદયવાળો છે, તેથી બંને શક્તિ પ્રાપ્ત થઇ છે, તે કેમ ન ખાય? કહ્યું છે કે ભોજન, ભોજનની શક્તિ, ઉત્તમ સ્ત્રીઓ ને રતિની શક્તિ, વૈભવ ને દાનશક્તિની પ્રાપ્તિ તે અતિ ઉગ્ર તપશ્ચર્યાનું ફળ છે.' આમ કહીને તેની સ્તુતિ કરે છે. જો વળી ઓછું ખાનાર હોય તો 'આને ઘેર બધું ભરેલું છે. તેથી તે તૃપ્ત થઇ ગયેલ જ છે.' તેમ કહે છે. 'જો ધનવંત વસ્ત્ર આભરણ વગેરેના બહુ આડંબર યુક્ત બહાર જાય તો 'આ ધનવંતે પૂર્વ ભવમા પ્રબળ પુણ્ય કર્યું છે, જેથી મળ્યું છે પણ ઘણું, અને મળ્યું તેનો વિલાસ પણ ભોગવે છે. પામ્યાનો સાર તો ભોગવાય ત્યારે જ છે.' તેમ કહે છે. વળી જો વસ્ત્ર-આભરણાદિક ન પહેરે-બહુ ઠાઠમાઠ ન કરે તો 'અહો! આ પુરૂષનું ગંભીરપણું, ધાર્મિકપણુ, સાદાઇ, સંતોષ કેવો છે?' તેમ કહી પ્રશંસા કરે છે.'

'જો શ્રીમંત બહુ ખર્ચે તો તે 'ઉદારચિત્તવાળો, પરોપકારી' કહેવાય છે. જો ઓછો ખર્ચ કરે તો 'આ તો યોગ્યાયોગ્યનો જાણકાર છે, વિચારીને કાર્ય કરનાર છે, જે ઉચિત લાગે તે જ કરે છે બહુ દ્રવ્ય હોય તેથી શું તેને

રસ્તામાં ફેંકી દે?' એમ લોકો બોલે છે. બધાં નિમિત્તો ધનવાનને તેના પુણ્યોદયના કારણે ગુણના કારણરૂપ ગણાય છે, તેજ સર્વે નિમિત્તો નિર્ધનને તેની પુણ્યાઈ ઓછી હોવાથી દોષના કારણરૂપ મનાય છે.'

'પણ આ લક્ષ્મી, પુણ્યાનુબંધી પુણ્યની હોય તો સર્વને તથા પોતાને સન્માર્ગગામી બનાવે છે. નહિતર તેનામાં હજારો દોષો પણ રહેલા છે. જ્યાં પૂર્વની પુણ્યાનુબંધી પુણ્યાઈ વિનાની લક્ષ્મી હોય ત્યાં આટલા દોષો રહેલા હોય છે, 'નિર્દયપણું', અહંકાર, તૃષ્ણા, કટુભાષણ, અયોગ્ય માણસોની સાથે સંગતિ આ પાંચે પાપાનુબંધી પુણ્યની લક્ષ્મીની સાથે રહેનારા દૂષણો છે'

'જેવી રીતે તાવ આવ્યો હોય ત્યારે ભોજન ઉપર દ્વેષ થાય છે, તેવી રીતે પાપાનુબંધી પુણ્યવાળા શ્રીમાનને સેવક ઉપર દ્વેષ થાય છે, તાવ આવ્યો હોય ત્યારે જેવી રીતે જળ-પાણી ઉપર પ્રીતિ થાય છે, તેવીજ રીતે અશુભાનુબંધી પુણ્યની લક્ષ્મીવાળાને જડ-મૂર્ખ એટલે હામાં હા કહેનારા સ્વાર્થી માણસો ઉપર પ્રેમ હોય છે. તાવમાં જેમ રોગીને મોટું લાંઘણ (લંઘન) કરાવવામાં આવે છે, તેવીજ રીતે આવા ધનવાનને પોતાના હિતૈષી વડિલોની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામા રસ રહે છે, તથા જેવી રીતે તાવવાળાનું મુખ કડવુ થઇ જાય છે, તેવીજ રીતે આ પ્રકારના શ્રીમતના મુખમાં મધુર ભાષાને બદલે કટુતા-કડવાં વચનો રહે છે. આમ ઉગ્રજ્વર-

તાવવાળાની અને પાપાનુબંધી પુણ્ય ભોગવનાર ધનવાનોની સરખી દશા પ્રવર્તે છે. આ રીતે ઘણા અનર્થકારી દોષો અર્થમાં રહેલા છે, તો પણ જીવોને જેવી રીતે અજીર્ણનો દોષ થયો હોય છતાં પણ આહાર લેવાની તીવ્ર ઇચ્છા થાય છે, તેવી જ રીતે જીવો ધનને અત્યંત વાંછે છે; વળી જેવી રીતે આ જગતમાં આગથી ઘર બળી જાય છે, તો પણ માણસો આગ–અગ્નિની ઇચ્છા રાખે જ છે, તેવી જ રીતે શરીર ઉપર સંકટ આવે, શરીરને ક્લેશ થાય, તો પણ માણસો–મનુષ્યો સંસારી જીવો લક્ષ્મીને ઇચ્છે છે–વાંછે છે.'

'તેથી પુત્રો! દોષના સમૂહવાળી–દોષોની ખાણરૂપ લક્ષ્મી ગૃહસ્થોથી ત્યજી શકાતી નથી, ઊલટું લક્ષ્મીની મમતાથી સંસારમાં અનર્થો થાય છે, માટે તમારે લક્ષ્મીની ચઅલતા સમજીને પરસ્પર એના કારણે કલહ કરવો નહિ. સ્નેહને ત્યજવો નહિ, ગમે તેવો સ્વાર્થ હોય તોયે ડાહ્યા માણસોએ સુખની ઇચ્છાથી કુટુંબના ક્લેશને ત્યજવો જોઈએ. માટે તમારે હમેશાં એક બીજા ઉપર સ્નેહભાવ રાખીને એકઠા જ રહેવું–જુદા થવું નહિ. નીતિ શાસ્ત્રમાં ~~પણ~~ કહ્યું છે કે; 'સંપ ત્યા જંપ છે.' તંતુઓ પણ એકઠાં થાય તો દોરડું બનીને ગજેન્દ્રને પણ બાંધી શકે છે. જે પાણી પર્વતોને પણ ભેદે છે, અને જમીનને પણ ફાડી નાંખે છે, તે જ પાણીના સમૂહને ઘાસ મોટા પ્રમાણમાં એકઠું થયું હોય તો રોકી રાખે છે.'

'પુરૂષોને જ્યાં ત્યા સર્વત્ર સંગઠ્ઠિત થઈને રહેવામાં જ

લાભ છે. તેમાં પણ પોતાના કુટુંબીજનો સાથે તો વિશેષ કરીને સ્નેહપૂર્વક રહેવુ તે જ અત્યંત લાભદાયી છે. જો કલેશથી અથવા વિરૂદ્ધ ભાવથી રહીએ તો તેનું ફળ પણ વિરૂદ્ધ આવે છે. યશ, ધન, પ્રતિષ્ઠા, ગૌરવ, સુખ, ખ્યાતિ વગેરેની વૃધ્ધિ થતી નથી, જેવી રીતે ચોખાને તેની ઉપરના ફોતરાં છોડી દે છે–ચોખાં અને ફોતરાં જુદાં પાડવામાં આવે છે, ત્યાર પછી તે ચોખા વાવવાથી ઉગતા નથી. તે રીતે જગતમાં મનુષ્યો નિર્ધન છતાં પણ પોતાના કુટુંબીઓ સાથે રહેવાથી જ શોભાને પામે છે.

'જયાં સુધી પોતાના કુટુંબમાં પરસ્પર કલેશ થતો નથી, ત્યાં સુધી જ ધનધાન્યાદિક પરિગ્રહથી યુક્ત એવા ગૃહસ્થોને પોતાના ઘરમાં રહેલા પ્રતાપ, ધન, ગૌરવ, પૂજા, યશ, સુખ અને સંપત્તિની પ્રાપ્તિ થાય છે, પરંતુ કલહ ઘરમાં પ્રવેશતાં જ આ સર્વનો નાશ થાય છે, છતાં જ્યારે તમારે પુત્ર પૌત્રાદિકનો મોટો પરિવાર થાય અને તે અવસરે કદાચ કલહ શાંત કરવા તમે શક્તિમાન ન થાઓ તો જુદા જુદા રહેજો, પણ પરસ્પરનો કલેશભાવ તો છોડી જ દેજો. તેવા સમયે તમારા લાભ માટે તમારા નામથી અંકિત કરેલા સરખા ભાગવાળા ચાર કળશો ઘરના ચારે ખૂણાની ભૂમિમાં મેં દાટેલા છે. જયારે તમારે જુદા થવાનો પ્રસંગ આવે ત્યારે તમારા નામવાળા ચારે કળશાઓને લઇ લેજો, પરતુ પરસ્પર કલેશ કરશો નહિ, કારણ કે તે ચારે કળશાઓમા સરખો ભાગ કરીને રહેજ પણ ઓછુંવત્તુ

નહિ તે રીતે ધન મેં તમારા ચાર માટે રાખ્યું છે, સ્હેજ ન્યૂનાધિક નથી, મને તો તમો ચારે ઉપર એક શરીરના વિભાગની જેમ સરખી પ્રીતિ છે, કોઈની ઉપર ઓછી વધતી નથી, પંક્તિભેદ નથી. તેથી મેં બુદ્ધિપૂર્વક સહુ-સહુની પરિસ્થિતિ સમજી સરખા ભાગ રાખ્યા છે.'

ચતુર પત્રમલ્લ શ્રેષ્ઠીએ પોતાના પુત્રોને આ રીતે વિચારપૂર્વક શિખામણ આપી, બાદ ધર્માત્મા તે શ્રેષ્ઠી સમસ્ત જીવયોનિને ત્રિવિધે ત્રિવિધે ખમાવી, અરિહંતાદિક ચતુષ્ટયનું શરણુ કરી, ભવચરિમ પચ્ચક્ખાણુ લઇને આયુષ્ય પૂર્ણ થતાં સ્વર્ગવાસ પામ્યા. પોતાના પિતાની ઉત્તરક્રિયા કરીને તેમના મૃત્યુ પાછળ ઉચિત કર્યાં બાદ તેઓની હિત-શિક્ષાને હૃદયમાં ધારણુ કરીને તે ચાર ભાઈઓ સ્નેહસંબંધ સાચવતાં કેટલાક સમય સુધી એકઠા રહ્યા. તે પ્રમાણે રહેતાં કેટલોક કાળ ગયો, ત્યાર પછી પુત્રપૌત્રાદિક સંતાનનો પરિવાર વૃદ્ધિ પામ્યો, ત્યારે અંદર અંદર કલહ કુસંપ વધતો જતો દેખીને ચારે ભાઇઓ જુદા થયા. જુદા જુદા ઘરમાં રહેવા લાગ્યા ત્યાર પછી આનંદિત ચિત્તવાળા તેઓ એકઠા થઇને પિતાએ દેખાડેલા ખૂણાઓ-માંથી પોત-પોતાના નામાંકિત કળશાઓ બહાર કાઢવા લાગ્યા. બાળકને પણુ ધન પ્રાપ્ત કરવામાં આળસ હોતી નથી.'

તે ચાર કળશાઓમાં જે કળશ મોટા પુત્રના નામ ઉપર હતો તે કુંભમાં શાહી, શાહીનો કુંપો તથા ચોપડા

અને લેખિની-કલમ મૂકેલા હતા. શુભ અંતઃકરણવાળા બીજા પુત્રના કળશમાં જમીન ઉપર ઉપજેલી માટી, રેતી વગેરે મૂકેલા હતા. ત્રીજા પુત્રના નામાંકિત કળશમાં હાથી, ખચ્ચર, ઘોડા, ગાય, બળદ વગેરેનાં હાડકાનો જથ્થો મૂકેલો હતો; અને ચોથા નાના પુત્રનાં કળશની અંદર તેજોમય, ઝળહળાટ કરતી આઠ કરોડ સોના મહોર મૂકેલી દેખાતી હતી. તેનો સોનામહોરથી ભરેલો કળશ દેખીને બીજા ત્રણે ભાઇઓ કૃષ્ણપક્ષની ચૌદશની રાત્રીની જેમ બહુ શ્યામ મુખવાળા થઈ ગયા.

ચોથો પુત્ર શ્યામદેવ તો સોનામહોરથી ભરેલ પોતાનો કળશ દેખીને બહુ સંતોષ પામ્યો. ખરેખર રોકડું દ્રવ્ય મળવાથી કોણ રાજી થતુ નથી? આ ચોથો ભાઈ ન્હાનો હતો છતાં પણ તે લક્ષ્મીવડે મોટાઇ પામ્યો. ન્હાનો મણિ પણ કાંતિવાળો હોય તો શું કિંમત નથી પામતો?

ત્રણે ભાઇઓ લોભથી તેમનાં મનમાં ક્ષોભ થવાથી તેઓ દુર્ભાવ પામ્યા, એટલે પોતાને ન શોભે તેવાં હલકાં વચનો તેઓ પોતાના નાના ભાઈને કહેવા લાગ્યા, અને તે સોનામહોરમાં પોતાનો ભાગ માંગવા લાગ્યા. તે સાંભળીને શ્યામદેવ કહેવા લાગ્યો; 'મારા નામનું પિતાએ આપેલ દ્રવ્ય હું તમને આપીશ નહિ, મારા ભાગ્યથી મને જે મળ્યું તે હું જ ગ્રહણ કરીશ. પાપના ઉદયથી તમારા કળશમા ધન ન નીકળ્યું તેમાં હું શું કરૂં? કદાચ તમારા ત્રણમાથી કોઇએ લોભથી તે બધાયમાંથી દ્રવ્ય લઇ લીધું

હશે તો પણ કોને ખબર છે? તેમાં મારો શો દોષ? દોષ તમારા કર્મનો જ છે.'

આમ લજ્જા રહિત બોલતા તે ન્હાના ભાઈએ કોઇને ભાગ આપ્યો નહિ. ધનના કારણે આથી તે ભાઇઓને પરસ્પરનો સ્નેહ ઢીલો પડી ગયો, અને હમેશાં તેમનાં ઘરમાં કલહ થવા માંડયો. ઘણા દિવસ કલેશ ચાલ્યો ત્યારે કલેશથી તેઓનાં મન અત્યંત ખિન્ન થયા, અને અંતે આનું યોગ્ય નિરાકરણ પ્રાપ્ત કરવા તેઓ પોતાના સમાજમાં અગ્રગણ્ય ગણાતા મહાજન પાસે આવ્યા. માધ્યસ્થ ભાવ ધારણ કરનારા તે મહાજનના ભાઈઓ પણ તેઓના કલેશની વાર્તા સાંભળીને પોતપોતાના બુદ્ધિવૈભવનો ઉપયોગ કરવા લાગ્યા, છતાં કાંઈ રહસ્ય તેઓ આમાંથી ન પામી શકયા, અંતે તેઓ થાકયા અને દિઙ્મૂઢ બન્યા, પણ કાંઇ નિર્ણય કરી શકયા નહિ.

તેઓએ છેવટે કહ્યુ, 'રાજ્યદરબારમાં ઘણા બુદ્ધિશાળી માણસો હોય છે, તેથી રાજ્યદરબારમાં જાઓ. ત્યા રાજાના પ્રતાપથી તથા તેના પુણ્ય ઉદયના બળથી તમારા પરસ્પરના કલહનું શાંતિથી નિરાકરણ થશે, અને બધી વાત સમજાશે.' વ્યાપારીઓનો ઉત્તર સાંભળીને જેવી રીતે વાદવિવાદ કરનારાઓ અંદર અંદર વાદવિવાદ કરી છેવટે નિર્ણય ન થાય ત્યારે સર્વજ્ઞ સમીપે જાય છે, તેવી રીતે તે બધા રાજ્યસભામા રાજા પાસે ન્યાય મેળવવા માટે ગયા.

રાજ્યસભામાં જઇને પોતપોતાનાં દુઃખની વાત કરતાં

છે કે નહિ, તેનો સર્વે પોત-પોતાનાં મનમાં વિચાર કરીને ઉત્તર આપો.'

આમ કહીને ચારેયના ભાગોનો મર્મ સમજાવી ધન્યકુમાર ઉત્તર સાંભળવા માટે મૌન રહ્યા. એટલે મોટા ભાઈએ તેનાં મનમાં વિચાર કરીને કહ્યુ, 'મને વ્યાજ વગેરેથી દ્રવ્ય વૃદ્ધિ થતાં આઠ કરોડ સોનામહોર મળશે. બીજો બંધુ પણ બોલ્યો; 'મને પણ જમીન, ક્ષેત્ર તથા કોઠાર વગેરેથી મોટા ભાઈના જેટલી જ ધન સંખ્યા મળશે -તેનું અને મારૂ પ્રમાણ સરખું થશે.' ત્રીજો ભાઇ બોલ્યો; 'મને છ હજાર ઘોડા, સો હાથી, સો ગાયોના ગોકુળ (એક ગોકુળમાં દશ હજાર ગાયો હોય છે.) એંશી હજાર ઉંટ અને પાડા-બળદ વગેરેની મોટી સંખ્યા મળશે, તેનું મૂલ્ય ગણુતાં મને પણ આઠ કરોડ સોનામહોર મળશે.'

આ તેઓનાં વચન સાભળીને રાજા અને બધા સભાજનો પણ ચિત્તમા વિસ્મય પામ્યા અને માથું ધૂણાવતાં ધન્યકુમારની બુદ્ધિકૌશલ્યતાના વખાણ કરવા લાગ્યા. પછી તે ચારેને રાજાએ પૂછ્યુ; 'તમારો કલહ નાશ પામ્યો ને? તેમજ તમારો સંદેહ દૂર થયો?' તેઓ પણ હાથ જોડીને બોલ્યા. 'સ્વામિન્! તમે કરોડો યુગો સુધી જીવો. આપના આદેશથી પુરૂષોત્તમ એવા ધન્યકુમારે બુદ્ધિના વિલાસથી અમારો વિવાદ ભાંગી નાંખ્યો, અમારી પરસ્પરની પ્રીતિની વેલડી વૃદ્ધિ પમાડી અને કલહ દૂર કર્યો.'

ત્યારબાદ જિતારિ રાજાએ તે વ્યાપારીના પુત્રોને

જવાની રજા આપી; તેઓ પણ આનંદિત ચિત્તવાળા થઈ રાજાને નમસ્કાર કરીને પોતાનાં ઘેર ગયા. ઘેર ગયા પછી ધન્યકુમારની પ્રતિભા, ભાગ્ય, કળા વગેરે ગુણોથી તે પત્રમલ્લ શ્રેષ્ઠીના ત્રણે પુત્રોનું અંતઃકરણ તેમના પ્રત્યે આકર્ષાયું, અને પરસ્પર વિચાર કરીને રૂપ લાવણ્યયુક્ત પોતાની બહેન લક્ષ્મીવતીને તેઓએ ધન્યકુમારને આપી. સુંદર મહોત્સવવડે તેની સાથે ધન્યકુમારનો વિવાહ થયો અને પાણિગ્રહણ વેળાયે ચારે ભાઈઓએ એક એક કરોડ સોનામહોર આપી.



## ૧૯ : રે કૃપણતા તારે પાપે !

લક્ષ્મીપુર નગરમાં તે અવસરે હમેશા ખેતી વગેરે કાર્યોમાં મશગુલ મનવાળો ધનકર્મા નામે એક વણિક વ્યાપારી રહેતો હતો. તેણે પાપાનુબંધી પુણ્યના ઉદયથી અપરિમિત ધન પ્રાપ્ત કર્યું હતું; પણ તે અતિશય કૃપણ હતો. તેની પાસે અતિશય લક્ષ્મી હતી, છતાં નહોતો તે ધનને દાનમાં આપતો, કે નહોતો તે તેને ઉપભોગમા લેતો.

એક વખતે કોઇ ચારણ પોતાની ચારણજ્ઞાતિના જ્ઞાતિ-મેળામાં ગયો હતો, ત્યાં તેઓ બધા પોત-પોતાની કૌશલ્યતા વર્ણવવા લાગ્યા.

કોઇએ કહ્યું, 'મેં અમુક દેશના રાજાને પ્રસન્ન કરીને

તેઓ ઉભા રહ્યા. ત્યાં પણ ન્યાયમાં ચતુર એવા મંત્રીઓ પણ તેમનો ક્લેશ શમાવી શકયા નહિ. ત્યારે રાજાએ વિચાર્યું; 'આ કલહનું કોઈ યોગ્ય નિરાકરણ કરી શકતું નથી. પણ બુદ્ધિશાળી એવા ધન્યકુમાર જરૂર આ વિવાદનો અંત લાવશે' એમ વિચારીને ધન્યકુમારને તે માટે જિતારિ રાજાએ વિચાર કરવા બોલાવ્યા.

અતિશય બુધ્ધિશાળી ધન્યકુમાર બધી હકીકત જાણ્યા પછી રાજાની આજ્ઞા મળવાથી તે ત્રણે ભાઈઓને કહેવા લાગ્યા; 'ભાઈઓ! તમારા પિતાએ બહુ ઉત્તમ રીતે સીધા અને સરખા ભાગ જ પાડેલા છે, પણ તેનો ભેદ નહિ સમજવાથી તમે નકામો કલહ કરો છો. બાપનુ હેત તો સર્વે પુત્રો ઉપર સમાન જ હોય છે, કોઈ ઉપર ઓછું વધતું હોતું નથી. હવે તેણે કેવી રીતે ભાગ વહેચેલા છે, તેનું રહસ્ય તમે સાંભળો. જે જે પુત્રની જે જે વસ્તુઓમા અથવા તો વ્યાપારમા કુશળતા છે, જેમાં જેની બુદ્ધિ સ્ખલના પામતી નથી, તે તે પુત્રને તમારા પિતાએ ઘરમા સપ રહે તેવા હેતુથી તે વ્યવસાય તથા તેની વ્યવસ્થા સોપી છે. જે ભાઈ વ્યાપારમાં કુશળ છે તેને વ્યાપાર કરવાની વસ્તુઓ સોપેલી છે. એટલે જે ભાઈને ચોપડા શાહી વગેરે આપેલા છે, તેને વ્યાપારાદિ કળાથી મેળવેલ અને વ્યાજે ધીરેલું તમામ દ્રવ્ય આપેલ છે. કારણ કે તેમા તમારા સર્વમાં મોટા ભાઈ ધનદેવ કુશલ છે, તેમ તમારા પિતાને સમજાયું છે. એટલે તેને તે સોપેલ છે. આ મોટા

ભાઈનો વિભાગ થયો. ધૂળ–માટી–રેતી વગેરે જેના કળશમાંથી નીકળ્યું તે કામદેવ તે વ્યાપારમાં કુશળ હોવાથી માટીના સંકેત દ્વારા ધાન્યના કોઠાર તથા ખેતર આદિ વગેરે જમીન આપેલ છે. તે વ્યાપારમાં નાંખેલ દ્રવ્ય તમારા મોટાભાઈ ધનદેવને આપેલ દ્રવ્યના સરખું જ હોવું જોઈએ. આ પ્રમાણે બીજાનો ભાગ સમજવો.

'જેને હાથી, ઘોડા, ગાય, બળદ વગેરેના હાડકા નીકળ્યા તેને હાથી, ઘોડા, ગાય, બળદ વગેરે ચતુષ્પદ અને ઢોરોનાં ગોકુળો આપેલા છે. જેથી બીજા ભાઈ રામદેવને તે વ્યાપારમાં વિશેષ કુશલતા હશે. તેનુ લક્ષ્ય તેમાં સારૂં હશે અને તે પશુઓ પણ તેટલી કિંમતના હશે તે પ્રમાણે ત્રીજાનો ભાગ સમજવો. જેને રત્ન, સોનું વગેરે રોકડ નાણું નીકળ્યું તે હજુ સુધી વ્યાપારકળામાં કુશળ નહિ હોય તેમ જણાય છે. આ હેતુથી પત્રમલ્લ શ્રેષ્ઠીએ તમારા તે ન્હાના ભાઈ શામદેવને રોકડું ધન આપેલ છે. આ ચોથાનો ભાગ અને તેનો મર્મ સમજવો.'

'આ આશયવડે તમારા પિતાએ તે તે વસ્તુઓ આપવાનો સંકેત સૂચવેલો છે. હવે તમે બધા તમારા મનમાં વિચાર કરો. આ પ્રમાણેના સાંકેતિક ભાગોવડે તે તે વ્યાપારમા નાંખેલુ દ્રવ્ય સર્વને ભાગે એક સરખું આઠ આઠ કરોડ આવશે, તેથી તે પ્રમાણે તમારા પિતાએ સરખા ભાગો વહેંચેલ છે. જુઓ ! તમારા પિતાના આશયને બતાવનાર મારા વચન પ્રમાણે તે તે વસ્તુની કિંમત થાય

ઘણું ધન મેળવ્યું છે.' બીજાએ કહ્યું; 'અમુક દેશનો રાજા તો મહાકૃપણ છે, તેને પણ રાજી કરીને મેં ધન ગ્રહણ કર્યું છે.'

ત્રીજાએ કહ્યું; 'અમુક રાજાનો અમુક મંત્રી સર્વ શાસ્ત્રનો પારગામી છે. સર્વે વાદીઓને પાછા હઠાવી દેનાર છે બુદ્ધિવડે અનેકને જીતીને તેઓને બંદીવાન કરીને પછી તેણે છોડી મૂક્યા છે. પણ કોઈને એક રાતી પાઈ પણ તે આપતો નથી તેવા મંત્રીને પણ ગુરૂની કૃપાથી મે ખુશ કર્યો છે, ને તેની મોટી કૃપા મેં મેળવી છે.

આ રીતે પરસ્પર વાતચિત કરતા હતા, તેવામાં એક ભાટ બોલી ઉઠયો; 'તમે જે સઘળું કહો છો તે સત્ય જ છે, પણ હું તો તમારૂં કૌશલ્ય ત્યારે જ જાણું કે જ્યારે લક્ષ્મીપુરના રહેવાસી ધનકર્મા નામના વ્યાપારી પાસેથી એક દિવસના આપણી જ્ઞાતિ સંમેલનના ભોજનનો ખર્ચ ચાલે તેટલુ દ્રવ્ય લાવો તો ખરું સાચું, નહિ તો તમારી આ બધી વાતચીત માત્ર ગાલ પુલાવવા જેવી જ મને લાગે છે.' તે સમયે લક્ષ્મીપુરથી ત્યાં આવેલ ઇશ્વરદત્ત ચારણ ગર્વથી બોલી ઉઠયો; 'ઓહ! એમાં તે શું દુષ્કર છે? મેં તો ઘણા વજ્ર જેવા કઠોર હૃદયવાળાને પણ પીગાળ્યા છે, તો આ કોણ માત્ર છે? તેની પ સેથી જ જ્યારે ભોજન અને વસ્ત્રા.દિક લાવીને આપણા જ્ઞાતિ સંમેલનમાં ખર્ચું, ત્યારે જ આ ભાટ-ચારણ મંડળમાથી દાનનો વિભાગ હું ગ્રહણ કરીશ, ત્યાં સુધી ગ્રહણ નહિ કરૂં.'

આ પ્રતિજ્ઞા કરીને તે ઇશ્વરદત્ત ભાટ, ધનકર્માંનાં ઘેર ગયો. ત્યાં ધનકર્મા પાસે અમૃત જેવી મીઠી વાણીવડે તેણે માંગણી કરી; 'હે વિચક્ષણોમાં શિરોમણિ! તું દાન દેવામાં કેમ વિલંબ કરે છે? આયુષ્યનો કાંઇ ભરોસો નથી, આંખના પલકારા જ વારંવાર બંધ ઉઘાડ થઇને મરણ સૂચવે છે, સંસારની અસ્થિરતા બતાવે છે, તેથી દાનધર્મમા વિલંબ કરવો તે અયુક્ત છે.' કહ્યુ છે કે, 'જ્યારે વિધિ અનુકૂળ હોય ત્યારે પણ દેવું, કારણ કે પૂરનાર તો પુણ્યાઇ છે, વિધિ વાંકો હોય ત્યારે પણ દાન દેવુ, કારણ કે નહિ તો તે બધું લઇ જશે.' હે સ્થિર મનવાળા! માટે જ અપાય તેટલું દાન આપ. તેને એકઠું કરી રાખીશ નહિ. જો ભમરીઓ મધ એકઠુ કરી રાખે છે, તો બીજા જીવો તે ઉપાડી જાય છે. કૃપણ માણસની પાતાળમાં દાટેલી લક્ષ્મીનો ત્યાં જ નાશ થઈ જાય છે. અંધારા કૂવામાં ઉંડુ ગયેલુ–નહિ વપરાતુ પાણી શેવાલ વગેરેથી ગધાતુ થઈ જાય છે. ભિક્ષુકો ઘેર ઘેર ફરીને માગતા નથી, પણ બોધ આપે છે કે; 'દાન આપો! દાન આપો! જો દાન નહિ આપો તો અમને મળ્યાં તેવાં ફળ તમને મળશે–અમારા જેવી દશા થશે.'

ધનકર્મા શ્રેષ્ઠીને બોધ કરવા માટે આ રીતે અનેક સુભાષિતો, અન્યોક્તિઓ વગેરે મધુરસ્વરે તે ઇશ્વરદત્તે ત્યા સંભળાવ્યું. પણ તે શેઠનું ચિત્ત મગશેળીયા પાષાણુની જેમ જરા પણ ભિંજાયું નહિ, એટલે તે ચારણે 'હું દુઃખિત

છું. હું ભૂખ્યો છું, હું ભારે કર્મી છું.' ઇત્યાદિ દીન વચનો વિવિધ અભિનય સાથે કહ્યા ત્યારે તે ધનકર્મા શ્રેષ્ઠી તેને ઠપકો દેતો કહેવા લાગ્યો, 'રે ભાઇ! અત્યારે સમય નથી, તું જે માગે તે આવતી કાલે તને આપીશ' આમ ધન-કર્માએ તેને કહ્યુ, તેથી ઇશ્વરદત્ત ચારણ તેના ગુપ્તાશયને નહિ સમજતો આનદિત થઇ મનમાં વિચારવા લાગ્યો; 'મારૂ આગમન સફળ થયુ મેં પ્રતિજ્ઞા કરી, અને અહિં આવ્યો; તે સારૂં થયું, આ શ્રેષ્ઠીએ એક દિવસના વિલંબ પછી, દાન આપવાનુ અગીકાર કર્યું છે. મૂળથી જ નહિ આપુ તેમ કહ્યુ નથી તે બરાબર છે, કાલે આવીને દાન લઇને હું જઇશ, એકાંત હઠ કરવી તે યાચક જનને યોગ્ય નથી.' આ વિચાર કરીને તે ગયો.

ફરીથી બીજે દિવસે તેનાં ઘેર જઇને તેજ પ્રમાણે તેણે ધનકર્મા પાસે યાચના કરી. ત્યારે ધનકર્મા શેઠે કહ્યું, 'રે માગધ! અરે ચારણ! કેમ ઉતાવળો થાય છે? ધીરો થા! શાંત થા! મેં કહ્યું છે તેમ તને કાલે જરૂર આપીશ.' તે શ્રેષ્ઠીનાં વચનો સાંભળીને નહિ દેવાની ઇચ્છાવાળા તે શ્રેષ્ઠીનો હાર્દ તથા દંભાદિક સારી રીતે તે ચારણે જાણી લીધો. પછી તેણે વિચાર કર્યો કે, 'આની સાથે મારે કલહ કરવો તે વ્યાજબી નથી કારણ કે તેમ કરૂં તો 'આ શ્રેષ્ઠીને પ્રસન્ન કરીને હું ભોજન લાવીશ.' એવી જે મેં પ્રતિજ્ઞા કરી છે અને અત્રે આવ્યો છું તેમાં હાનિ થાય.'

'આ કહે છે કે, 'કાલે આપીશ.' પણ મૂળથી 'નહિ

દઉ' તેમ તો કહેતો નથી, તેથી આની પાછળ પડીને હંમેશા તેની પાસે માગીને હું એને થકવી દઉં. કેટલા વખત સુધી તે મને આવો ને આવો પ્રત્યુત્તર આપ્યા કરશે? અંતે થાકીને તે આપશે; છેવટે લોકલજ્જાથી પણ મારૂં કાર્ય સિદ્ધ થશે, તેના અને મારા ભાગ્યનો વિલાસ હવે જોઇએ છીએ, તેમાં કોણ હારે છે? તે પણ જોવાનું છે.' આમ વિચારીને હંમેશાં તે શ્રેષ્ઠીનાં ઘેર આવી આશીર્વાદ આપવા લાગ્યો અને ભોજનની યાચના કરવા લાગ્યો; તે શ્રેષ્ઠી પણ પહેલા દિવસે જે વચનવડે ઉત્તર આપ્યો હતો તે જ વચન વડે હંમેશાં ઉત્તર આપતો. ત્યારે તે ચારણે એક વખતે પૂછ્યું, 'કાલ ક્યારે થશે?' ધનકર્માએ જવાબ આપ્યો; 'હમણા તો આજ વર્તે છે. કાલની કોને ખબર છે? કાલ થશે ત્યારે આપીશ.' આમ કહીને તેણે તેને વિસર્જન કર્યો.

આ પ્રમાણે હમેશાં કરતાં ઘણાં દિવસો વ્યતીત થયા પણ ધનકર્માએ તે ભાટને કાંઇ પણ આપ્યું નહિ, છેવટે તે ઇશ્વરદત્ત ચારણ આંટા ખાઇ ખાઇને થાકયો, અને આશાભગ્ન થવાથી વિચારવા લાગ્યો, 'આ કૃપણ અને અતિ લોભી કોઇ ઉપાયવડે ખર્ચ કરતો નથી, પણ હવે કોઇ પણ જાતના પ્રપંચવડે મારે તેની પાસે ખર્ચ કરાવવો છે, પાણીનો ડોળ હલાવ્યા વગર અગર તો પાણી કાઢવાનો કોસ ચલાવ્યા વગર શું પાણી કુવામાંથી બહાર કાઢી શકાય છે?' 'નીતિ શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે; 'શઠની સાથે

શઠતા કરવી.' વક્ર બુદ્ધિવાળો હોય તો પરાણે પુણ્ય કરે છે અને સદાચાર સેવે છે. ધનુષ્યને જો ખેંચીને ધારણ કરીએ તો જ સીધું થાય છે. નહિ તો સીધું થતું નથી. કૃપણ પુરૂષોમાં અગ્રેસર એવો આ શ્રેષ્ઠી દેવતાની સહાય વિના સ્વાધીનતામાં લઈ શકાશે નહિ. તેથી 'વાંકે લાકડે વાંકો વેર' એવી જે લોકમાં કહેવત છે તે હવે સાચી કરવી. મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરવા માટે કોઈ પણ ઉપાયવડે આ કૃપણની લક્ષ્મીને પ્રાપ્ત કરીને તેનો દાન અને ભોગમાં વ્યય કરાવી મારે કૃતકૃત્ય થવું છે, માટે હવે તો હું પ્રતારિણી વિદ્યા સાધીને મારૂં ઈચ્છિત કાર્ય કરીશ.'

આમ ધનકર્મા શ્રેષ્ઠીનાં ધનના વ્યયની વાચ્છા રાખતો તે ઈશ્વરદત્ત ચંડિકા દેવીનાં મંદિરે ગયો. ત્યાં શક્તિદેવીને નમસ્કાર કરીને 'તમારા પ્રસાદથી મારા કાર્યની સિધ્ધિ થાઓ' તેવી રીતે બોલીને સાવધાન મનવાળો થઇ તે ચારણ, વિદ્યાનું આરાધન કરવા 'અર્થ મેળવુ અથવા તો દેહ પાડું' એવો મનમાં નિશ્ચય કરીને વિનયપૂર્વક તે દેવી સન્મુખ બેઠો અને વિધિપૂર્વક એકવીશ ઉપવાસ તેણે કર્યા.

તે ચારણે મૌનવ્રત તથા તપ, મંત્ર, જાપ, હોમાદિ અનેક પ્રકારે મંત્રની અને દેવીની આરાધના કરતાં છેવટે તે ચડિકા તેના ઉપર પ્રસન્ન થઇ અને પ્રત્યક્ષ થઇને તે ચારણને કહેવા લાગી; 'હે ભદ્ર ! તારી ભક્તિવડે હું પ્રસન્ન થઇ છું, જે તારી ઇચ્છા હોય તે વર માંગ.' દેવીની વાણી સાંભળીને તે ચારણ દેવીને નમસ્કાર કરીને માંગવા લાગ્યો;

'હે માતા! જો તમે મારા ઉપર સંતુષ્ટ થયા હો, તો મને રૂપપરાવર્તિની વિદ્યા અને ભૂતકાળનુ સ્મરણ થાય તેવું જ્ઞાન આપો.' ત્યારે દેવી પણ તેના આશય પ્રમાણે ઇચ્છિત વર તેને આપીને અંતર્ધાન થઇ ગઇ. પ્રસન્ન થયેલા દેવ-તાઓ શું શું આપતા નથી? ત્યાર પછી તે ચારણ અતિ-શય આનંદ પામતો હર્ષિત ચિત્તવાળો થઈને ત્યાંથી ઉઠી પોતાનાં ઘેર ગયો અને પારણું કરીને તે યોગ્ય સમયની રાહ જોવા લાગ્યો.

એક વખતે ધનકર્મા શેઠ પોતાનાં કામકાજને માટે બીજે ગામ ગયો છે, ત્યારે અવસર મળ્યો માની ઇશ્વરદત્ત ચારણે દેવીએ આપેલા વરદાનના પ્રભાવથી ધનકર્માનું રૂપ વિકુર્વીને તેના ઘરમાં પ્રવેશ કર્યો. ત્યા જઇને તેના પુત્રાદિ ઘરના પરિવારને તે કહેવા લાગ્યો; 'હું આજે શુકન સારા નહિ થવાથી ગામ ગયો નથી. અહિ પાછા ફરતા રસ્તામાં અરિહંત ભગવંતનો ધર્મ સંભળાવતા એક મુનિને મેં દીઠા, તે સ્થળે હું મુનિને નમીને બેઠો.'

તે વખતે કરૂણાપ્રધાન તે મુનીશ્વરે મને આ પ્રમાણે ધર્મોપદેશ ફરમાવ્યો છે, 'સર્વ સંસારી જીવોને ધનની ઇચ્છા બહુ જ હોય છે. તેને માટે સર્વ ન વર્ણવી શકાય તેવાં ઘણાં કષ્ટો સહન કરે છે, ધનની બુદ્ધિથી મોહાંધ માણસો મહાગહન અટવી પસાર કરે છે, દેશાંતરમાં રખડે છે, બહુ ઉંડા એવા સમુદ્ર મંથનનો કલેશ પણ વહોરે છે, કૃપણ એવા શેઠની સેવા કરે છે, અને સાથીઓના સમૂહથી

રસ્તો સાંકડો થઇ ગયો હોય તેવા ગુફાઓમાં પણ જાય છે. આ સર્વે લોભના વિલાસો છે.' 'આ પ્રમાણે ધન માટે ઘણા કલેશો અનુભવાય છે, પણ આ લક્ષ્મી તો પુણ્યનાં બળથી જ મેળવાય છે. આ વાત નહિ જાણનારાઓ તે લક્ષ્મીને મેળવવા અઢાર પાપસ્થાનકો સેવે છે. આ પ્રમાણે પાપાચરણ કરતાં પણ પુણ્યબળ વગર લક્ષ્મી તો મળતી જ નથી. આજ, કાલ, પરમ દિવસ, પછીનો દિવસ તેવી વિચારણા પ્રત્યેક મનુષ્ય લક્ષ્મીને માટે કર્યા કરે છે, પણ હાથમાં રહેલા પાણીની જેમ ગળતાં જતાં આયુષ્યનો તે વિચાર કરતો નથી. તૃષ્ણા ડાકિણીથી ગ્રસ્ત સર્વે લોકો તેને મેળવવા નકામા દોડાદોડી–ધમાધમી કરે છે. કદાપિ પૂર્વે કરેલા પાપાનુબંધી પુણ્યના ઉદયથી લક્ષ્મી મળે છે, તો પણ તે અધિક મેળવવા–તેને વધારવાની ચિંતા રહ્યા કરે છે. તે ધનનાં સંરક્ષણની ચિંતા થાય છે, પણ તે લક્ષ્મીનું સંરક્ષણ કરવામા સમર્થ એવા ધર્મમા તેઓ ઉદ્યમ કરતા નથી.' 'પ્રાપ્ત થયેલી લક્ષ્મી તો કેવળ અસાર છે, કર્મબંધના હેતુભૂત જ છે. પરમાર્થ નહિ જાણનારા સંસારી જીવોને તો લક્ષ્મી વિષમિશ્રિત અન્નના જેવી અનર્થદાયી છે. જેમ તેવા અન્નનો કોળીયો પેટમાં આવે તો માણસને પ્રાણનો સંદેહ કરાવનાર થઈ પડે છે; તેવી રીતે પાપાનુબંધી પુણ્યની લક્ષ્મી પણ આલોક અને પરલોકમાં અનેક દુઃખો પ્રાપ્ત કરાવે છે, આલોકમા જેની પાસે લક્ષ્મી હોય તેની પાછળ ભય તો ભમ્યા જ કરે છે, અને તેને અનેક વિઘ્નોનો સંભવ રહે છે.'

'સગા સંબંધીઓ લક્ષ્મીની ઈચ્છા કરે છે, ચોર લોકો તેને ચોરી જાય છે, છળ કરીને રાજાઓ તેને ઉપાડી જાય છે, અગ્નિ એક ક્ષણમા તેને બાળીને ભસ્મ કરી નાંખે છે, પાણી તેને પલાળી નાખે છે, અને ભોંયમાં નાંખી હોય તો યક્ષો વ્યંતરો આદિ તેનો નાશ કરે છે. ભવાભિનંદી પ્રાણીઓને તો આલોકમાં પણ આ લક્ષ્મી ક્લેશનુ જ કારણ થાય છે. લક્ષ્મી હજારોની, લાખની કે કરોડની સંખ્યામાં કે તેથી પણ અધિક પ્રમાણમાં મેળવી હોય અને પછી તે મૂકીને મૃત્યુ થાય તો તે પાપના જ હેતુભૂત-પાપનો જ બંધ કરાવનાર પાછળથી પણ થાય છે. કારણ કે પૂર્વે ઉપાર્જેલી અને મૂકી દીધેલી લક્ષ્મી પછીથી પોતાના પુત્ર અગર બીજા કોઈનાં હાથમાં આવે છે; તે પુરૂષ તેનાવડે જે જે પાપકર્મો કરે છે, તે તે પાપનો ભાગીદાર લક્ષ્મીનો સંચય કરી જનાર પુરૂષ જે ભવમાં તે વર્તતો હોય, તે ભવમાં ઇચ્છા ન હોય છતાં પણ થાય છે. 'આ મારૂં' તેમ કરીને પરવશપણાથી જે મૂકી દેવાય છે, તો તેનો પાપવિભાગ અવશ્ય તેની મમતા સાથે મૃત્યુ પામનાર જીવને પ્રાપ્ત થાય છે. અને અનુમતિ નહિ હોવાથી તે લક્ષ્મીથી જે કાંઇ પુણ્ય કાર્યો થાય છે, તે પુણ્યનો ભાગ તેને મળતો નથી. પાપ તો પૂર્વે લખાયેલા દેવા-કરજના કાગળની જેવું છે. સહી કરી આપીને જે કરજ કરેલું હોય તે દેવું આપી દીધા વગર તેનું વ્યાજ ઉતરતું નથી, વ્યાજ વધ્યા જ કરે છે; પુણ્ય તો નવીન વ્યાપારને અંગે વસ્તુગ્રહણમાં છે.'

'નવીન વ્યાપારમાં જે ખોલે (સોદો કરે) તેજ લાભ પામે છે, તેવીજ રીતે પુણ્યમાં પણ અનુમતિ વિના લાભ મળતો નથી. આ પ્રમાણે લક્ષ્મી આ ભવ અને પરભવ બંનેમાં દુઃખ દેનારી છે. જેઓ શાસ્ત્રનું રહસ્ય ભણેલાં હોય, જેમને ધર્મની સામગ્રી મળી હોય તે પુરૂષોને તેઃ કાશયષ્ટિ જેવી લક્ષ્મી પણ મુક્તિનું સુખ આપનારી થાય છે. કારણ કે, ડાહ્યો બુધ્ધિમાન પુરૂષ કાશયષ્ટિના વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાંખીને તેને પરિકર્મિત કરીને જુદા જુદા ક્ષેત્રોમાં ફરીને વાવે છે, પછી તેજ કાશયષ્ટિનું ઝાડ શેરડીના ઝાડ જેવું થઈ જાય છે, તેવીજ રીતે કાશયષ્ટિરૂપ લક્ષ્મીને પણ જે માણસો જિનભવન, જિનબિંબ ઇત્યાદિ સાતે શુભ ક્ષેત્રોમાં વાપરે છે, તેને શેરડીના વૃક્ષની જેમ પરંપરાએ તે લક્ષ્મી મોક્ષનું સુખ આપનાર થાય છે, નહિ તો તે સર્વ રીતે અનર્થકારીજ થાય છે,'

ત્યારબાદ ઉપકારી ગુરૂમહારાજે વિશેષમાં ફરમાવ્યું કે,

'દાન ભોગ અને નાશ તે પ્રમાણે ધનની ત્રણ ગતિ છે. જે દાન દેતો નથી; તેમજ જે લક્ષ્મીને ભોગવતો પણ નથી, તેની લક્ષ્મીનું પરિણામ છેવટે નાશરૂપ આવે છે. ત્રીજી ગતિ (નાશ) થાય છે. આમ હોવાથી ઉત્તમ પુરૂષોને લક્ષ્મી મળતાં તેનું શ્રેષ્ઠ ફળ દાન છે. ભોગ તેનું મધ્યમ ફળ છે. જે પુરુષ આ બે ફળમાંથી એક પણ ઉત્તમ કે મધ્યમ ફળ મેળવતો નથી, તેને તેની લક્ષ્મીનું ત્રીજું કનિષ્ટ ફળ (નાશ) મળે છે. પૂર્વ પુણ્યનો ક્ષય થાય

એટલે લક્ષ્મી તો દુર્ગતિમાં ભ્રમણ કરવાનું આપીને ચાલતી થઈ જાય છે. માટે જ જ્ઞાની પુરૂષોએ કહ્યું છે, 'પૃથ્વીનું આભૂષણ પુરૂષ છે. પુરૂષનું આભૂષણ ઉત્તમ પુણ્યવાળી લક્ષ્મી છે, લક્ષ્મીનું આભૂષણ દાન છે, અને દાનનું આભૂષણ સુપાત્ર છે.

ધનકર્મા શ્રેષ્ઠીના રૂપમાં પરાવર્તન કરી આવેલ તે ઈશ્વરદત્ત ચારણ તે પુત્રોને કહે છે, કે, 'પુત્રો! માટે આ પ્રમાણે મુનિમહારાજની દેશના સાંભળીને હું મનમાં ચમત્કાર પામ્યો અને મનમાં ચિંતવવા લાગ્યો, 'અરે! અજ્ઞાનવડે મે તો અતિ દુષ્કર એવો નરભવ તથા ધનસામગ્રી મળ્યા છતાં બન્નેને ગુમાવી દીધાં છે. આલોક અને પરલોકનુ કાંઇ પણ સાધન કર્યું નથી. દુર્ગતિમાં જવાના કારણભૂત પાપકર્મની જ મેં તો પુષ્ટિ કરી છે. કૃપણતાના દોષથી મેં કાંઈ પણ આપ્યુ નથી, ખાધું નથી, ભોગવ્યું નથી, માત્ર દીન પુરૂષોની જેમ દુઃખે ભરાય તેવા જઠરની પૂર્તિ જ કરી છે, વળી મેં ભોગવ્યું નથી, એટલું જ નહીં પણ પુત્રાદિકને ભોગવવા દીધું નથી. કીર્તિ માટે યાચકોને પણ ધન આપ્યું નથી, દીન, દુઃખી, નિરાધારનો ઉધ્ધાર પણ કોઈ દિવસ કર્યો નથી તેથી હવે અવશ્ય હું મારો જન્મ સફળ થાય તેમ કરીશ.'

આ પ્રમાણે નિશ્ચય કરીને હું અહીં આવેલો છું. 'અરે પુત્રો! મુનિના વચનો સાંભળવાથી ધનાદિના ધ્યાનમાં હું નિર્મમત્વ ભાવવાળો થયો છું. આ તેઓનો ઉપકાર છે,

કૃપણતાના દોષથી અત્યાર સુધી જે કાળ ગયો તે બધો તો દુર્ગતિનું પોષણ થાય તેવી રીતે મેં ગુમાવ્યો છે. તમો સર્વને પણ દાન અને ભોગાદિકમાં હું અંતરાય કરનારો થયો છું. તમે તો સુપુત્રો હોવાથી મારા આશયને અનુકૂળ રહી અત્યાર સુધી કાળ વ્યતીત કર્યો છે. હે પુત્રો! ધનાદિ સર્વ પાપના અધિકરણો હોવાથી તે સર્વને બહુ દુઃખદાયીપણે મેં સાધુમહારાજના ઉપદેશથી જાણ્યા છે, તેથી હવે ધનાદિકનો સુપાત્રમાં વ્યય કરવાની મારી ઈચ્છા છે. દાનાદિકથી રહિત ધન તો કેવળ અનર્થને ઉપજાવવનારજ થાય છે, તેથી હવે દીન જનોનો ઉદ્ધાર, સુપાત્રનું પોષણ, કુટુંબી જનોની પ્રતિપાલના વગેરે કરવાવડે હું ધનનું ઉત્તમ ફળ મેળવીશ; તેથી તમને પણ દાન અને ભોગાદિકમાં જે ઇચ્છા હોય તે મને કહેવી. તેને માટે સુખેથી ધન લેવું. આજથી તમને મારી અનુમતિ છે ફરીથી પૂછવું નહિ, હું તો હવે દાનાદિક સત્કાર્યમાં જ મશગુલ રહીશ.'

આ રીતે કહીને તે માયાવી ધનકર્મા દીનજનો વગેરે સર્વને ઇચ્છિત ધન આપવા લાગ્યો. વળી સીદાતા સાધર્મિક ભાઈઓને તથા અન્ય યાચકોને તેની ઈચ્છાથી પણ અધિક આપવા લાગ્યો. આમ થોડાજ દિવસમાં આઠ કરોડ સોના મહોરો તે માયાવી શ્રેષ્ઠીએ વાપરી નાંખી. નગરમાં પણ ભારે વસ્ત્રો અને આભૂષણો પહેરીને તે સુખાસનમાં-પાલખીમાં અથવા તો રથમાં બેસીને બહાર નીકળતો.

એક દિવસ તેના કોઇ બાળ વયના પ્રિયમિત્રે તેમને પૂછયું, 'અરે શ્રેષ્ઠિન્! હમણાં તમારી આવી ઉદાર દાનવૃત્તિ, ત્યાગવૃત્તિ, તથા ભોગવૃત્તિ કેવી રીતે થઇ?' ત્યારે પૂર્વે કહેલી કલ્પિત હકીકત કહીને તેણે ઉત્તર આપ્યો. તે સાભળી કેટલાક ઉત્તમ જીવો બોલ્યા; 'અહો! નિસ્પૃહ એવા મુનિની દેશનાવડે કોણ પ્રતિબોધ પામતું નથી? એમાં શું આશ્ચર્ય છે? પહેલાના વખતની વાતો શાસ્ત્રોમાં સાભળીએ છીએ કે દઢપ્રહારી, ચિલાતિપુત્ર, વગેરે પણ કુકર્મમાં મગ્ન થયેલા, કુમાર્ગે ગયેલા, કુમાર્ગનું પોષણ કરનાર, કુમતિથી વાસિત થયેલ અંતઃકરણવાળા, સાતે વ્યસન સેવવામાં તત્પર અને ક્રૂર મહાનિષ્ઠુર પરિણામવાળા હતા, છતા તેઓ પણ મુનિમહારાજની દેશના સાભળીને પ્રતિબોધ પામ્યા હતા અને તે જ ભવમાં જૈનધર્મને આરાધી ચિદાનંદ પદને તેઓએ પ્રાપ્ત કર્યું હતુ. તો આ શ્રેષ્ઠીમા તો એવો દોષ કયાં હતો? માત્ર કૃપણપણું જ હતું. તે નિર્ગ્રંથ મુનિના ઉપદેશથી તેણે જાણ્યું; પણ આ શ્રેષ્ઠી ખરેખર ધન્ય છે કે તેની આવી જન્મથી કુસંસ્કારોના કારણે રહેલી કૃપણતા નાશ પામી, આપણા જેવાની તેવી મતિ કયારે થશે?' આ પ્રમાણે ઉત્તમ જીવો તેની સ્તુતિ કરતા હતા.

કોઇ વળી બોલતા હતા, 'આનું આયુષ્ય હવે અલ્પ રહ્યું જણાય છે, જેથી જન્મનો સ્વભાવ પણ તેનો ફરી ગયો-સ્વભાવપલટો થઇ ગયો. જ્યોતિષશાસ્ત્રમાં કહ્યું છે કે

જ્યારે જન્મની પ્રકૃતિ એકદમ પ્રયત્ન વિના ફરી જાય; ત્યારે આયુષ્ય અલ્પ બાકી રહ્યું હોય છે તેમ સમજવું.' આમ જેનાં મનમાં જેમ આવતું તેમ સર્વ કોઇ બોલતા; ઘણા માણસોના મોઢા બંધ કોનાથી થઈ શકે છે?

હવે એક દિવસ તે ફૂટ ધનકર્મા રાજદરબારમાં ગયો, અને બહુ મૂલ્યવાળી ભેટ રાજા આગળ ધરીને રાજાને પગે લાગી ઉભો રહ્યો. રાજા પણ નવી જાતની મહામૂલ્યવાળી તેની ભેટ જોઈને બહુ પ્રસન્ન થયો. અને આદરપૂર્વક તેને બોલાવીને કહેવાં લાગ્યો; 'અહો શ્રેષ્ઠી! તમારા ચિત્તમાં આવી ઉદાર બુદ્ધિ ક્યાંથી થઈ? પહેલાં તો લોકો હમેશાં તમારા કૃપણતાના દોષની જ વાતો કર્યા કરતા હતા, અને હમણાં તો ક્ષણે ક્ષણે તમારા દાન, ભોગ વગેરેમાં ઉદારતાની જ વાતો સંભળાય છે. આ કેવી રીતે બન્યું? સાચે સાચુ કહો.'

એટલે તે કૂટ શ્રેષ્ઠીએ પૂર્વે કહેલ મુનિ મહારાજની દેશના વગેરે પ્રતિબોધ પામવાના કારણરૂપ થયા હતા તે કલ્પિત વૃત્તાંત બતાવ્યો: રાજા પણ તેની વાત સાંભળીને ચિત્તમાં ચમત્કાર પામ્યો અને કહેવા લાગ્યો, 'અહો! જીવની ગતિ અચિંતનીય છે સર્વજ્ઞ વિના કોઇ તે ગતિને જાણી શકતા નથી.' આ પ્રમાણે કહીને ઉચિત સન્માન તથા પ્રસાદ આપીને રાજાએ કહ્યું, 'મારા લાયક રાજ્યને અંગે જે કાંઈ કામકાજ હોય તે સુખેથી કહેજો, મનમાં શંકા રાખતા નહિ.' ઈત્યાદિ કહી તે માયાવી શ્રેષ્ઠીને

સંતોષીને વિસર્જન કર્યો. તે પણ પ્રણામ કરીને ઉઠયો, અને મનમાં વિચાર કરવા લાગ્યો; 'અહો ! દાનવડે શું થતું નથી ? દાનથી દેવો પણ અનુકૂળ થાય છે, તો પછી મનુષ્યની તો શી વાત ?' આવા વિચારો કરતો તે ધનકર્મા શ્રેષ્ઠી ઘેર આવ્યો.

આ પ્રમાણે માયાવી ધનકર્મા શ્રેષ્ઠીના તે નગરમાં દરેક ઘેર, દરેક રસ્તા ઉપર, અને તે નગરીની આજુબાજુના દરેક ન્હાનાં મોટાં ગામોમાં યાચકજનોએ યશ અને શોભા વિસ્તારી દીધા, અર્થાત્ તે સર્વત્ર વિખ્યાત થઇ ગયો.

આ બાજુ; મૂળ ધનકર્મા પોતાનાં નગરેથી કામકાજ માટે જે ગામમાં ગયેલ હતો, તેજ ગામમાં કોઇ યાચક માયાવી ધનકર્મા પાસેથી યાચના કરતાં ઇચ્છાથી પણ અધિક ધન, વસ્ત્ર, આભરણાદિક મેળવીને તે માયાવી ધનકર્માની પ્રશંસા કરતો પોતાના ગામ બાજુ જઇ રહ્યો હતો, ત્યા રસ્તામાં એક શ્રેષ્ઠીની દુકાન ઉપર મૂળ ધનકર્મા બેઠો હતો અને વ્યાપારાદિકની વાતો કરતો હતો, તેની પાસેની દુકાનવાળાએ આ વસ્ત્રાભરણથી શોભતા યાચકને રસ્તે જતા ઓળખીને બોલાવ્યો. તે યાચક પણ તેની પાસે આવીને ધનકર્માના યશને વર્ણવતો કહેવા લાગ્યો, 'અરે લક્ષ્મીનો આશ્રય કરીને રહેલ લક્ષ્મીપુર નામના નગરમાં કર્ણ, બલિ વગેરે દાનેશ્વરીને ભૂલાવી દેનાર, સાક્ષાત્ કુબેરના અવતાર જેવો, પુન્યનો જાણે કે સમૂહ જ એકઠો થયો હોય તેવો, બધા દાનેશ્વરીઓમાં અગ્રેસર ધનકર્મા નામે શ્રેષ્ઠી વસે

છે. તેણે મારા જેવા ઘણાઓનાં દારિદ્રયને ફેડી નાંખ્યા છે. વર્તમાન સમયમાં તો આવો દારિદ્રયને ચૂરનારો, ઈચ્છાથી પણ અધિક દાન દેવાવાળો મે કોઈ જોયો નથી, કે સાંભળ્યો પણ નથી. તેની માતાએ તેનેજ જન્મ આપ્યો છે, ઉદાર દાનેશ્વરી ગુણોથી શોભતો આ મહાન દાતા છે, આના જેવો દાનેશ્વરી કોઈ થયો નથી, તેમ કોઈ થશે પણ નહિ. શું તેનુ વિશેષ વર્ણન કરૂં ? સાક્ષત્ બ્રહ્મા પણ તેના ગુણોને કહેવાને સમર્થ નથી.'

આ વાત પાસેની દુકાન ઉપર બેઠેલા સાચા ધનકર્માએ સાંભળી. તે સાંભળતાં જ તેનાં ચિત્તમાં ચમત્કાર ઉત્પન્ન થયો, અને તે વિચારવા લાગ્યો, 'અહો ! મારા નગરમા ધનવંત ધનકર્મા તો હું એક જ છુ. એ નામવાળો બીજો કોઇ દેખ્યો નથી, તેમ સાંભળ્યો પણ નથી ! અને હું તો અહી છું! અથવા આ ધનકર્મા કોઇ અન્ય ગામથી આવ્યો છે કે શું ?' આ પ્રમાણે શંકાયુક્ત ચિત્તથી તેણે યાચકને પૂછયું; 'તેં કહેલો ધનકર્મા કયા ગામથી આવેલો છે ?' યાચકે કહ્યુ; 'આવેલ છે, તેમ શું પૂછો છો ? તે તો તેજ લક્ષ્મીપુરનગરનો રહેવાશી છે. કુબેરપોળમાં તે રહે છે. રૂપમાં સાક્ષાત્ તમારી જેવો જ છે, ગુણોમાં તો દેવથી પણ ઘણો અધિક છે.'

આ પ્રમાણે યાચક પાસેથી હકીકત સાંભળીને તે મૂલ ધનકર્મા જે કૃપણોમાં શિરોમણિ હતો, તેનાં ચિત્તમા મોટી ચિંતા ઉભી થઈ, 'આ યાચક શું બોલે છે? તે

નગરમા ને તે પોળમાં મારા જેવો કોઈ રહેતો નથી, તો પછી મારા નગરમાં તેવો અન્ય કોણ હોય ?' આ પ્રમાણે વિચારીને તેણે ફરીને પૂછ્યું; 'તુ જે બોલે છે, તે મને બિલકુલ સમજાતું નથી. તેથી જ હુ વારંવાર પૂછું છુ. ભિખારીને સો જીભો હોય છે. તેથી ક્ષણે ક્ષણે જુદુ બોલવુ તમારી જાતિનો ધર્મ છે, તેથી હુ તને ફરી પૂછું છું કે, તુ જે બોલે છે તે તેં કોઇને મ્હોઢેથી સાંભળ્યું છે? અથવા તેં પોતે જ તે દેખ્યું છે? અથવા ભાંગ પીને જેમ માણસ અસ્તવ્યસ્ત બોલે તેમ તુ ખોટુ બોલે છે? કારણ કે તેં કહેલ લક્ષ્મીપુર નગરની કુબેરપોળનો તો હુ જ અગ્રેસર છું. મારા જેટલુ ધન તથા વ્યાપારાદિ થી યુક્ત મારા સરખી ધુરાને ધારણ કરનાર આખા નગરમાં પણ બીજો કોઇ નથી, તો પછી તે પોળમાં તો કયાંથી જ હોય? અમુક કાર્ય પ્રસગે કેટલાયે દિવસો થયા હું અહિં આવ્યો છુ. તો મને આવ્યાને થોડા દિવસો થયા, તેટલામાં તેં કહેલી વાત કેવી રીતે સભવે?'

આમ સાંભળીને તે યાચક બોલ્યો; 'શું કરવા નકામો વિવાદ કરો છો? અમે યાચકો તો હમેશાં સાચુ જ બોલતારા હોઇએ. જેવું જોઇએ તેવુ જ બોલનારા છીએ. હૃદયમા કાંઈ અને મુખમાં કાઇ તેમ ભિન્ન આશયથી વર્તવું અને બોલવુ તે ગુણ તો વિધાતાએ તમારી જ જાતિને આપેલો ને. જો તમને મારી વાત સાચી ન લાગતી હોય તો ત્યાં જઈને જુઓ, એટલે સર્વ જણાશે. પરંતુ નગરમા

ભમતા મે એમ પણ સાભળ્યું હતુ કે, 'આ ધનકર્મા પહેલાં તો બહુજ કૃપણ હતો અને હમણાં તો દાનગુણવડે તેના જેવો કોઇપણ જણાતો નથી.' તેથી હે શ્રેષ્ઠી! મે જે સર્વે કહ્યું છે તે સાચુ જ જાણજો. અસત્ય બોલવાથી મને શો લાભ છે? મેં તો જેવું દેખ્યું છે, તેવું જ કહ્યું છે, તેમાં સદેહ કરવા જેવો નથી, મે કહ્યું તેથી ન્યૂનાધિક હું કાઇ પણ જાણુતો નથી, તમારૂ કલ્યાણ થાઓ. હું હવે જાઉ છું.' આમ કહીને તે યાચક ચાલતો થયો.

શ્રેષ્ઠી ધનકર્મા ઉપરની બધી વાત સાંભળીને વિચાર કરવા લાગ્યો, 'આ બધી વાત તો અસંભવિત ઉત્પાત જેવી છે, કોઇ રીતે સભવી શકે તેવી નથી, વળી કેવળ અસત્ય હોય તેમ પણ જણાતું નથી. કાઇક વધતી ઓછી કદાચ હશે, પણ મૂળથી અસત્ય હોય તેમ લાગતુ નથી, તેથી હવે હુ તાકીદે જાઉં. અહિંનુ જે કામ બાકી રહેશે તો તે માટે ફરીવાર હુ પાછો આવીશ' આમ મનમાં વિચાર કરીને દિવસ થોડો બાકી હતો, તેવામાં તે પોતાના લક્ષ્મીપુર નગરના રસ્તે પડયો. માર્ગે કોઇ ગામમાં તે સૂતો, પણ રાત્રીમા માનસિક ચિંતાના યોગથી તેને નિદ્રા આવી નહિ. સંતાપમા રાત્રી વ્યતીત કરીને પ્રભાતે તે પોતાના નગર તરફ આવ્યો.

કપટી ધનકર્માને દૈવપ્રયોગથી તેના આગમનની પહેલેથી જ ખબર પડી ગઇ. તેથી દ્વારપાળોને તેણે કહી રાખ્યું કે; રે સેવકો, હાલ આ ગામમાં બહુરૂપી ધૂતારાઓ ઘણા

આવેલા છે. અનેક પ્રકારની ધૂર્તકળા કેળવીને તેઓ લોકોને છેતરે છે તેમાં વળી કેટલાક તો કોઇ ઘરધણીના જેવું જ રૂપ કરીને ઘરમાં પ્રવેશીને ઘરમાંથી લક્ષ્મી વગેરે સાર વસ્તુઓ ઉપાડી જાય છે, તેથી સાવધાનપણે રહેજો, કોઇ અજાણ્યો માણસ ઘરમાં આવે તો તેને અટકાવજો, પેસવા દેશો નહિ.' મધ્યાન્હ લગભગ થતાં મૂળ ધનકર્મા પોતાના નગર લક્ષ્મીપુરમાં આવ્યો અને લોકોએ નગરમાં તેને પ્રવેશ કરતો જોયો.

તેને જોઇને અંદર અંદર કાનની પાસે આવીને તેઓ કહેવા લાગ્યા, 'અરે! આજે વળી ધનકર્મા મૂળ વેષ વગેરે પહેરીને પગે ચાલતો કયાંથી આવે છે?' તે સાંભળીને બીજો બોલ્યો, 'આ ધનકર્માના જેવા જ રૂપવાળો કોઇ મુસાફર આવતો જણાય છે.' પેલાએ કહ્યુ, 'તુ સાચું કહે છે કારણ કે મેં આજે સવારે જ સુખાસનમાં બેસીને ઘણા સેવકોથી પરિવરેલા ધનકર્માને આ રસ્તે જતા જોયો છે.' ત્યારે ત્રીજો બોલ્યો, 'ધનકર્મા તો આ જ છે, કારણ કે આને જોતા જોતા મારો આખો જન્મારો પૂરો થઇ ગયો. જો આ ધનકર્મા ન હોય તો આપણે શરત કરીએ'

આમ વિવિધ પ્રકારની વાતો તે નગરમા થવા લાગી.

મૂળ ધનકર્માએ તેમાંથી કેટલીક થોડી થોડી સાભળી. તે સાંભળીને તે મનમાં વિચારવા લાગ્યો; 'કાંઇક આમાં કારણ તો લાગે છે, પણ પહેલાં એકવાર હુ ઘેર જઇ ઘરમા પ્રવેશી, સ્વસ્થ થઈને પછી આ બાબતમા તપાસ કરીશ.' આમ મનમા નિશ્ચય કરી, ઉતાવળો તે ઘરના આગણા પાસે

આવ્યો પણ તેને દેખીને કોઈ નોકર ઉભો થયો નહિ, તેમ તેને પ્રણામ પણ કર્યાં નહિ, આવો અચાનક ફેરફાર થવાથી 'આ શું?' એમ વિચારતો તે ઘરમાં પ્રવેશ કરવા લાગ્યો. ત્યારે ઘરના સેવકોએ તેને કહ્યું; 'એ ક્યાં જાઓ છો? કોના ઘરમાં પેસો છો?' આ સાંભળીને ચમત્કાર પામેલો ધનકર્મા બોલ્યો, 'અરે! શું તું મને પણ ઓળખતો નથી? મારી નોકરીમાં રહ્યા તને તો ઘણા વર્ષ થઇ ગયા. આજે તમારા બધાયનું મગજ કેમ ફરી ગયું?' સેવકોએ કહ્યું, 'જા, જા, બીજે ઠેકાણે ધૂર્તકળા કેળવજે, અમે તો જાણીએ છીએ, જાણેલા ગ્રહ પીડા કરી શકતા નથી.' શ્રેષ્ઠીએ તે સાંભળીને કહ્યું; 'શું તમે બધા સ્વામીદ્રોહી થઈ ગયા છો? આઠ, દશ દિવસમાં તો બધું ભૂલી ગયા કે શું? જેથી તમો તમારા શેઠને પણ ઓળખતા નથી.'

સેવકોએ કહ્યું, 'કોનો સ્વામી? કોણ તારા સેવકો? અમારા સ્વામી તો ઘરની અંદર બહુ આનંદથી લહેર કરે છે, તે ચિરંજીવી–આયુષ્માન્ છે. તું તો કોઇ ધૂતારો ધૂર્તકળાવડે ઘરને લૂંટવા આવ્યો છે. જો અમારા સ્વામી આ વાત જાણશે તો તારી માઠી ગતિ થશે' આ પ્રમાણે વાદવિવાદ થતો સાભળીને પાડોશીઓ આવ્યા. તેને દેખીને શ્રેષ્ઠીએ કહ્યું; 'અરે સોમદેવ, મિત્રદત્ત, ભાઇઓ! જુઓ, જુઓ! તમને તે દિવસે અમુક કાર્ય કહીને અમુક ગામે હું ગયો હતો. તે કાર્ય સંપૂર્ણ કરીને હું તરત જ અહીં પાછો આવ્યો છું. આ ઘણા વખતના પરિચિત મારા સેવકો

મને ઓળખતા જ ન હોય તેમ વર્તે છે, અને મને ઘરમાં પ્રવેશ કરવા દેતા નથી.'

આમ તે શ્રેષ્ઠીનાં વચનોને સાંભળીને તે સર્વે પણ વિચારમાં પડી ગયા; 'આ ધનકર્મા કોણ? ઘરની અંદર જે ધનકર્મા છે તે કોણ? આ જે કહે છે તે પણ સાચુ લાગે છે. ઘરની અંદર રહેલ પણ સાચો જણાય છે, આ બેની વચ્ચે કયો ધનકર્મા સાચો અને કયો માયાવી? અતિશય જ્ઞાની વગર આ વાતનો નિર્ણય કોણ કરે?' તે સમયે તે ભેગા મળેલામાંથી એક અનુભવીએ કહ્યુ, 'ઘરની અંદર રહેલ શ્રેષ્ઠીને બહાર લાવીને બંનેનો સંયોગ કરી મેળવણી કરી જોઇએ, તો સત્યાસત્યની તરત પરીક્ષા થશે.' તે સાંભળીને કોઇ ખોટા ધનકર્મા તરફથી મળેલ ખાનપાન તથા તેનાં મિષ્ટ વચનોથી તૃપ્ત બની તેને આધીન થયેલા બોલી ઉઠયા; 'આ ધનકર્મા કોણ છે? ધનકર્મા તો ઘરમાં રહીને આનંદ કરે છે. આ તો કોઇ ધૂતારો અહી આવેલો જણાય છે.'

ત્યા તે અવસરે અન્ય કોઇ બુધ્ધિમાન સરલ હતો, તેણે જણાવ્યું; 'ભાઇઓ! મને તો આ બહાર ઉભેલ ધનકર્મા જ સાચો લાગે છે. કારણ કે પ્રકૃતિ અને પ્રાણ સાથે જ જાય છે. કદાચ કોઇને તત્વજ્ઞાનનાં શ્રવણથી પ્રતિબોધ થાય, અને કોઇ રીતે સ્વભાવમાં પરિવર્તન થાય, પણ મૂળથી તેનો સ્વભાવ ફરી જતો નથી. આ ધનકર્મા તે મૂળ પ્રકૃતિવાળો ધનકર્મા દેખાય છે. પ્રકૃતિથી તેનામાં ફેરફાર થયો હોય

અથવા તે ફરી ગયો હોય તેમ દેખાતું નથી. ગુરૂમહારાજના ઉપદેશના શ્રવણથી કૃપણ પણ દાનાદિક આપે છે, તો પણ તે યોગ્યાયોગ્યનો ભેદ પાડીને આપે છે, જેમ તેમ પોતાનુ દ્રવ્ય ઉડાવી નાંખતો નથી. મોટા કષ્ટ વડે અને માઠા પાપનાં કાર્યો કર્યાબાદ દ્રવ્ય મળે છે. તેનો વ્યય કેમ કરવો તે તેનુ જ હૃદય જાણે છે. દાન દેવુ તે મરણ બરોબર લોકોમાં ગણાય છે. ઘરમાં રહેલ ધનકર્મા તો જેવી રીતે વેરીના હાથમાં દ્રવ્ય આવે ત્યારે તે ગમે તેની પાસે વિચાર કર્યા વગર લૂંટાવે, તેમ આ બધુ દ્રવ્ય લૂંટાવે છે. તેથી મારાં અતઃકરણમાં તો આ બહાર ઉભેલો જ ધનકર્મા સાચો જણાય છે.'

આ પ્રમાણે બહાર થતો કોળાહળ સાંભળીને ધનકર્મા શ્રેષ્ઠીનો મોટો પુત્ર રત્નદેવ બહાર આવ્યો. તેને જોઇને મૂળ ધનકર્માએ તેને કહ્યું, 'રે પુત્ર! ઘરમાં તેં કોને સંગ્રહી રાખેલ છે?' આમ તેને બોલતો સાંભળીને રત્નદેવ પણ વિભ્રમમાં પડયો અને વિચારવા લાગ્યો; 'આ શુ ઉપાધિ ઉભી થઈ?' એટલે તે મૌન ધારણ કરીને ઘરમાં ગયો, અને કૂટ ધનકર્માને તેણે બધો વૃતાંત નિવેદન કર્યો તે પણ તુરત જ ઉઠયો અને કહેવા લાગ્યો; 'મે ગઈ કાલે જ નહોતુ કહ્યુ કે ગામમાં બહુ ધૂતારા આવેલા છે, તેમાંથી આ કોઇ ધૂતારો અહીં આવ્યો હશે; પણ અસત્ય કયાં સુધી ટકશે? તેનો નિર્વાહ કયાં સુધી થશે?'

આ કહી તે બહાર આવ્યો.

સેવકો બધા તેને જોઈને ઉભા થયા. માયાવી ધન-કર્માએ મૂળ ધનકર્માને કહ્યું; 'રે તું કયાંથી આવ્યો છે? અરે ધૂર્ત! તુ કોના ઘરમા પ્રવેશ કરવા ઇચ્છે છે?' તે સાભળી મૂળ ધનકર્માએ સ્પષ્ટ જવાબ આપ્યો, 'હું જ આ ઘરનો સ્વામી છું. મે આ સંપત્તિ બહુ કષ્ટવડે મેળવેલી છે. પણ તુ કોણ છે? ધૂર્તકળાથી મારા ઘરમાં પેસીને મારૂ ધન આ પ્રમાણે તું કેમ લૂટાવી મારે છે? હવે તું આમ બહાર નીકળી બજારમાં સાચો ન્યાય કરનારા વ્યાપારીઓના પંચ પાસે ચાલ, જેથી આપણા સાચા ખોટાની પરીક્ષા થઇ જશે. ચોરની ગતિ મોર જેવી જ થાય છે.' તે સાંભળી માયાવી ધનકર્માએ કહ્યું, 'ઘરમાં હોય તે સાચો, બહાર રખડતો હોય તે ખોટો તે વાત સર્વે જાણે છે. તે હકીકત સ્પષ્ટ છે, તેથી હુ તો રાજાજી પાસે જઇને, તારૂં ધૂતા-રાનું મોઢું ભાંગી નાંખી, સર્વ સભા સમક્ષ તને ખોટો ઠરાવી ગધેડા ઉપર બેસાડી આ દેશમાંથી બહાર કઢાવી મૂકીશ—દેશનિકાલ કરાવીશ'

આમ વિવાદ કરતાં તેઓ બજારમાં આવ્યા અને ન્યાય કરનારાઓને બોલાવી તેઓની આગળ તે બંનેએ પોત-પોતાની વાત કહી સંભળાવી. તે સાંભળી બજારમાં બેસનારા બધા વ્યાપારીઓ વગેરે જેઓ બુદ્ધિશાલી તથા સત્યાસત્યનો નિર્ણય કરવામાં કુશલ હતા, તેવાઓ પણ આવી ન સભવે તેવી વાત હોવાથી આશ્ચર્ય પામ્યા. તેમાં જેઓ દુર્જન હતા તેઓ તો તે ધનકર્માને દેખીને આનંદ પામ્યા, પણ

જેઓ સજ્જન હતા તેઓ ખેદ પામતા બોલવા લાગ્યા; 'અરે! સંસારમાં કર્મની વિચિત્ર ગતિ છે. કર્મના ઉદયથી વિષમ એવી સ્થિતિ જિનેશ્વરદેવ અને જિનાગમ વગર અન્ય કોણ જાણી શકે તેમ છે? અરે ભવ્ય જીવો? જુઓ, કર્મ પરિણામ રાજા મનુષ્યોને કેવા કેવા નાટક નચાવે છે?'

ન્યાય કરનારા સર્વે તે બન્નેને જોઈને વિસ્મય પામ્યા અને બોલવા લાગ્યા; 'આ બંનેમાંથી એકેયમાં એક રોમ-માત્ર પણ ન્યૂનાધિકપણું નથી. તેથી શું કરવું?' તે સાંભળી એક નિપુણ બુદ્ધિવાળો હતો તેણે જણાવ્યું કે, 'આના પુત્રાદિક સ્વજન પુરૂષોને પૂર્વે અનુભવેલા સંકેતાદિક પૂછો. જે તે સંકેતો બરાબર કહે તે સાચો ધનકર્મા સમજવો. બીજો ખોટો સમજવો.' મહાજનોએ તે પ્રમાણે કર્યું. ત્યારે મૂળ ધનકર્માએ સ્વાનુભૂત સંકેતાદિક કહ્યા, એ પ્રમાણે માયાવી ધનકર્માએ પણ દેવીની સહાયથી ચૂડામણિ શાસ્ત્ર-દ્વારા જાણીને તે સર્વે સંકેતો સારી રીતે કહી દીધા.

આમ થવાથી સર્વે વ્યાપારીઓ પણ સરખી સંકેતોની પૂર્તિ સાંભળીને દિગ્મૂઢ બન્યા. અને તેઓને મૂંઝવણ થઇ કે, 'સરખા આકારવાળા, સરખા હાવભાવવાળા અને સરખું બોલનારા આ બન્નેયમાંથી કયા ઉપાયવડે સાચા ખોટાનો ભેદ શોધવો? તેથી જ્યાં સુધી સાચા ખોટાની સત્ય પરીક્ષા ન થાય ત્યાં સુધી બંનેમાથી એકેએ ઘરમા પ્રવેશ કરવો નહિ.' આ પ્રમાણે મહાજને બળાત્કારે તે બંનેને ઘરમાં પેસતા રોકયા, તેથી તે બને જુદે જુદે સ્થળે રહેતા હમેશાં

સવારે ઉઠીને જુદી જુદી રીતે તેઓ ક્લેશકંકાસ કરવા લાગ્યા. હંમેશના કલહથી કંટાળીને લોકોએ ફરીથી એકઠા થઇ તેઓને કહ્યું. 'તમે બને રાજ્યદ્વારે જાઓ. ત્યાં રાજાના પ્રતાપથી તથા તેના અધિક પુણ્યતેજના બળથી સાચા ખોટાનો નિર્ણય તરત જ થઇ જશે.' મહાજને મળીને જ્યારે આમ કહ્યું તેથી તે બન્ને ધનકર્મા રાજા પાસે ગયા.

લક્ષ્મીપુરનગરના રાજા જિતારિ પાસે જઈ તેને નમસ્કાર કરીને તે બન્ને ધનકર્મા પોતપોતાનું દુઃખ નિવેદન કરીને ઉભા રહ્યા, રાજા પણ પૂર્વની માફક જ સમાન આકૃતિ-વાળા અને સમાન બોલનારા તે બન્નેને દેખીને મૂંઝાયો. એટલે તેણે મંત્રીઓને આદેશ કર્યો કે, 'આ બંન્નેનો ન્યાય કરી આપો'.

મંત્રીઓએ પણ તેઓનો ન્યાય કરવામાં વિવિધ પ્રકા-રની વચન રચનાઓવડે તેઓ ભૂલાવો ખાઈ જાય તેવાં દૃષ્ટાંતો પૂછ્યા, અનેક પ્રશ્નો પૂછ્યા, વાક્યની રચનાઓ કરી ભયાદિક દેખાડ્યા, પણ તરૂણીનાં કટાક્ષો નપુંસક ઉપર જેમ નિષ્ફળ જાય તેમ મંત્રીઓના તે સર્વે પ્રયત્નો નિષ્ફળ ગયાં. ત્યારે તેઓ પણ વિચારમાં મૂઢ થઇ ગયા અને રાજા-પાસે જઇને બોલ્યા; 'સ્વામીન્! અમારામાં જેટલો બુદ્ધિનો વિલાસ છે, તેટલો બધો યે અમે આ બન્નેયમાંથી સત્ય અસત્યનો નિર્ણય કરવા માટે વાપર્યો, પણ કોઇ પ્રકારનો નિર્ણય અમે કરી શક્યા નથી. આજ દિવસ સુધી અમે ધરાવેલ અમારી બુદ્ધિનો ગર્વ પણ નિષ્ફળ બન્યો છે.'

મંત્રીઓનાં આ વચનો સાંભળીને વિષાદપૂર્વક રાજાએ કહ્યું; 'જો આપણી સભામાં આ બન્નેનો નિર્ણય ન થઈ શકે, તો તો મારી મહત્તામાં ખામી આવે, તેથી હવે શું કરવું ?' તે સમયે કોઈએ કહ્યું: 'બહુરત્ના વસુંધરા' કહેવાય છે. આપનું આ નગર ઘણું મોટું છે, તેથી તેમાં કોઈક તો દેવોએ અર્પેલ વરદાનવાળો, અતુલ ચતુરાઈવાળો, અને બુદ્ધિનો ધણી બહુ પુણ્યના સમૂહવાળો પણ હશે; તેથી આખા નગરમાં કોઈ અદ્‌ભુત વસ્તુ આપવાના ઠરાવથી પડહ વગાડવો, જેથી આપનાં પુણ્યબળવડે કોઈ તેવો પુરુષરત્ન પ્રગટશે, કે જે આ બંનેનો ભેદ પ્રગટ કરશે અને તમારી અને રાજ્યસભાની મહત્તા વધારશે' મંત્રીઓની વાણી સાંભળીને રાજાએ તરત જ આતુરતાથી કહ્યું; 'જે કોઈ બુદ્ધિશાળી અતિ પ્રજ્ઞાવંત પુરુષશ્રેષ્ઠ આ બંનેનો સત્યાસત્યનો વિભાગ કરીને નિર્ણય કરી આપશે તેને બહુ ધન સહિત આ ધનકર્માની પુત્રી પરણાવવામાં આવશે.' આખા નગરમાં રાજાની આજ્ઞાથી આ રીતે પડહ વગડાવવામા આવ્યો.

પડહ વાગતો વાગતો ત્રિપથ, ચતુષ્પથ વગેરે બજારોમાં ફરતો ફરતો જે સ્થળે ધન્યકુમાર વસતા હતા ત્યાં આવ્યો. ગોખમાં ઉભેલા ધન્યકુમારે તે પડહ સાંભળીને જરા હસીને પોતાની પાસે બેસનારાઓને કહ્યું, 'રાજાની આવડી મોટી સભામાં કોઇએ પણ આ બંનેનો નિર્ણય ન કર્યો ?'

તેઓએ જવાબ આપ્યો; 'સ્વામિન્ ! આપના જેવા અતુલ બુધ્ધિવાળા સિવાય બીજું કોણ તે કરી શકે ? આ

સાંભળીને ધન્યકુમારે તે પડહ ઝીલી લીધો, અને તેને આગળ જતો અટકાવીને તેઓ તરત જ રાજા પાસે જવા તૈયાર થયા.

રાજા તે ખબર સાંભળીને બહુ હર્ષ પામ્યો અને તેણે મનમાં નિર્ણય કર્યો કે 'ખરેખર પુણ્યશાળી ધન્યકુમાર આ બન્નેમાંથી સાચા ખોટાનો નિર્ણય જરૂર કરશે.' ધન્યકુમારે સર્વ વૃત્તાંત સાંભળીને રાજાને કહ્યું 'સ્વામિન્! આ જગતમા સત્ય ધર્મ જેવો બીજો કોઇ પણ ધર્મ નથી, તે જ ખરેખરો વિશ્વાસ કરવા લાયક છે. અહીં આ બંનેનો વિભાગ કોઇએ કર્યો નહિ, પણ સત્ય ધર્મ જ સત્ય અસત્યનો વિભાગ કરશે. પ્રથમ આ બન્નેને સ્નાન કરાવીને તેની પાસે દિવ્ય કરાવવુ પડશે. તેથી જે સાચો હશે તે તરત જ દિવ્ય કરી શકશે, બીજો કરી શકશે નહિ.'

આ પ્રમાણે ધન્યકુમારની વાણીને રાજાએ પણ અનુમોદન આપ્યુ. પછી ધન્યકુમારે એક ઝીણા નાળચાવાળી ઝારી મગાવી, અને સભાની મધ્યમા તેનું સ્થાપન કર્યું. લાખો લોકો આનો ન્યાય જોવા ત્યાં એકઠા થયાં, બંને ધનકર્માને સભામાં લાવવામા આવ્યા અને રાજા પાસે ઉભા રાખવામા આવ્યા, તે સમયે ધન્યકુમારે ઉભા થઇને તે બન્નેને કહ્યું, 'તમે બન્ને સ્નાન કરી સ્વચ્છ વસ્ત્રો પહેરીને સભામાં શીઘ્ર આવો.' તેઓએ તે પ્રમાણે કર્યું અને રાજ્યસભામાં આવ્યા.

એટલે ફરીથી ધન્યકુમારે તે બંનેને કહ્યું; 'તમારા બેમાંથી જે કોઇ ધર્મના પ્રભાવથી આ ઝારીની નળીના

એક મુખેથી પ્રવેશી બીજે મુખેથી બહાર નીકળશે તે સાચો ધનકર્મા ગણાશે.' આવું સાંભળીને ખોટો ધનકર્મા મનમાં આનંદ પામ્યો અને વિચારવા લાગ્યો; 'બહુ સારું થયું, દેવીના વરદાનના બળથી હું તે નળીમાં પેસીને બહાર નીકળીશ અને સાચો ઠરીશ. પછી તે ઘર, તે ધન અને સર્વ મારું જ થશે' મૂળ ધનકર્મા તો તે સાંભળીને ચિંતામાં પડ્યો અને વિચારવા લાગ્યો; 'આ અતિ નાના નાળચામાં પેસવું અને નીકળવું એ બંને દુષ્કર છે, આ ન્યાયથી મારું શું થશે?' આ પ્રમાણે તે ચિંતામાં પડ્યો.

વળી ફરીથી ધન્યકુમારે કહ્યું; 'તમારે આ ઝારીની નળીમાં પ્રવેશ કરતાં આમ કહેવું કે, 'હે દેવી અને દેવો! જો હું સાચો ધનકર્મા હોઉં તો આ પોલાણવાળી નળીમાં પેસવાની અને નીકળવાની મને શક્તિ આપો' આ પ્રમાણે કહીને બંનેએ દિવ્ય કરવું. તેમ કરવાથી જે સાચો હશે તે તરત જ જણાઇ આવશે.' આમ કહીને ધન્યકુમાર બોલતા બંધ રહ્યા, ને તરત જ ખોટો ધનકર્મા તો દેવીની સહાયથી તે પોલાણવાળી નળીમાં પેસીને બહાર નીકળ્યો. બહાર નીકળીને જેવો તે રાજાના પગને સ્પર્શ કરવા ગયો કે તરત જ ધન્યકુમારે તેને ચોટલીએથી પકડીને રોકી રાખ્યો, કારણ કે વ્યંતરાધિષ્ઠીત શરીરવાળો માણસ શિખાનું ગ્રહણ થતા આગળ ચાલવા શક્તિમાન રહેતો નથી.

ધન્યકુમારે પછી રાજાને કહ્યું; 'સ્વામિન્! આ તમારો

ચોર છે, અને પેલો સાચો ધનકર્મા છે. આ કોઈ દેવ અગર દેવીના બળથી નળીમાં પેશીને નીકળી શકયો છે. પરંતુ તે ખોટો છે. આ બધી વિટંબના આ માયાવીએ કરી છે. એણે બીજાના ઘરની લક્ષ્મી પાપરી નાંખી છે, અને પોતાની જાતને છૂપાવી છે.' આમ ધન્યકુમારની વાણી સાંભળીને રાજાએ ચોરને ઓળખ્યો, અને પોતાના સેવકોને તેને મારી નાંખવાનો આદેશ કર્યો. રાજસેવકોએ તરત જ તેને પકડયો. એટલે આ પરિસ્થિતિમાં મૂકાએલો તે વિચારવા લાગ્યો; 'હવે મારું કપટ ચાલશે નહિ, જો હુ મારૂં મૂળ સ્વરૂપ પ્રગટ કરીશ તો કદાચ જીવી શકીશ, નહિ તો જીવી શકીશ નહિ'

તરત જ પોતાની માયા નિષ્ફળ થવાથી અને બુદ્ધિ મંદ થવાથી તે ચારણે શ્રેષ્ઠી ધનકર્માનું રૂપ ત્યજી દઈને મૂળ સ્વરૂપ પ્રગટ કર્યું અને સભામાં રહેલા સર્વના સાંભળતાં તેણે પોતાનુ વૃત્તાંત કહ્યું,

'સર્વે લોકો મારૂં કથન સાંભળો, ઘણા દિવસો પહેલાં અમારા ચારણોનો એક મેળો મળ્યો હતો. પોતપોતાની વાચાળતા અને કુશળતા પ્રગટ કરવાના સમયે કોઈએ કહ્યું કે, 'આ બધાની કહેલી કળા ત્યારે જ સાચી મનાય, કે જ્યારે આમાંથી કોઈ પણ ચારણ લક્ષ્મીપુરના અમિત ધનવાળા ધનકર્માનાં ઘેર જઈને તેની પાસેથી એક દિવસનો આપણી જ્ઞાતિ સમેલનમાં ચાલે તેટલા ભોજનનો ખર્ચ મેળવે.' આ પ્રમાણેનાં તેના વચન સાંભળીને મે પ્રતિજ્ઞા





કરી કે, 'જો ધનકર્મા પાસેથી આપણા સમુદાયને એક દિવસનું ભોજન થાય તેટલું ધન લાવું તો જ આ સમુદાયમાં એકઠા થયેલા દ્રવ્યમાંથી મારો ભાગ મારે લેવો, નહિ તો લેવો નહિ' આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને ધનકર્માનાં ઘેર જઈ આશીર્વાદ દઈને મેં એક દિવસના ભોજનનો ખર્ચ માંગ્યો, એટલે તે શ્રેષ્ઠીએ કહ્યું કે, 'આજે સમય નથી, આવતી કાલે આપીશ.' આ પ્રમાણે કહેતાં તેને સાંભળીને હું ત્રીજે દિવસે ગયો, પણ ઉત્તર તેજ મળ્યો કે, 'કાલે આપીશ' આમ મેં અનેક દિવસો સુધી તેની પાસે યાચના કરી, પણ કાંઈ મળ્યું નહિ. ચારણના સમૂહમાં હું પ્રતિજ્ઞાભ્રષ્ટ થવાથી બધા મારી મશ્કરી કરવા લાગ્યા.'

'ત્યારે મેં વિચાર કર્યો કે, મેં 'આવી પ્રતિજ્ઞા કરીને મારી મોટાઇ ગૂમાવી! પણ આવી રીતે મારી પ્રતિજ્ઞાનો ભંગ થાય. તો પછી જીવવું નકામુ છે.' આથી વિચાર કરીને આ અતિશય કૃપણ પુરૂષની નહિ ભોગવાતી લક્ષ્મીને ભોગમાં લાવવા માટે મેં ચડિકાદેવીની આરાધના કરી, ઘણા ઉપવાસ અને ઘણા કલેશ-દુ:ખ મેં સહન કર્યાં. ત્યારે તે દેવી મારા ઉપર પ્રસન્ન થઈ. તેણે મને જેવું રૂપ કરવું હોય તેવું કરી શકવા સમર્થ વરદાન આપ્યું. તેટલામાં ધનકર્મા શ્રેષ્ઠી બીજે ગામ ગયા. તે લાગ મળવાથી શ્રેષ્ઠીનુ રૂપ કરીને હું તેના ઘરમા પેસી ગયો. તેના ઘરમાં રહીને મેં તેની લક્ષ્મીનો દાનાદિ દ્વારા સદુપયોગ કર્યો છે. તેમાં પણ મે તો તેનુ જ નામ અને યશ:કીર્તિ વધાર્યાં છે. દુ:ખી પ્રાણીઓનો જે મેં

ઉચ્ચાર કર્યો છે, તેમાં પણ પુણ્ય તો તેને જ છે. લોકોમાં પણ કહેવત છે કે, જેનું અન્ન તેનું પુણ્ય. મેં તો માત્ર તેના ઘરનું ભોજન કર્યું છે. તેના અંતઃપુરાદિકમાં પણ મેં કાંઈ પણ અનુચિત કાર્ય કર્યું નથી, કે જેનાથી હું રાજાનો કે ધર્મનો દોષપાત્ર થાઉં. મેં તો તે ધનકર્મા શ્રેષ્ઠીનું જ નામ અને કીર્તિ વધાર્યાં છે. આમાં મારો શું દોષ છે કે જેથી મહારાજા મને વધની આજ્ઞા ફરમાવે છે?'

આ પ્રમાણે તે ભાટનાં વચન સાંભળીને રાજાદિક સર્વે સભાજનો વિસ્મયપૂર્વક હસવા લાગ્યા અને બોલ્યા; 'અરે ચારણ! તેં બહુ સારું કર્યું. આ શેઠના કૃપણતારૂપી રોગનો તારા વિના કોઈ બીજો ઉત્તમ વૈદ્ય મળત નહિ. આવા કૃપણોને આવી જ શિક્ષા ઘટે છે, આમાં તારો કાંઈ પણ દોષ જણાતો નથી'

રાજાએ પણ કોપ ત્યજી દઈ તે ઈશ્વરદત્ત ચારણ ઉપર પ્રસન્ન થઈને તે ચારણને બંધનથી મૂકાવ્યો અને તેને યથોચિત પ્રીતિદાન આપીને વિસર્જન કર્યો. તે ઈશ્વરદત્ત ચારણ પણ આ પ્રમાણે શીખામણ આપવા લાગ્યો કે, 'રે શ્રેષ્ઠીન્! હવે ફરીથી કોઈ વખત ભાટ, ચારણ, યાચક સાથે વિરોધ કરશો નહિ, વળી હૃદયને દયા દાન ઈત્યાદિ સદ્‌ગુણોથી નિર્મળ રાખજો. કૃપણતા તો આ ભવ અને પરભવ બન્નેમાં કેવળ દુઃખનાં જ કારણભૂત છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે; 'ધનને ભોગવવું અને આપવું. પણ તેનો સંગ્રહ કરવો નહિ. કીડીઓ બહુ ધાન્યનો સંગ્રહ કરે છે, તો તેતર પક્ષીઓ તે ખાઈ જાય છે.'

આ પ્રમાણે તે શ્રેષ્ઠીને ઉત્તમ શીખામણ આપીને તે ચારણ ચાલતો થયો. ધનકર્મા શ્રેષ્ઠી પણ લજ્જાથી નીચું મુખ કરી રાજાને નમસ્કાર કરીને લક્ષ્મી તથા ઘર મળવાથી સંતુષ્ટ અંતઃકરણવાળો થઇ ઘણા માણસો સહિત પોતાનાં ઘેર ગયો. વિકટ સંકટમાંથી છૂટે ત્યારે કોને આનંદ થતો નથી? શ્રેષ્ઠીએ ઘેર ગયા પછી રાજાનાં વચનને અને પોતાની ઉપરના ઉપકારને સંભારીને કષ્ટોનો નાશ કરનાર એવા ધનસાર શ્રેષ્ઠીના નાના પુત્ર ધન્યકુમારને બહુ હર્ષ અને ઉત્સવપૂર્વક પોતાની ગુણમાલિની નામની પુત્રી પરણાવી અને બહુ ધન વસ્ત્રાદિક પણ આપ્યાં.

આ રીતે પ્રબલ પુણ્યાઇના યોગે અનેક પ્રકારે વૈભવ, ઐશ્વર્ય તથા સંપત્તિનો ઉપભોગ કરતા તે ધન્યકુમાર કેટલાક દિવસ સુધી ત્યાં રહ્યા, પછી રાજાદિકની રજા લઇને છ ભાષાઓથી શોભતા શ્રીરાગની જેમ છ પ્રિયાઓ (સૌભામંજરી, સુભદ્રા, ગીતમાળા, સરસ્વતી, લક્ષ્મીવતી, ગુણમાલિની) સહિત રાજગૃહી નગરી તરફ ચાલ્યા. રસ્તે ઘણાં રાજાઓના ભેટણાં સ્વીકારતા અને કૃપા મેળવતા અનુક્રમે રાજગૃહીના ઉપવનમાં તે આવ્યા.

શ્રેણિક મહારાજા ચરના મુખેથી ધન્યકુમારનુ આગમન સાંભળીને ચતુરંગી સેના સહિત તેમને લેવા માટે તેની સામે ગયા, જમાઇને હર્ષપૂર્વક ભેટીને કુશળવાર્તા પૂછી અને મોટા મહોત્સવપૂર્વ ધન્યકુમારનો મગધેશ્વરે રાજગૃહી નગરીમાં પ્રવેશ કરાવ્યો, નગરજનોએ અતિ અદ્ભુત પુણ્યના

સમૂહરૂપ ધન્યકુમારને આવતાં દેખીને ગૌરવપૂર્વક તેની પ્રશંસા કરી. પોતાના સ્વામીનું આગમન સાંભળીને પોતાના પિતાના ઘેર રહેલી સોમશ્રી અને કુસુમશ્રી બન્ને આવીને પોતાના સ્વામી ધન્યકુમારનાં ચરણને નમસ્કાર કરી અંતઃપુરમા રહેલી દેવાંગનાઓને પણ રૂપમાં જીતે તેવી છ સપત્નીઓને મળી

પરસ્પર કુશળ આલાપ પૂછ્યા પછી શાલિભદ્રની બ્હેન સુભદ્રા પાસેથી ધન્યકુમારનું સમસ્ત અદ્‌ભુત ચરિત્ર સાંભળીને તેઓ બહુ આશ્ચર્ય પામી અને આનંદિત થઈ. તે બન્ને અને સાથે આવેલ છ મળી આઠ સ્ત્રીઓ એકત્ર થઈ. અને આઠ ઋદ્ધિઓ સાથે યોગી વિલાસ કરે તેમ તે આઠે પત્નીઓ સાથે દોગુંદક દેવની જેમ પુણ્યશાલી ધન્યકુમાર વિલાસ કરવા લાગ્યા તે મહાભાગ્યશાળીને વિદેશમાં અન્ય સામાન્ય મનુષ્યને જ્યાં સુખ ન મળે ત્યાં પણ કીર્તિ, શ્રી અને ભોગોપભોગ મળ્યા. પ્રબલ પુણ્યના સ્વામી ભાગ્યશાળી આત્માને સંસારમાં શુ શું પ્રાપ્ત નથી થતું? અર્થાત્ સર્વ પ્રાપ્ત થાય છે.

તે આઠે પ્રિયાઓ સાથે રાજાની પાસે આવેલા ઉત્તમ આવાસમાં વાસ કરીને રાજગૃહી નગરીમાં દેવેંદ્રની જેમ ધન્યકુમાર રહેવા લાગ્યા. આ બધો દાનધર્મનો જ પ્રબલ પ્રભાવ છે, માટે હે ભવ્યો! તમે આ આશ્ચર્યકારી પુણ્યના પ્રભાવને યથાર્થ જાણજો, સમજજો, માનજો, અને તેવા પુણ્યના કારણ રૂપ ધર્મારાધના દ્વારા તેને અનુભવજો! અને આચારમાં મૂકજો!



## ૨૦ લક્ષ્મીદેવીની લીલા :

પૂર્વના પુણ્યોદયથી પ્રાપ્ત લક્ષ્મીનો જે વિવેકી આત્માઓ સદુપયોગ કરે છે, તેઓ ખરેખર ધન્ય છે, બાકી લક્ષ્મી સમુદ્રનાં તરંગો જેવી ચપળ છે, લક્ષ્મીના માટે અનેક મનુષ્યોએ પ્રાણુ ગુમાવ્યા છે, ગુમાવે છે, અને ગુમાવશે, લક્ષ્મી કોઈના ઘેર બંધાઈને રહેતી નથી. ઇતર શાસ્ત્રોમાં પણ લક્ષ્મી તથા સરસ્વતીનો એક કલ્પિત વિવાદ આવે છે. જે કલ્પિત હોવા છતાં બોધપ્રદ ને પ્રેરક છે.

એકદા લક્ષ્મી અને સરસ્વતીને પરસ્પર પોત-પોતાની મહત્તા વિષે વિવાદ થયો.

સરસ્વતીએ લક્ષ્મીને કહ્યુ; 'જગતમાં હું જ મોટી છું, કારણ કે મેં અંગીકાર કરેલા મનુષ્યો સર્વત્ર સન્માન પામે છે, અને તેઓ સર્વ પુરૂષાર્થના ઉપાયોને પણ જાણે છે. કહ્યું છે કે; 'स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते.' 'રાજા પોતાના દેશમાં જ પૂજાય છે, પણ વિદ્વાન તો સર્વત્ર પૂજાય છે' વળી હે લક્ષ્મી! તું કે જે નાણારૂપે રહેલી છે, તેના મસ્તક પર હું રહેલી હોઉં, તો જ લેવા દેવા વગેરે વ્યાપારમા તારો વ્યવહાર થઇ શકે છે, અન્યથા તને કોઈ ગ્રહણ કરતું નથી, માટે હું જ મોટી છું.'

તે સાંભળીને લક્ષ્મીએ જવાબ આપ્યો; 'હે સરસ્વતી! તેં જે આ કહ્યું તે તો માત્ર કહેવા રૂપે જ છે; તારાથી કાંઇ સિદ્ધિ થતી નથી. કારણ કે તેં અંગીકાર કરેલા પુરૂષો ગમે તેટલા મહાન હોય તો પણ મને પ્રાપ્ત કરવા માટે સેંકડો અને હજારો દેશોમાં પરિભ્રમણ કરે છે, અને હું જેની પાસે હોઉં તેવા પુરૂષો પાસે આવી સેવકની જેમ તેમની આગળ ઉભા રહે છે.' જેઓ વયોવૃદ્ધ છે, તપશ્ચર્યા વડે વૃદ્ધ છે અને જેઓ બહુશ્રુત તરીકે વૃદ્ધ છે, તે સર્વે ધનથી વૃદ્ધિ પામેલાનાં દ્વાર પાસે કિંકરની જેમ આવીને ઉભા રહે છે.'

'ધનિકની પાસે તેની ખુશામત કરનારા અનેક વચનો બોલે છે. અછતા ગુણોનો આરોપ કરીને ઉપમા તથા ઉત્પ્રેક્ષા વગેરે અલંકારો સહિત તેની પ્રશંસા કરે છે, છત્ર-પ્રબંધ, હારપ્રબંધ વગેરે પ્રબંધો રચીને તેમાં તેના ગુણોનું વર્ણન કરી પોતાની વિદ્વત્તા બતાવે છે, આમ કરીને વિદ્વાનો, ધનવાનની કૃપાને સંપાદન કરે છે. તેમાં જો કદચ તે શ્રીમત પ્રસન્ન થયો તો તે વિદ્વાન પોતાના મનમાં હર્ષિત થાય છે, અને જો તેની પ્રસન્નતા ન થઇ તો ખેદ પામે છે, એટલે ફરીથી પણ ભિન્ન ભિન્ન સ્તુતિ વચનો બોલીને તેને પ્રસન્ન કરવા પ્રયત્ન કરે છે. 'ગુણવાન વિદ્વાન પણ પુષ્કળ ધનના નિધિ સમાન ધનિકની દ્રષ્ટિના પ્રાંત ભાગને મનોહર (પ્રસન્ન) દેખે તો ખુશ થાય છે, અને કોપયુક્ત દેખે તો ખેદ પામે છે, તથા સ્તુતિ આદિ

ઉપાયોવડે કોઈ પણ પ્રકારે તેનો રોષ દૂર કરે છે. અહો! આ સંસારમાં મોહરાજાની ઘટના (રચના) કેવી વિષમ છે?'

'તેથી બ્હેન સરસ્વતી! તને સ્વીકારનારા પુરૂષો હું જેની પાસે હોઉં તેવા પુરૂષોના સેવક સમાન છે. મારા અંગીકાર કરેલા પુરૂષોના દોષો પણ ગુણરૂપ જ છે; માટે જગતમાં હું જ મોટી છુ, વળી સરસ્વતી! માત્ર જૈન-મુનિઓ સિવાય બીજા જે પુરૂષો તારૂં સેવન કરે છે, તેઓ સર્વે પ્રાય મારા માટેજ કરે છે; કેમ કે 'શાસ્ત્રો જાણીને વિદ્વાન થઈને હું લક્ષ્મીનું ઉપાર્જન કરીશ.' તે જ તેમનુ સાધ્ય હોય છે. તેમાં પણ આ જગતમાં પ્રાયે બાળકો જ તને અનુસરે છે, તેઓ પણ ઉત્સાહ રહિત માત્ર માત-પિતાના કે અધ્યાપકના ભયથી જ તારૂ સેવન કરે છે, પરંતુ પ્રીતિપૂર્વક તને અનુસરતા નથી, બીજા કેટલાક વૃદ્ધ પુરૂષો તને અનુસરે છે, તેઓ પણ લજ્જાથી કે ઉદરભરણના ભયથી અથવા મારા અંગીકૃત પુરૂષોને પ્રસન્ન કરવાના હેતુથી ગુપ્ત રીતે અભ્યાસ કરે છે.'

'કેમ કે લોકો પણ તેમની હાંસી કરે છે કે; 'અહો! આટલી મોટી ઉમરે હવે ભણવા બેઠા છે, પાકે ઘડે કાંઠા ચડવાના છે?' ઈત્યાદિ કહીને લોકો તેનો ઉપહાસ કરે છે, અને મારે માટે તો સર્વ સંસારી જીવો અનાદિ કાળથી સર્વ અવસ્થામાં મને અનુકૂળ જ છે. નાનાં બાળકો પણ મારૂ નાણાદિક સ્વરૂપ જોઈને તરત જ ઉલ્લાસ પામે છે; હસે છે અને મને ગ્રહણ કરવા માટે હાથ લાંબો કરે છે,

તો પછી જેઓ અધિક ઉંમરવાળા હોય છે, તેઓ મને જોઇને ઉલ્લાસ પામે તેમાં શું આશ્ચર્ય? વૃદ્ધ લોકો પણ મને ઉપાર્જન કરવા માટે યત્ન કરે તેમાં કોઇ પણ તેની હાંસી કરતા નથી. પણ ઉલટી તેની પ્રશંસા કરે છે કે, 'અહો! આ પુરૂષ વૃદ્ધ થવા છતાં પણ સ્વ-ઉપાર્જિત ધનથી જ પોતાનો નિર્વાહ કરે છે, કોઇની (પુત્રાદિકની) પરતંત્રતા ભોગવતો નથી. જે પ્રાણીઓએ એક જ વાર મારૂ સ્વરૂપ જોયું હોય તે જન્માંતરમાં પણ મને વિસરતો નથી, અને તને તો ત્રણ પખવાડીયામાં જ ભૂલી જાય છે. માટે હે સરસ્વતી! મારી પાસે તારૂં માન કેટલુ? જો કદાચ આ મારી વાત પર તને વિશ્વાસ આવતો ન હોય, તો આ સમીપે શ્રીનિવાસ નામનું નગર છે, ત્યાં તું જા. આપણે બન્ને આપણાં મહત્ત્વની પરીક્ષા કરીએ.'

લક્ષ્મીદેવીનું આ કથન સાભળીને સરસ્વતી બોલી કે; 'ઠીક, ચાલ.'

ત્યાર પછી તે બન્ને દેવીઓ નગરની સમીપના ઉદ્યાનમા ગઇ.

લક્ષ્મી બોલી; 'હે સરસ્વતી! તુ કહે છે કે હું જ જગતમાં સર્વથી મોટી છુ, તો તું જ પ્રથમ નગરમાં જા અને તારી શક્તિથી તું સર્વ લોકોને વશ કરજે. પછીથી હું આવીશ, અને તને આધીન થયેલા પુરુષો તને તત્કાલ છોડી દઇને મારી સેવા કરનારા બને છે કે નહિ? તે જોજે. એટલે આપણાં બંનેનું મહત્ત્વ જણાઇ આવશે.' આ રીતે નક્કી

કરીને સરસ્વતી મનોહર, અદ્દભુત સ્વરૂપવાળું અને વસ્ત્ર આભૂષણોથી સુશોભિત બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને શ્રીનિવાસ નગરમાં ગઇ. બજારમાં જતાં એક મોટો મહેલ જોયો, તેમા કોટી ધનનો સ્વામી શ્રેષ્ઠી ભાનુદત્ત રહેતો હતો. ત્યાં મહેલના દ્વારની પાસે તે ધનિકનું સ્વર્ગના વિમાન જેવું સભાસ્થાન હતુ તેમાં ઘણા ઉત્તમ વસ્ત્રાલંકારોથી વિભૂષિત થયેલો તથા અનેક સેવકોથી સેવાતો તે ભાનુદત્ત શ્રેષ્ઠી એક મનોહર ભદ્રાસનપર બેઠો હતો.

તેને જોઈને આ માયાવી બ્રાહ્મણે આશીર્વાદ આપ્યો ત્યારે મનોહર સ્વરૂપ, ઉત્તમ વેષ અને ગુણોના સમૂહથી અલંકૃત એવા તે પવિત્ર બ્રાહ્મણનો આશીર્વાદ સાંભળીને તે ભાનુદત્તે આસન પરથી ઉભા થઇને સાત આઠ પગલા તેની સન્મુખ આવી તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને તેને બહુમાનપૂર્વક બીજા ભદ્રાસનપર બેસાડી પોતે પોતાના ભદ્રાસનપર બેઠો. તેના ગુણથી રંજીત થયેલા તે શ્રેષ્ઠીવર્યે તે બ્રાહ્મણ પંડિતને પૂછ્યું; 'વિદ્વાન પુરૂષ! આપ કયા દેશના રહીશ છો? અહીં આપનું પધારવું શા કારણે થયું છે? કયા પુણ્યશાળીનાં ઘેર આપનો ઉતારો છે? અને આપનું નામ શું છે?'

ભાનુદત્ત શ્રેષ્ઠીને તે પંડિતે જવાબ આપતા જણાવ્યુ; 'ગોબ્રાહ્મણ પ્રતિપાળક શ્રેષ્ઠીવર્ય! હુ કાશીદેશમાં વારાણસી નામની પવિત્ર મહાપુરીમાં રહું છુ, બ્રાહ્મણના ષટ્કર્મમાં તત્પર છું, સમગ્ર શાસ્ત્રોને ભણેલો છું, ધર્મની રૂચિવાળાને

પુરાણાદિકની કથા શ્રવણ કરાવવાવડે મારી વૃત્તિ (આજી-વિકા) ચાલે છે, અનેક બ્રાહ્મણોને હું વેદાદિક શાસ્ત્રોનું અધ્યયન કરાવું છું, તે નગરીનો રાજા પણ ભક્તિપૂર્વક મારી સેવા કરે છે. તે રાજાએ મને ગૃહસ્થાશ્રમના નિર્વાહ માટે સો ગામ આપેલાં છે, તેથી હું સુખે વસું છું, ભાગ્ય-વાન શ્રેષ્ઠી! એકદા શાસ્ત્રોને વાંચતાં તેમાં યાત્રાનો અધિકાર આવ્યો. તેમાં મેં વાચ્યું કે, 'મનુષ્ય જન્મ પામીને જેણે યાત્રા કરી નથી, તેનો જન્મ અતર્ગડુના જેવો નિષ્ફળ છે.' આ પ્રમાણે યાત્રાનુ મહાત્મ્ય જાણીને મને તીર્થાટન કરવાની ઇચ્છા થઇ. તેથી હું ઘર આગળ પાલખી, મિયાના, વગેરે વાહનોની સામગ્રી છતા પણ તીર્થયાત્રા પગે ચાલીને કરવા થીમોટા ફળને દેનારી થાય છે, તેમ સમજીને તે સર્વ છોડીને એકલો જ તીર્થયાત્રા માટે નીકળ્યો છુ, અને ફરતા ફરતાં ગઈ કાલે જ અહીં આવ્યો છુ એક શાસ્ત્રાભ્યાસની શાળામાં મારો ઉતારો છે. ત્યા રાત્રી વ્યતીત કરી પ્રાતઃકાળે સ્નાના-દિક ષટ્કર્મ કરી આ નગર જોવા નીકળ્યો છુ. બજારમાં ફરતાં આપના જેવાં પુણ્યશાળીનુ દર્શન થયુ. એટલે આપને યોગ્ય જાણીને આશીર્વાદ આપ્યો.' પોતાનું વૃત્તાત કહીને તે માયાવી દેવવ્રત બ્રાહ્મણ મૌન રહ્યો.

ત્યારે તે ભાનુદત્ત શ્રેષ્ઠીએ બે હાથ જોડીને કહ્યુ; 'આજે અમારાં મહાપુણ્યનો ઉદય થયો કે જેથી સમગ્ર ગુણગણથી ભૂષિત આપ તીર્થવાસીનાં દર્શનથી અમારો મનુષ્યજન્મ સફળ થયો. ઈશ્વરનાં દર્શન તુલ્ય હું આપનું

દર્શન માનું છું, આજે મારા ગરીબ ઉપર આપે મોટી કૃપા કરી છે. આજે વગર બોલાવી ગંગાનદી મારા આંગણે આવી છે એમ હું માનું છું. તેથી અમૃતને ઝરનારી વાણીવડે ધર્મકથાનું શ્રવણ કરાવીને અમારા ઉપર કૃપા કરીને આપ અનુગ્રહ કરો.'

તે સાંભળીને તે પંડિત અત્યંત મધુર વાણીવડે અવસરને યોગ્ય રાગ, સ્વર, ગ્રામ અને મૂર્છનાદિકથી યુક્ત, કર્ણને કઠોર ન લાગે તેવું, ક્લિષ્ટાર્થ વગેરે દોષોથી રહિત, શૃંગારાદિક રસથી ભરપૂર, અનેક અર્થના ધ્વનિની રચનાથી ચિત્તને ચમત્કાર કરનાર, અલંકાર યુક્ત, વિવિધ પ્રકારના છંદ અને અનુપ્રાસ સહિત, ચિત્તને આલ્હાદકારક, કોઈ વખત પૂર્વે નહી શ્રવણ કરેલ તથા સાર્થક અક્ષરોથી વિભૂષિત એવા સૂક્તાદિક ઉંચે સ્વરે બોલવા લાગ્યો. સકળ ગુણોથી અલંકૃત તે વિદ્વાન બ્રાહ્મણની વાણીથી જેનું હૃદય આકર્ષિત થયું છે તથા જેને સમસ્ત ગૃહકાર્ય વિસારી દીધા છે એવો તે ભાનુદત્ત શ્રેષ્ઠી નેત્ર અને મુખને વિકસ્વર કરતો વારવાર પ્રશંસા કરવા લાગ્યો, મસ્તક કંપાવતો અને નેત્ર ઘૂમાવતો તે એકચિત્તે શ્રવણ કરતો હોવાથી ચિત્રમાં આલેખેલી મનુષ્યની મૂર્તિની જેમ તે નિશ્ચળ થઇ ગયો.

માર્ગે જતા આવતા લોકો પણ હરણની જેમ સંગીતથી ખેંચાઇને દોડતા દોડતા ત્યાં આવવા લાગ્યા, અને તેઓ પણ ચિત્રની જેમ નિશ્ચળ થઇને એકચિત્તે તે બ્રાહ્મણ પંડિતની વાણીનું શ્રવણ કરવા લાગ્યા. જેઓ શાસ્ત્રના

જ્ઞાનમાં કુશળ પંડિતો હતા, જેઓ પોતપોતાની વિદ્વત્તાના ગર્વવાળા હતા, જેઓ અત્યંત અભ્યાસથી સમગ્ર શાસ્ત્રના પરમાર્થને કંઠે રાખનારા હતા, તથા જેઓ વકતૃત્વ તથા કવિત્વ વિષયનાં શાસ્ત્રો ભણીને તેનું ફળ પામવાથી મદોન્મત્ત થઈને ફરતા હતા, તેઓ પણ ત્યાં આવીને શ્રવણ કરવા લાગ્યા.

તે માયાવી બ્રાહ્મણની નવનવા ઉલ્લેખથી શોભતી, બુદ્ધિની પટુતાથી શબ્દભેદ, પદચ્છેદ અને શ્લેષાર્થ વગેરે વિચિત્ર પ્રકારના અલંકારથી ગર્ભિત અને સર્વ વિષયને સ્પર્શતી પ્રતિભાવાળી વાણીની કુશળતા જોઈને તે સર્વે પંડિતો પોત–પોતાની નિપુણતાનો ગર્વ ત્યજી દઈ તે મહાપંડિત બ્રાહ્મણની અને તેની વાણીની પ્રશંસા કરવા લાગ્યા; 'અહો! શું આ તે બ્રાહ્મણ છે કે રૂપાંતરે આવેલી બ્રહ્માની મૂર્તિ છે? આ તે સાક્ષાત્ કામદેવની મૂર્તિ છે કે દાઢી મૂછવાળી સાક્ષાત્ સરસ્વતી દેવી છે? અથવા શું આ સર્વ રસોની પ્રત્યક્ષ મૂર્તિ છે? આ વિદ્વાનની વાણી શુ આદિબ્રહ્મનો ધ્વનિ છે કે શૃંગારાદિક અમૃત રસની નદી છે? અહો! શું આનું ચમત્કાર ઉપજાવવામા કુશળપણુ અને બુદ્ધિનું પટુપણું, અહો! આની સાર્થક અને વિવિધ પ્રકારના અર્થની યોજના કરવાની શક્તિ, અહો! આની શબ્દના અનુપ્રાસની ચતુરાઈ, અહો! આની એકજ પદ્ય (કવિતા)માં દરેક પાદે નવાનવા રાગ ઉતારવાની શક્તિ, અહો! આની અત્યંત ગંભીર અર્થ શ્રોતા-

હૃદયમાં સહેલાઈથી ઉતરાવાની (સમજાવવાની) અપ્રતિમ શક્તિ; અહો ! આનું ઉપમા રહિત અને જગતનાં ચિત્તને રંજન કરનારૂં શરીર સૌન્દર્ય, કોઈ પણ અનિર્વાચ્ય શક્તિએ રચેલા લીલાનો આ વિલાસ જણાય છે, મનુષ્યમાં તો આવી સર્વ ગુણોની એકત્ર સ્થિતિ દુર્લભ છે. આવું સ્વરૂપ તો કોઇ પણ સ્થાને જોયું કે સાંભળ્યું નથી, આ તો મહા આશ્ચર્યકારક છે !'

જેઓ નૃત્યકળામાં કુશળ અને સંગીતાદિકના જ્ઞાનથી ગર્વિષ્ઠ હતા, તેઓ પણ આ મહાપંડિતની વાણી સાંભળીને પોતપોતાના અભિમાનનો ત્યાગ કરી તેની જ સ્તુતિ કરવા લાગ્યા; 'અહો ! આની એક રાગને બીજા રાગમાં મેળવવાની શક્તિ કેવી છે ?'

ઇત્યાદિ અનેક પ્રકારે પ્રશંસા કરતા હજારો લોકો પોતપોતાનાં ગૃહકાર્યો તથા ખાનપાનની ઇચ્છાને પણ વિસરીને ઉંચા કર્ણ રાખી તે વિદ્વાન દેવવ્રત બ્રાહ્મણની વાણીનું શ્રવણ કરવા લાગ્યા. કોઇ પણ માણસ એક અક્ષર પણ બોલતું નહિ. ક્ષણે ક્ષણે ગમન કરવાના સ્વભાવવાળો કાળ કેટલો ગયો તેની શુદ્ધિ પણ કોઇને રહી નહિ. એ રીતે લગભગ સવા પ્રહર વ્યતીત થઇ ગયો.

આ સમયે નગરની બહાર ઉપવનમાં રહેલી લક્ષ્મીદેવીએ મનમાં વિચાર કર્યો; 'સરસ્વતીએ નગરમાં જઇને પોતાની શક્તિથી સમગ્ર લોકોનાં મન વશ કર્યાં છે. આટલા સમય સુધી તેણે પોતાની શક્તિનું સામર્થ્ય બતાવ્યું છે,

હવે હું ત્યાં જઈને તેની શક્તિનો વિનાશ કરું.' એમ વિચારીને લક્ષ્મીએ અત્યંત વૃદ્ધા સ્ત્રીનું રૂપ ધારણ કર્યું.

વૃદ્ધાવસ્થાના કારણે તેનાં ગાત્રો સંકુચિત થયાં હતાં, નેત્ર અને નાસિકામાંથી પાણીનાં ટીપાં પડતાં હતાં. મુખમાં એક પણ દાંત હતો નહીં. તેથી તેમાંથી લાળ પડતી હતી. વૃદ્ધાવસ્થાનાં કારણે તેનાં મસ્તક પરના કેશ ખરી પડવાથી ટાલ પડેલી હતી, શરીરની ચામડી પર જરા પણ તેજ હતું નહિ. વચન બોલતાં પણ સ્ખલના થતી હતી. નેત્રથી બરાબર જોઈ શકાતું નહોતું. મલીન શ્વેત વસ્ત્ર ધારણ કરેલુ હતુ. શરીરનો ભાગ કટીપ્રદેશથી નીચે નમી ગયેલો હતો, તેથી હાથમા લાકડીનો ટેકો રાખ્યો હતો. ચાલતાં પગ થરથરતાં હતાં, તેથી તે લડથડિયા ખાતી ખાતી મુશ્કેલીથી ચાલતી હતી. આવા પ્રકારનું સ્વરૂપ ધારણ કરીને તે લક્ષ્મી શ્રીનિવાસ નગરમાં આવી.

નગરમાં ભમતી ભમતી તે ભાનુદત્ત શેઠનાં મહેલમાં પાછલા દ્વાર પાસે આવીને દીન વાણીવડે જળની યાચના કરવા લાગી. તે દ્વાર અર્ધું ઉઘાડુ હતુ, ત્યાં તે શેઠની પત્ની મનોરમા તથા તેની પુત્રવધૂ તારા બેઠી બેઠી પંડિત બ્રાહ્મણની મધુર વાણી રસિકતાથી સાંભળતી હતી. તેનાં કર્ણમા આ વૃધ્ધાનું વચન ઉકળેલા સીસા જેવુ લાગ્યું, અને શ્રવણમાં રસનો ભંગ થવા લાગ્યો, તેથી સાસુએ ક્રોધથી વહુને કહ્યું, 'જો, જો, પાછળના દ્વારે કોણ પોકાર કરે છે? કોઈક કઠોર શબ્દ બોલે છે, તેથી આ મધુર વાણી સાંભળ-

વામાં વિઘ્ન થાય છે, માટે તે જે કાંઇ માંગે તે આપીને તેને અહીંથી કાઢી મૂક, કે જેથી સુખે સાંભળી શકાય. આવું સુંદર શ્રવણ કરવાનું આજ કોઈ મહાપુણ્યના ઉદયથી પ્રાપ્ત થયું છે. ફરીથી આવું મળશે નહીં, આ ક્ષણ લાખેણી છે. એક ઘડી પણ જન્મ અને આખા જીવતરને સફળ કરનારી છે, માટે જલદી જઇને તેને રજા આપી, પાછી આવ.'

આ રીતે વારંવાર સાસુએ કહ્યું, ત્યારે સાસુનું વચન અનુલ્લંઘનીય છે એમ જાણી તે પુત્રવધૂ આ કાર્ય દુષ્કર માનતી હોય તેમ કાંઇક બડબડતી દોડતી ગઇ. અને દ્વાર ઉઘાડીને તે ડોશીને કહેવા લાગી, 'રે ડોશી! કેમ પોકાર કરે છે? અમૃત પાનની જેમ સંસારના પીડાને નાશ કરનારૂં ધર્મનાં રહસ્યવાળું વચન સાંભળવામાં અમને કેમ વિઘ્ન કરે છે? તારે શું જોઇએ છે? તે કહે અને તે લઇને અહિંથી ચાલી જા.' તે સાંભળીને તે વૃધ્ધા બોલી: 'પુત્રી! ધર્મ સાંભળવાનું ફળ દયા છે, દયા વિના સર્વ વૃથા છે, માટે દયા કરીને મને જળપાન કરાવ. મને ઘણી તૃષા લાગી છે, મારૂં ગળું તરસે સૂકાઈ જાય છે.'

તે સાંભળીને તે વહુએ તરત જળનો કળશો ભરી લાવીને કહ્યું; 'લે, તારૂં પાત્ર જલદી કાઢ, આ પાણી લઇને અહીંથી જા, મારે તો એક ઘડી પણ લાખની જાય છે, અહિં આજે આવેલા મહાનપંડિતનું એક એક વચન ચિંતામણિ રત્નથી પણ અધિક છે, માટે આ જળ લઇને અહીંથી ચાલી જા.'

તે વૃધ્ધા બોલી, 'બહેન ! હું વૃદ્ધ છું, માટે ધીમે ધીમે પાત્ર કાઢું છું.' એમ કહીને તે ડોશીએ પોતાની ઝોળીનો એક ખૂણો ઉઘાડીને તેમાંથી એક રત્નમય પાત્ર બહાર કાઢી તેને પોતાના હાથમાં રાખી જળ લેવા માટે પોતાનો હાથ લાંબો કર્યો. તે વખતે તે વહુ કાંતિના સમહુથી દેદીપ્યમાન, લાખ રૂપિયાના મૂલ્યવાળું અને કોઇ વખત નહીં દીઠેલુ એવું તે પાત્ર જોઇને ચિત્તમાં આશ્ચર્ય પામી અને બોલી, 'ડોશી મા ! તમારી પાસે આવુ પાત્ર ક્યાંથી ? જ્યારે તમારી પાસે આવુ પાત્ર છે, ત્યારે તમે દુઃખી કેમ થાઓ છો ? તમારૂં કોઇ સગું વહાલુ નથી ?'

ડોશી બોલી; 'બહેન ! મારે પહેલાં તો ઘણા કુટુંબીઓ હતા. તે સર્વે મરી ગયા છે. શું કરવું ? કર્મની ગતિ વિચિત્ર છે ! કોણ જાણે છે કે શું થયું અને શુ થશે ? હમણાં તો હું એકલી જ છુ, આવાં વાસણો તો મારી પાસે ઘણાં છે. પણ મારી ચાકરી કરે તેવું કોઇ નથી. જે કોઇ મારી સેવા કરે, અને જીંદગી પર્યંત મારી અનુકૂળતાએ વર્તે, તેને હુ મારૂ સર્વસ્વ આપી દઉં, મારે આ બધું રાખીને શુ કરવું છે ? લક્ષ્મી કોઇની સાથે ગઇ નથી, જતી નથી અને જશે પણ નહી.' એમ કહીને ડોશીએ ઝોળી ઉઘાડીને વહુને બતાવી.

વહુ ઝોળીની અંદર જોવા લાગી, તો તેમાં તેણે અનેક રત્નમય પાત્રો, અનેક રત્નના આભૂષણો તથા અનેક મોતીના અલંકારો જોયા. તે દરેક ક્રોડોના મૂલ્યવાળાં

હતાં, અને પૃથ્વીને વિષે અલભ્ય હતાં, તેણે કોઈ પણ વખત નજરે પણ જોયાં નહોતાં તેવાં તે હતાં. તેમજ તેમાં સ્ત્રી અને પુરૂષને પહેરવા યોગ્ય ઉંચા કિંમતી વસ્ત્રો અને બીજા પદાર્થો પણ હતાં.

તે વહુ તો આ સર્વ વસ્ત્રો, આભરણો વગેરે જોઇને કથા સાંભળવાનું તો ભૂલીજ ગઇ. અને તેનાં ચિત્તમાં લોભ પેઠો. લોભથી રંજીત થયેલી તે વહુ બોલી; 'ડોશી મા! શા માટે તમે દુઃખી થાઓ છો? તમારી સેવા હું કરીશ, તમે તો મારી માતા સમાન છો, અને હું તમારી પુત્રી છું, હું મન વચન કાયાથી તમારી જીવન પર્યંત શુદ્ધ સેવા કરીશ. તેમાં તમારે કાંઈ પણ શકા રાખવી નહીં, અને કાંઇ પણ ભેદ રાખવો નહીં. ઘરમાં આવો, અને આ ભદ્રાસન પર સુખેથી બેસો.' ત્યારે તે વૃદ્ધા ધીમે ધીમે પગલાં ભરતી જેમ તેમ મધ્યના દ્વારની પાસે આવીને ભદ્રાસન પર બેઠી.

તે વહુ 'ખમા, ખમા' એમ બોલતી દાસીની જેમ તેની પાસે ઉભી રહીને તે ડોશીની ખુશામત કરવા લાગી. પછી તે વૃદ્ધાએ તે વહુને પૂછયું; 'પુત્રી! તું મને અહીં રાખવાને ઇચ્છે છે, તો શું આ ઘરમાં તુજ મુખ્ય છે, કે જેથી તું નિઃશંકપણે મને નિમંત્રણ કરે છે?' ત્યારે તે વહુ બોલી; 'માજી! હું મુખ્ય નથી, પણ મારા સાસુ સસરા આ ઘરમા મુખ્ય છે.' વૃધ્ધા બોલી; 'ત્યારે તેમની આજ્ઞા વિના તું મને કેમ રાખી શકીશ?'

વહુ બોલી; 'માજી! આ ઘરમાં મારા સાસુ, સસરા, જેઠ, જેઠાણી અને દિયર દેરાણી છે, તે સર્વે મારે અનુકૂળ છે. માટે તમારે અહીં સુખેથી રહેવું' તે સાંભળીને વૃદ્ધાએ કહ્યું; 'જો એમ હોય તો તારા સાસુ સસરા વગેરે વડિલો સન્માનપૂર્વક મને આગ્રહથી રાખે, તોજ હું અહીં રહું, નહીં તો એક ઘડી પણ હું અહીં રહેવાની નથી. કારણ કે પુત્રી! જ્યાં એકના ચિત્તમાં પ્રીતિ અને બીજાના ચિત્તમાં અપ્રીતિ હોય ત્યાં રહેવું યોગ્ય નથી.'

વહુ બોલી; 'જો તેઓ સર્વે આગ્રહપૂર્વક અને વિનય સહિત તમને નિમંત્રણ કરે તો તમે સ્થિરચિત્તે અહીં રહેશો કે નહીં? કે તમારી બીજી કાંઇ ઇચ્છા છે?' ત્યારે વૃદ્ધાએ કહ્યું; 'બસ, એટલું જ જોઇએ.' તરત જ વહુ ચાલી ગઇ, અને જ્યાં બારણું બંધ કરીને સાસુ અંદર બેસીને પેલા દેવવ્રત પંડિતની કથાને રસપૂર્વક સાભળતી હતી, ત્યાં જઇને વહુએ સાસુને કહ્યું, 'આપ જલદી ઘરમાં આવો.' ત્યારે સાસુએ આ મહાપંડિતની વાણીના શ્રવણભંગના દ્વેષથી કહ્યું; 'મૂર્ખી! કેમ નિરર્થક અમૃતસમાવી વાણીના શ્રવણમાં વિઘ્ન કરે છે? વિધાતાએ તને મનુષ્ય રૂપે પશુ સરજી દેખાય છે આવા દુર્લભ મનુષ્યભવને સફળ કરતાં અમને તું બૂમ પાડીને વિઘ્ન કરે છે, તેથી તેનાં પાપવડે તું મરીને ગધેડી થઇશ.' ત્યારે વહુ બોલી, 'સાસુજી! એક વૃદ્ધ માતા આપણા અગણ્ય પુણ્યસમૂહના ઉદયવડે ઓચિંતા અને અણબોલાવ્યા લક્ષ્મીની જેમ આવ્યા છે.'

તે સાંભળીને તે સાસુએ ક્રોધ અને અહંકાર સહિત જવાબ આપ્યો; 'હે જડબુદ્ધિ! આ ગામમા આપણાથી કોઈ મોટુ છે કે જેને તું સરસવને મેરૂની ઉપમા આપી વર્ણવે છે? માટે મે તને જાણી કે તુ મહામૂર્ખ છે. તુ આવડી મોટી ઉંમરની થઇ છે, તો પણ વખત-કવખત હજુ તુ જાણતી નથી. કદાચ કોઈ મોટું માણસ અયોગ્ય અવસરે આપણે ઘેર આવ્યુ હોય, તો તેને યોગ્ય સન્માન અને શિષ્ટાચાર કરીને વિદાય કરી પોતાના કાર્યમાં સાવધાન થાય તે જ ડાહ્યા કહેવાય, પણ તારા જેવા ડાહ્યા કહેવાય નહિ.'

આ પ્રમાણે સાસુનું વચન સાંભળીને વહુ બોલી, 'આપે કહ્યું તે બરાબર છે, પરંતુ એકવાર અહીં આવીને મારૂ એક વચન સાંભળીને પછી ખુશીથી જાઓ. શા માટે નકામા લોકોને સંભળાવો છો?' તે સાભળીને સાસુ ભ્રકુટી ચઢાવીને નેત્રને વાંકા કરતી આવી, અને બોલી, 'લે, આ આવી, શું કહે છે?' ત્યારે તે વહુએ પોતાની બગલમા લુગડાની અંદર રાખેલું રત્ન જડિત સુવર્ણનું પાત્ર દેખાડયું. તે જોતાં જ સૂર્યનો ઉદય થતાં કમળની જેમ સાસુનું મુખ વિકસ્વર થયું. હાસ્ય અને વિસ્મયસહિત તેણે વહુને પૂછયું; 'પુત્રી! આ તારા હાથમાં કયાંથી આવ્યું?'

વહુએ કહ્યું, 'પૂજ્ય! આજે આપણાં ભાગ્યના ઉદયવડે ગંગાનદી પોતાની મેળે વગર બોલાવી આવી છે, તો તમે

કેમ મારા પર કોપ કરો છો? તમે પૂરી વાત જાણ્યા વિના મને દુર્વચનો કહ્યાં. તમારાં ચરણની સેવા કરતાં મારી આટલી ઉંમર ગઇ, તે બધુ આજે ઘરના સર્વે માણસો વચ્ચે તમે નિષ્ફળ કર્યું, હુ તમને શું જવાબ આપું? કોઇક વાત બધા વચ્ચે કહેવા યોગ્ય હોય અને કોઇ ન પણ હોય. કોઇ વચન પ્રગટ કહેવા જેવુ હોય અને કોઇ એકાતમાં ચાર કાનેજ રાખવા જેવું હોય, તેથી બધાના સાંભળતાં તમને શું કહુ? હવે જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો ?'

આ પ્રમાણે વહુનાં વચન સાંભળીને સાસુ બોલી; 'હુ જાણુ છું કે તું ડાહી છે, સમયને જાણનારી છે અને ઘરના અલંકારરૂપ છે. પણ શુ કરૂં? મારૂં ચિત્ત શ્રવણમાં વ્યગ્ર હોવાથી અજાણતાં જ મે તને દુર્વચન કહ્યુ, તે તું ક્ષમા કર! પરતુ તુ જે કહે છે તે ડોશી કયા છે?' વહુએ કહ્યું; 'ઘરમાં ભદ્રાસન પર બેસાડયાં છે, માટે તમે ત્યાં જઇને સુખસમાચારપૂર્વક શિષ્ટાચાર કરીને તેમનુ મન પ્રસન્ન કરો.'

ત્યારબાદ તે વહુ સહિત સાસુ ઘરમાં જઇને વિનયપૂર્વક તે વૃધ્ધાને સુખ સમાચાર પૂછી વિનંતિ કરવા લાગી. 'માતાજી! આ અમારાં ઘરમાં તમારે આનદ સહિત સુખેથી પોતાના જ ઘરની જેમ રહેવું, કાંઈ પણ શકા રાખવી નહી. અમારા એવાં ભાગ્ય કયાંથી કે તમારા જેવા વૃધ્ધની સેવા કરવાનો સમય મળે? તમે તો અમારાં માતુશ્રી

સમાન છો. તમારે મને પુત્રી તરીકે જ ગણવી. અમારાં મોટા ભાગ્યનો ઉદય થયો કે જેથી તીર્થસ્વરૂપ તમે અમારાં ઘેર પધાર્યા. આ મારી ચારે વહુઓ તમારી દાસીતુલ્ય છે, તે તમારી આજ્ઞા પ્રમાણે વર્તશે. ખાન, પાન, સ્નાન, શય્યા પાથરવી, ઉપાડવી વગેરે જે કામકાજ હોય તે તમારે નિઃશંક રીતે અમને કહેવું, તે સર્વ કામ અમો સર્વે હર્ષથી શિરોમાન્ય કરીશું' તે સાંભળીને તે ડોશી બોલી; 'ભદ્રે! તું કહે છે તે ઘણું ઠીક છે, પરતુ તારો પતિ આવીને બહુમાનપૂર્વક આદરથી મને રાખે, તો હું સ્થિરચિત્તે રહું, કેમકે સ્હામાનાં ચિત્તની પ્રસન્નતા વિના કોઇનાં ઘેર રહેવું ઠીક નહી.'

તે સાંભળીને શેઠાણી બોલી; 'એમ કરવામાં જો તમારાં મનની પ્રસન્નતા થતી હોય, તો તે અતિ સુખપૂર્વક થઈ શકે તેમ છે. મારા સ્વામી આવા કાર્યમાં અત્યંત પ્રસન્ન તથા ઉત્સાહવાળા છે. અને પોતે અંગીકાર કરેલાનો ઉમંગપૂર્વક નિર્વાહ કરે છે.' ત્યારે તે વૃધ્ધા બોલી; 'જો એમ હોય તો પણ તેની અનુજ્ઞા વિના મારાથી અહીં રહી શકાશે નહી.' મનોરમા શેઠાણીએ જવાબ આપતાં કહ્યું; 'ત્યારે હમણાં જ તેમને બોલાવીને અનુજ્ઞા અપાવુ.' વૃધ્ધાએ પૂછ્યું; 'તે કયાં ગયા છે?'

શેઠાણીએ જવાબ આપ્યો, 'કોઈ પરદેશી બ્રાહ્મણ આવેલો છે, તેની પાસે ધર્મનું શ્રવણ કરે છે, પણ ત્યાથી હુ હમણાં જ તેમને બોલાવું છું.' વૃદ્ધાએ કહ્યુ; 'જો એમ

હોય તો તેમને ધર્મશ્રવણમાં અંતરાય ન કરવો.' શેઠાણી બોલી; 'અરે! એવા તો પોતાના પેટને માટે ઘણાએ આવે છે, ને જાય છે. તેથી શું ઘરનું કાર્ય બગડવા દેવુ ?"

એમ કહીને તે શેઠાણી દોડતી જે ભાગની અંદર રહીને વહુઓ સાભળતી હતી, ત્યા જઈને તેના બારણામા ઉભા રહી તેણે પોતાના એક નોકરને બે ત્રણ બૂમ પાડીને બોલાવ્યો, એટલે તે પણ શ્રવણમાં તલ્લીન થયેલો હોવાથી મનમાં દુઃખાતો દુભાતો આવ્યો. શેઠાણીએ તેને કહ્યું, 'તુ શેઠનાં કાનમાં જઈને કહે કે તમને ઘરમાં શેઠાણી બોલાવે છે' તે ચાકરે બધાયની વચ્ચે બેઠેલા શેઠની પાસે જઇને શેઠને કહ્યું, ત્યારે શેઠે ક્રોધથી ધમધમતા કહ્યુ; 'એવુ શું મોટું કામ આવી પડ્યું છે કે જેથી આવા સમયે બોલાવે છે? માટે જા, અને કહે કે કામ હોય તે હમણાં રાખી મૂકો, બે ઘડી પછી આવીશ હમણા તો છાનામાના આ અમૃતના જેવી ધર્મકથાનું શ્રવણ કરો.' તે સાભળીને શેઠાણી પાસે જઇને તે મુજબ નોકરે શેઠાણીને કહ્યુ, ત્યારે શેઠાણીએ ફરીથી કહેવડાવ્યું, 'જા. શેઠને કહે કે ખાસ અગત્યનું કામ છે, માટે ઘરમાં આવો.' ત્યારે તે નોકરે શેઠાણીને કહ્યુઃ 'હું તો હવે નહિ જાઉં; મારા પર શેઠ ગુસ્સે થાય છે, માટે બીજાને એ કામ બતાવો,' ત્યારે શેઠાણીએ બીજા નોકર મારફતે શેઠને કહેવડાવ્યુ. તેને પણ તેજ જવાબ આપ્યો. છેવટે શેઠાણી બારણા ઉઘાડી લોકલજ્જાનો ત્યાગ કરી મુખને બહાર કાઢી તે સમુદાયમા બેઠેલા શેઠને કહેવા

લાગ્યા; 'જલદી ઘરમાં આવો ઘણું મોટું કામ આવી પડયું છે.'

ત્યારે શેઠે વિચાર કર્યો; 'ખરેખર કાંઇક મહત્ત્વનું કાર્ય જણાય છે, નહીં તો લાજ છોડીને આટલા બધા લોકો બેઠાં છતા ઘરનું માણસ મોઢું બહાર કાઢીને આ રીતે કેમ બોલાવે? માટે મારે અવશ્ય જવું જોઇએ.' એમ વિચારીને ભાનુદત્ત ત્યાંથી ઉઠયા. ને જલદી ઘરમાં આવીને બોલ્યા, 'બોલ, બોલ, કેમ ધર્મશ્રવણમાં અંતરાય કરીને મને બોલાવ્યો?' શેઠાણી બોલી; 'તમે આમ આકરા કેમ થઇ જાઓ છો? ધીરજ રાખો. આપણું ભાગ્ય ઉઘડયું છે. એક વૃદ્ધ માતા આવી છે.' શેઠે કહ્યું; 'કોણ! તારી મા આવી છે?' એમ બોલતાં શેઠ ઘરમા ગયા. એટલે શેઠાણીએ પેલું પાત્ર દેખાડયુ. તે જોતાં જ લોહચુબક ઉપર જેમ લોઢાનુ આકર્ષણ થાય તેમ આકર્ષણ થવાથી પેલા બ્રાહ્મણ પંડિતની ધર્મકથાનાં શ્રવણને શેઠ ભૂલી ગયા અને બોલ્યા, 'કોઇ પણ વખત નહી જોયેલું આ પાત્ર કયાંથી?'

જવાબમાં મનોરમાએ કહ્યું; 'સ્વામી! હમણાં કથાને આપણે સાંભળતા હતા, ત્યારે એક કોઇ પરદેશી ડોશી આવી, તેણે આપણા આંગણામાં ઉભા રહીને પાણી માગ્યું, ત્યારે મે મોટી વહુને આજ્ઞા કરી કે, 'જો, જો, કોણ આવું કટુ વચન બોલીને ધર્મશ્રવણમા અંતરાય કરે છે? તેને જે જોઇએ તે આપીને રજા દઇ આવ.' ઇત્યાદિ સર્વ વૃત્તાંત ભાનુદત્ત શ્રેષ્ઠીને જણાવીને

શેઠાણીએ કહ્યું; 'સ્વામી! આપણાં ભાગ્યના વશથી આ ડોશીમા જંગમ નિધાનની જેમ આવેલા છે. કોઇ પણ તેને ઓળખતું નથી. કોઇ તેને જાણતું નથી, પ્રથમ જ આપણા ઘેર આવી છે. તેની પાસે આવાં પાત્રો વસ્ત્રો અને આભૂષણો ઘણાં છે, માટે તેને વશ કરીને આપણે ત્યા રાખો.' તે વાત સાંભળીને લોભથી વિહ્વળ થયેલો ભાનુદત્ત શેઠ, શેઠાણી સહિત તે માજી પાસે ગયો. તેને પ્રણામ કરી શ્રેષ્ઠી કહેવા લાગ્યો; 'માતાજી! તમે કયા દેશથી પધારો છો? તમે કુશળ છો? શું તમારો કોઇ પરિચારક નથી?'

જવાબમાં તે ડોશીમા બોલી; 'હે ભાઈ! પહેલા તો મારે આવું જ ઘર, ધન અને સ્વજન વગેરે એટલુ બધુ હતું કે તેટલું રાજાને પણ ન હોય, પરંતુ હમણા તો કેવળ એકલી જ છુ. સર્વે સંસારી જીવોના કર્મની ગતિ વિચિત્ર છે. કહ્યું છે કે બાંધેલા કર્મને ભોગવ્યા વિના સેંકડો અને કરોડો યુગવડે પણ ક્ષય થતો નથી, શુભ કે અશુભ જે કર્મ કર્યાં હોય, તે અવશ્ય ભોગવવા જ પડે છે માટે ભાઇ! કર્મના દોષે હુ આવી વૃદ્ધાવસ્થાની દશાને પામી છુ. શુ કરવુ?'

તે સાંભળીને ભાનુદત્ત શેઠે કહ્યું, 'માજી! આજથી તમારે કાઇ પણ ચિંતા ન કરવી, કોઈ જાતનો ખેદ ન કરવો, મારા ઘરના આ બધાયને તમારે તમારા પુત્રની જેમ જ જાણવા, હુ પણ તમારી આજ્ઞા પ્રમાણે જ વર્તનાર છું, એમ સમજવુ. તેમા તમારે કઇ પણ સંદેહ રાખવો નહી.

આ ઘરને પોતાનાં ઘરની જેવું જ જાણવું, તેમાં કાંઇ પણ ભેદ માનવો નહિ, તમારી આજ્ઞા મારે પ્રમાણ છે, હું મન, વચન અને કાયાથી સત્ય જ કહું છું કે, માતાની જેમ હું તમારી ભક્તિ કરીશ. વધારે કહેવાથી ખોટો વિવેક કર્યો કહેવાય તેથી કહેતો નથી, અવસર આવે બધું જણાશે.'

એમ કહીને ભાનુદત્ત શ્રેષ્ઠી ફરીને ડોશીમાને કહેવા લાગ્યો; 'ડોશીમા ! અહી બારણા આગળ કેમ બેઠા છો? ઘરમાં આવો અને પલ્યકને અલકૃત કરો.' આ પ્રમાણે શેઠ બોલ્યા કે તરત જ શેઠાણી અને વહુ તે વૃદ્ધાના હાથ અને ખભા પકડીને 'ખમા, ખમા,' બોલતાં ઘરમાં તેને પલગ પર લઈ ગયા.

આ અવસરે લક્ષ્મીદેવીએ પોતાની માયાથી એવું કર્યું કે, જયાં સરસ્વીતીદેવી દેવવ્રત બ્રાહ્મણના રૂપે મહાભારતની કથા કરે છે, અને બધા લોકોનો સમૂહ શ્રવણ કરે છે, તે જ રસ્તે થઇને કેટલાક રાજસેવકો અને બીજા કેટલાક નગરના ગરીબ ભિક્ષુકો વિવિધ પ્રકારના વસ્ત્રો તથા આભૂષણો હાથમાં રાખીને દોડતા નીકળ્યા, તેવી માયા વિકુર્વી. તે જોઇને કથાના શ્રવણમાં તલ્લીન થયેલા લોકોએ તે લોકોને પૂછ્યુ; 'આ સુવર્ણ તથા રૂપાના અલકારો અને વસ્ત્રો તમે કયાંથી લાવ્યા ? અને આમ ઉતાવળા કેમ દોડયા જાઓ છો ?'

એટલે તેઓ બોલ્યા; 'આપણા શહેરના પેલા શ્રીદત્ત શેઠે રાજાનો કાંઈક મોટો અપરાધ કર્યો હશે, તેથી અત્યંત

કોપ પામેલા રાજાએ સભા સમક્ષ આદેશ કર્યો છે કે, 'સર્વે રાજસેવકો તથા નગરના લોકો સ્વેચ્છાથી આ ગુન્હેગારનું ઘર લૂંટી લ્યો, તેમાંથી જે માણસ જે જે વસ્તુ લઇ જશે તે તે વસ્તુ તેની થશે, તેમાં અમારા તરફથી કોઇ પણ પ્રકારના ભયની શંકા રાખવી નહીં.' આવો આદેશ થવાથી સર્વે લોકો તેનું ઘર લૂંટવા લાગ્યા છે, લોકોએ ઘણું લૂંટયું તો પણ હજુ ઘણું છે, તમે કેમ જતા નથી? જાઓ, જાઓ, ત્યા જઇને મરજીમાં આવે તે ચીજ ગ્રહણ કરો. કોઈ પણ ત્યાં રોકતું નથી? આવો અવસર ફરી ફરીને કયાંથી મળશે? અહીં બેસીને આમ ધર્મકથા સાભળવાથી શું હાથમા આવશે?'

આ રીતે તેઓએ ઉત્સાહિત કર્યા, એટલે તેમાં લોભીજનો હતા તે સાંભળવાનુ છોડી એકદમ દોડતા ત્યા ગયા. એટલામાં કેટલાક બ્રાહ્મણો કેટલાક વસ્ત્ર વગેરે લઇને તે તરફ નીકળ્યા; તેમને કથા સાંભળવા બેઠેલા પંડિતોએ તથા બીજા બ્રાહ્મણોએ પૂછયું, 'આ કોના ઘેરથી લાવ્યા?' એટલે તેઓએ કહ્યું; 'આપણા રાજા અરિમર્દનના મંત્રી મતિધનનો પુત્ર માંદો હતો તે નિરોગી થયો છે, મરતા મરતાં જ બચ્યો છે, તેથી આજે તેને માથે પાણી નાખે છે, તેથી મંત્રીશ્વર મતિધન આજે દરેક બ્રાહ્મણને પાચ પાચ વસ્ત્રો, સુંદર ભોજન અને એક એક સોનામહોર આપે છે. તમે અહીં કેમ બેસી રહ્યા છો? કેમ જતા નથી? જાઓ, તમે તો પંડિત છો તેથી તમને વિશેષ આપશે.' તે સાભળીને

પંડિતો તથા સામાન્ય બ્રાહ્મણો તે તરફ દોડયા.

જે વ્યાપારી શ્રીમંતો ત્યાં બેસીને કથા સાંભળતા હતા, તેમની પાસે કેટલાએક દલાલો આવ્યા, અને ત્યાં કથા સાંભળતા પેલા વ્યાપારીઓને કહેવા લાગ્યા, 'આજે પરદેશી સાર્થવાહક કે જે આ ગામમાં લાંબા વખતથી રહ્યો છે, તે પોતાના દેશ તરફ જાય છે, તેથી તે પુષ્કળ કાપડ, વિવિધ કરિયાણા, અનેક રત્નો વગેરે મ્હોં માંગ્યા પૈસા આપીને ખરીદ કરે છે, તથા પોતાની વસ્તુઓ સસ્તે ભાવે આપી દે છે, ઘણા વેપારીઓ ત્યાં જાય છે, અને ઇચ્છિત મૂલ્ય લઇને આવે છે; તમે કેમ ત્યાં જતા નથી? આવો નફાનો વ્યાપાર કેમ ગુમાવો છો? ફરી-ફરીને આવો અવસર કયાંથી મળશે? આ સાંભળીને સર્વ શાહુકારો પણ ઉઠયા. એટલે માત્ર કેટલાએક નિર્ધન વણિકો, કે જેઓ અશક્ત અને નિરાધાર જેવા હતા, તેઓ ત્યાં બેઠા બેઠા કથા શ્રવણ કરવા લાગ્યા.

એટલામા ભાનુદત્ત શેઠે આ શ્રીમત વૃદ્ધાને કહ્યુ; 'માજી! આ ઉન્હાળાનો સમય છે. તેથી તમને ગરમી લાગતી હશે, માટે સુંદર જળથી સ્નાન કરો.' ત્યારે તે વૃદ્ધા બોલી, 'બહુ સારૂં.' ભાનુદત્ત શ્રેષ્ઠીએ એ અવસરે પોતાની પત્નીને કહ્યું; 'અમુક પેટીમાં સુદર સુગંધી તેલ છે, તે લઈને અભ્યંગપૂર્વક માજીને સ્નાન કરાવો, હું ઉપર જઈને તેમને પહેરવા યોગ્ય વસ્ત્રો લાવુ છું, તેટલામા સ્નાન કરાવી લ્યો.' પછી શેઠાણીએ તેમના કહ્યા પ્રમાણે

મર્દન કરીને તે ડોશીને સ્નાન કરાવી સુંદર વસ્ત્રવડે શરીર લૂછ્યું. શેઠે પણ સુંદર વસ્ત્રો લાવીને તે ડોશીમાને પહેરાવ્યાં, તેમને સુખાસન પર બેસાડયા.

પછી ડોશીએ કહ્યું; 'તમારા ઘરના આંગણામાં કોણ મોટા શબ્દથી બોલે છે?' શેઠે જવાબ આપ્યો; 'માજી! કોઇક પરદેશી બ્રાહ્મણ આવ્યો છે, તે મોટા સ્વરે અનેક સુંદર સૂક્તો બોલે છે. તેની પાસે ઘણા લોકો શ્રવણ કરે છે.' ત્યારે વૃદ્ધા બોલી; 'અહો! મારા જ કર્મનો દોષ છે. તે લોકોને ધન્ય છે કે જેઓ રસિક થઇને હર્ષપૂર્વક તેનું શ્રવણ કરી આનંદ પામે છે. બાકી મારાં કાનમાં તો તે તપાવેલા સીસાનો રસ નાંખવા જેવું લાગે છે.' શેઠે કહ્યું, 'માજી! હમણાં જ તેને બોલતો બંધ કરૂં છું.' વૃદ્ધા બોલી; 'શા માટે અંતરાય કરવો જોઇએ?'

શેઠે કહ્યું; 'તમારા દુઃખનું કારણ દૂર કરવામાં અમને કાંઇ પણ હરકત નથી, માટે તેને આ સ્થાનેથી હું હમણાં જ ઉઠાડું છું. તે બ્રાહ્મણ બીજે ઠેકાણે જઇને વાંચશે. અહીં કાંઇ તેનો લાગો નથી.' એમ કહીને ઘણુ પહેલાં તે વિદ્વાન બ્રાહ્મણને સાંભળવામાં જેને અતિશય રસ હતો તે ભાનુદત્ત શેઠ દોડતો ત્યાં ગયો. અને ક્રોધથી પેલા પંડિતને કહે છે; 'ભટ્ટજી હવે અહીંથી ઉઠો. આ શો અહીં કોળાહળ માંડયો છે?' તે સાંભળીને જે થોડાએક લોકો બેઠા હતા, તેઓ બોલ્યા, 'અરે આ વિદ્વાન બ્રાહ્મણ તમારૂં કાંઇ લઇ જાય છે? શું તમારી પાસે કાંઇ પણ માંગે છે? આ તો

તમારાં ભાગ્યના યોગે સાક્ષાત્ બ્રહ્મા જ બ્રાહ્મણના સ્વરૂપે આવ્યા છે. માટે શેઠ! તમે ડાહ્યા, નિપુણ અને શાસ્ત્રજ્ઞ થઈને આવું હલકા માણસને યોગ્ય વચન કેમ બોલો છો ?'

ભાનુદત્ત શેઠે જવાબ આપ્યો; 'હું તમારા બધાયનાં વચનની ચતુરાઇને જાણું છું. આવી ચતુરાઈ કોઈ બીજા પાસે કરવી, મારી પાસે નહિ. જો તમે કથાશ્રવણ કરવામાં આટલા બધા રસિક છો, તો આ બ્રાહ્મણને તમારા ઘેર બોલાવીને કેમ નથી સાંભળતા ? અમારા ઘરના આંગણામાં આ શો કોલાહલ માંડયો છે ? માટે અહીંથી સૌ ઉઠી જાઓ, નહીં તો નોકરો પાસે ગળું પકડી પકડીને કાઢવા પડશે. અહીં એક ઘડી પણ બેસશો નહી, જલદી ચાલ્યા જાઓ.' ભાનુદત્ત શેઠનું આવું અનાદરવાળું વચન સાંભળીને પેલા બ્રાહ્મણ પાસે બેસીને સાંભળતા લોકો વિલખા થઇને સર્વે શેઠની નિંદા કરતા ઉઠયા. પેલો સરસ્વતી રૂપે અત્યાર સુધી કથા કહી રહેલ બ્રાહ્મણ પણ ઉઠયો, અને લક્ષ્મીનું આગમન થયું જાણીને વનમાં ગયો.

શેઠે ઘરમાં આવીને વૃદ્ધાને કહ્યું; 'માજી! આપનાં કર્ણને શૂળ ઉત્પન્ન કરનાર પેલા બ્રાહ્મણને મેં કાઢી મૂકયો છે. એવી યુક્તિથી તેને કાઢયો છે કે જેથી સર્વે લોકો પણ પોતપોતાનાં ઘેર ગયાં છે. માટે માજી! હવે સુખેથી અહીં રહો.' વૃધ્ધાએ વિચાર્યું; 'સરસ્વતી તો અપમાન પામીને ગઇ, હવે હું પણ ત્યાં જઇને તેના પોતાના ઉત્કર્ષનું વૃતાંત પૂછું.' એમ વિચારીને વૃદ્ધાએ શેઠને કહ્યું,

'આ ઝોળીને સાચવીને સારે ઠેકાણે મૂકો, હું હમણાં જ ઝાડે ફરવા જઇને આવું છું,' શેઠે કહ્યું; 'હું જળપાત્ર લઇને તમારી સાથે જ આવું છું.'

ત્યારે તે લક્ષ્મીદેવી જે વૃદ્ધાના રૂપમાં છે, તેણે કહ્યું; 'નહીં, નહીં', એમ કરવાથી લોકો ફાવે તેમ ચર્ચા કરે. માટે તમારા જેવા નગરશેઠને આમ કરવું ઉચિત નથી. માટે હું એકલી જ જઇશ. જંગલ જતી વખતે મને કોઇ સાથે હોય તે પસંદ પણ નથી. માટે હું ના પાડું છું, તો તમારે મારૂં કહ્યું કરવુ, એમાં બીજો વિચાર કરવાનો નહિ' આમ કહીને તે વૃદ્ધા જે લક્ષ્મીદેવી છે, તે જળપાત્ર લઇને ઘરમાંથી નીકળી, અને જ્યાં ગામની બહાર સરસ્વતી બેઠી હતી ત્યાં ગઇ.



## ૨૧ : લક્ષ્મીની આસુરી માયા :

આ રીતે લક્ષ્મીદેવીએ ત્યાં ગયા બાદ પોતાનું મૂળરૂપ પ્રકટ કરી, સરસ્વતીને પૂછ્યું;

'કેમ સરસ્વતી! શું સમાચાર છે? આ જગતમાં કોણ મોટુ? રે બહેન! લોકમાં તેં એવી રૂઢી પ્રવર્તાવી છે કે લક્ષ્મીના મસ્તક પર મારૂં સ્થાન છે, તે વાત ખરી, પરંતુ

કે જેઓ મરણુ આવતાં સુધી પણ પોતાનાં ધનને પ્રગટ કરતા નથી, અને મારી ઇચ્છા પણ મૂકતા નથી. જો કદાચ તારા માનવામાં ન આવતું હોય, તો હું તને પ્રત્યક્ષ બતાવું કે સર્વ પ્રાણીઓનુ જીવિતવ્ય દશ પ્રાણોથી બંધાયેલું છે, તેમાં ધનરૂપી અગીયારમો બાહ્ય પ્રાણ પણ ઉપચારથી કહેલો છે. તે બાહ્ય પ્રાણરૂપી ધનને માટે કેટલાયે પુરૂષો અભ્યંતરના દશે પ્રાણોને છોડી દે છે, પણ ધનને ત્યજતા નથી. મારૂ સ્વરૂપ જે સ્થાને રહ્યું (દાટેલ) હોય, તે પર કદાચ વૃક્ષ ઉગે, તો તે પણ જલદીથી વૃધ્ધિ પામીને પુષ્પ ફળાદિકથી પ્રફુલ્લિત થાય છે, તથા જ્યાં મારૂં સ્વરૂપ હોય, ત્યાં દેવો પણ બોલાવ્યા વિના જ જાય છે. માટે હે સુભગા સરસ્વતી! મારી સાથે ચાલ, તને હું કૌતુક બતાવું."

આ પ્રમાણે કહીને તે બન્ને દેવીઓ ચાલી, અને તે શ્રીનિવાસ નગરથી પાંચ કોશ દૂર જઇ એક વૃક્ષના કુંજમાં બેઠી. પછી લક્ષ્મીએ દૈવી માયાવડે એકસો ને આઠ ગજ લાંબી પહોળી અને ત્રણ હાથ ઉંચી એવી એક સુવર્ણ-શિલા વિકુર્વી, તે શિલા રેતીમાં ડૂબી ગયેલી અને માત્ર એક હાથ જ બહાર દેખાતી હતી, અને તે શિલાનો એક ખૂણો સાયંકાળના સૂર્યના પ્રકાશવડે ઝળકતો હતો અને સૂર્યના કિરણની જેમ પ્રકાશ કરતો હતો.

એક પ્રહર દિવસ અવશેષ રહ્યો તે સમયે ત્યાંથી નજીકના નગરના રાજાના બે સુભટો કે જેઓને રાજાએ કોઇ કાર્ય માટે બીજે ગામ મોકલ્યા હતા, તેઓ રાજાનું

કાર્ય કરીને પાછા આવતા હતા, તેમાંથી એક જણુ કૌતુકી હોવાથી માર્ગમાં આમ તેમ જોતો જોતો ચાલતો હતો. તેણે તે શિલાનો એક ખૂણો દૂરથી પ્રકાશિત જોયો. ત્યારે તેણે બીજાને કહ્યું; 'જો જો, પેલું દૂર કાંઇક ચળકે છે તે શું છે?' તે સાંભળીને પેલાએ ઉતાવળને લીધે અને એ વિષે કુતૂહલ નહિ હોવાથી જોયા વિના જ કહ્યું કે 'કાંઇક કાચ કે પાષાણુનો કટકો હશે, અથવા કોમળ પાંદડાં વગેરે કાંઇક હશે, પણ શું કાંઇ આ નિર્જન અરણ્યમાં સુવર્ણ કે રત્ન તો નહીં હોય?'

ત્યારે પેલા સુભટે કહ્યું; 'જો તું આવે તો આપણે ત્યાં જઇને જોઇએ કે શું છે? અને કેમ આટલો બધો ચળકાટ મારે છે?'

'શા માટે ફોગટ અરણ્યમાં ભટકવું જોઇએ? પ્રયોજન વિના નકામો પ્રયાસ કરવાથી શું ફળ? આ તો ધોરી માર્ગ છે, ઘણા માણસો અહીંથી પહેલાં પણ ગયા હશે, જો ગ્રહણ કરવા જેવી તે વસ્તુ હોય, તો તેમણે જ ગ્રહણ કરી ન હોય? માટે જલદી ચાલો, રાજા પાસે જઈ કાર્ય કર્યાનું વૃત્તાંત નિવેદન કરી આપણે ઘેર જઇ સ્નાન ભોજનાદિક કરી માર્ગનો શ્રમ દૂર કરી સ્વસ્થ થઇએ.' આ પ્રમાણે બીજાએ કહ્યું.

એટલે પેલાએ ફરીને કહ્યું, 'ભાઈ! મારા મનમાં તો મોટું આશ્ચર્ય ભાસે છે, માટે હું તો ત્યાં જઈને નિર્ણય કરીશ.' એટલે તેણે જવાબ આપ્યો; 'ખુશીથી તુ જા. તારા બાપદાદાએ ત્યાં થાપણ મૂકેલી છે, તેથી તેનુ પોટકુ બાંધીને

એ તો રાજાએ પોતાની આજ્ઞા પ્રવર્તાવવા માટે એવી રીત કરી છે, જો કદાચ સુવર્ણ કે રૂપું અક્ષરોની મુદ્રા વિનાનું વેચાતું જ ન હોય, તો તો તારૂં મહત્ત્વ ખરૂં, બાકી તે સિવાય તો તે માત્ર બડાઈ મારવા જેવું જ છે.' તે સાંભળીને સરસ્વતી બોલી; 'અજ્ઞાનવડે અંધ થયેલા આ જગતમાં તું જ મુખ્ય છે, કેમકે માત્ર નિર્ગ્રંથ મુનિજનો વિના બીજા સર્વે સંસારી જીવો ઇંદ્રિયસુખમાં આસક્ત છે, તેથી તે સર્વે તારી જ (લક્ષ્મીની) અભિલાષા કરે છે અને જે કોઇ જિનેશ્વરનાં વચનનું રહસ્ય જાણનારા છે, તેઓ જ માત્ર મારી (સદ્‌બુદ્ધિ-સમ્યગ્જ્ઞાનની) ઇચ્છા કરે છે.'

લક્ષ્મી બોલી; 'સરસ્વતી! જે કોઇ તારી ઇચ્છા કરનારા છે, તેઓને તો તું પણ પ્રાયે અનુકૂળ થાય છે, તેની સાથે તું વિચારે છે, તેનો થોડો કે ઘણો પ્રયાસ તું સફળ કરે છે, તેમનું સાન્નિધ્ય તું મૂકતી નથી, અને તેમને તું સર્વથા નિરાશ પણ કરતી નથી; પરંતુ જે કોઈ શાસ્ત્રનો અભ્યાસ કરતા ખેદ પામીને તારાથી વિમુખ થાય છે, તેઓ તારો ત્યાગ કરે છે, તારૂં નામ પણ ગ્રહણ કરતા નથી. વળી જેઓ તારા પર અત્યંત આસક્ત છે, તેઓ પણ મને તો ઇચ્છે છે જ. શાસ્ત્રનો અભ્યાસ પણ મને મેળવવા માટે કરે છે. નિર્ગુણી પુરૂષોમાં અનેક પ્રકારે અછતા ગુણોનો પણ આરોપ કરીને મારે માટે જ તેમની સ્તુતિ (પ્રશંસા) કરે છે. એમ કરતાં જો કદાચ તેમને મારો સંગ થાય છે, તો તેઓ ગર્વસહિત પ્રફુલ્લિત થાય છે, નહી તો ખેદ પામે છે, અને ફરીથી પણ મારે માટે જ વિવિધ પ્રકારની

વિદ્વત્તા ભરેલી ચતુરાઇ બતાવે છે, તેમ કરતાં પણ જો મારી પ્રાપ્તિ ન થાય તો અનેક પ્રકારની ખુશામતો કરે છે, નહીં કરવા લાયક કાર્યો કરે છે, નહીં સેવવા લાયકની સેવા કરે છે. વિદ્વાનોમાં જે કાંઇ દૂષણ હોય છે, તે દૂષણપણેજ નિંદાય છે, પણ જેઓ મારા સંગવાળા છે, તેઓના તો દોષ પણ ગુણપણે ગવાય છે; અને મારાથી જે રહિત છે, તેના ગુણો પણ દોષરૂપજ કહેવાય છે. સર્વે લોકો મારી પ્રાપ્તિ માટે વિવિધ પ્રકારના ઉપાયોવડે ઉદ્યમ કરે છે. અત્યંત દુષ્કર ક્રિયાથી સાધ્ય થાય એવાં કાર્યો પણ ઉત્સાહથી કરે છે, તેમાં જો કદાચ પાપના ઉદયને લીધે તે સિદ્ધ ન થાય, તો પણ તેને મૂકતા નથી. સેંકડો અને હજારો વાર નિષ્ફળ થાય, મહાકષ્ટને પામે અને પ્રાણના સંકટમાં આવી પડે, તો પણ મારી ઇચ્છા મૂકતા નથી. માત્ર એક દ્રવ્યાનુયોગ ગર્ભિત ચરણાનુયોગ પ્રધાન અધ્યાત્મરૂપ ધર્મશાસ્ત્રોને છોડીને બીજા જેટલા શાસ્ત્રોના સમૂહો છે, તે સર્વમાં પ્રાય મનેજ મેળવવાના ઉપાયો અને મારાજ વિલાસો (વૈભવો) વર્ણવ્યા છે. માત્ર એક જૈન નિર્ગ્રંથ મુનિવરો સિવાય બીજા સર્વે સંસારી જીવો મારી સેવા કરે છે. કહ્યું છે; 'જેઓ વયથી વૃદ્ધ છે, તપશ્ચર્યાથી વૃદ્ધ છે અને જેઓ બહુશ્રુત હોવાથી વૃદ્ધ છે, તે સર્વે ધનવડે વૃદ્ધ એવા પુરુષોના દ્વારમાં કિંકરની જેમ રહે છે.'

'હે સરસ્વતી ! ઘણું શું કહેવું ? ઘણા એવા હોય છે

ઘેર આવજે. મારી શંકા ત્યારે જરા પણ કરવી નહીં, કે એમાંથી ભાગ દેવો પડશે. મારે ભાગ જોઈતો નથી, માટે તારે મને ભાગ આપવો નહીં, તું જ લઇને સુખી થા.'

એમ કહીને પેલો સુભટ શીઘ્ર નગર તરફ આવ્યો અને પહેલો તો તેનાથી જુદો પડીને તે શિલા પાસે ગયો. ત્યાં તેણે રેતીમાં દટાયેલી શિલાનો એક ખૂણો જાત્યસુવર્ણમય જોયો. તે જોઈને મનમા આશ્ચર્ય પામીને તે સુભટ વિચારવા લાગ્યો; 'અહો! બહુ સારૂં થયું કે મારો સાથીદાર ન આવ્યો. જો કદાચ આવ્યો હોત તો તેને ભાગ આપવો પડત. મારા જ ભાગ્યનો ઉદય થયો છે. હવે હું જોઉં તો ખરો કે આ સુવર્ણ કેટલુંક છે?' આમ વિચારીને તે સુભટ રેતીના ઢગલાઓને હાથવડે દૂર કરવા લાગ્યો અને જોયું તો તે અપરિમિત મોટી શિલા જોઈને અત્યંત હર્ષને લીધે ગાંડા જેવો થઇ જઇ વિચારવા લાગ્યો; 'અહો! મારૂં અદ્ભુત ભાગ્ય છે કે જેથી મને આવુ નિધાન પ્રાપ્ત થયું. મારા પર આજ દૈવ તુષ્ટમાન થયું છે. આટલા લાભથી તો હું રાજ્ય કરીશ. આ ધનના પ્રભાવથી હાથી, ઘોડા, પાયદળ વગેરે સૈન્ય તૈયાર કરીશ. પછી બળવાન થઈ બાજુના દેશોનો વિજય મેળવીને ત્યાં રાજ્ય કરીશ.' આ પ્રમાણે મધના ઘડાને ઉપાડનાર શેખચલ્લી પુરુષની જેમ આર્ત્તધ્યાનમાં તલ્લીન થઈને તે ફરીથી વિચાર કરવા લાગ્યો; 'કોઇ પણ ઉપાયથી આ સુવર્ણને હું ગ્રહણ કરૂં.'

આમ વિચારતો તે ત્યાં જ ઉભો રહ્યો અને અનેક

પ્રકારના તર્ક વિતર્કમાં ગર્ક થઈ ગયો. બીજો સુભટ કે જે ગામ તરફ ચાલ્યો જતો હતો, તે કેટલેક દૂર જઇને વિચાર કરવા લાગ્યો; 'રાજાએ અમને બન્નેને રાજ્યકાર્યને માટે આજ્ઞા કરીને મોકલ્યા હતા, તેમાથી હું એકલો જઇને રાજાને વૃત્તાત નિવેદન કરીશ, ત્યારે રાજા મને પૂછશે કે તારી સાથે બીજો હતો તે કયા ગયો? તે વખતે હું શું જવાબ આપીશ? ખરો જવાબ આપવાથી શું થશે તે શી રીતે જાણી શકાય? માટે એકલા જવુ યોગ્ય નથી, એટલે તેને લઇને જ જાઉ.' આમ મનમાં નક્કી કરીને સુભટ પાછો વળીને કોઇ ઉચે સ્થાને ચડીને પેલા શેખચલ્લીને મોટા ઘાંટા પાડી બોલાવવા લાગ્યો. તે પેલાએ સાંભળ્યું, પરતુ દ્રવ્યના લોભથી તે ઘેલો થયેલો હતો. તેથી તેણે પણ ઉચે સ્થાને ચઢીને હાથ લાંબા પહોળા કરી મોટા શબ્દથી જવાબ આપ્યો, 'તુ જા, જા, હું પાછળથી આવું છું.' તે સાંભળીને પેલાએ ફરીથી તેને બોલાવ્યો, તો પણ તેણે તેને તે જ જવાબ આપ્યો. એમ ઘણીવાર બોલાવ્યા છતા પણ તે આવ્યો નહિ ત્યારે તે સુભટના મનમાં શંકા થઈ કે, 'મેં ઘણીવાર બોલાવ્યો છતાં તે કેમ આવતો નથી? કાંઇ પણ કારણ હોવું જોઇએ, માટે હું પણ ત્યાં જઇને જોઉં.'

આમ વિચારીને તે આગળ ચાલવાનુ માંડી વાળીને પાછો ફરી તેના તરફ ચાલ્યો. તેને આવતો જોઇને આ શેખચલ્લીએ બૂમ પાડી કે, 'તુ જા, જા, હું પણ આવું છું. ફોગટ કાળક્ષેપ કેમ કરે છે?' આ પ્રમાણે કહ્યા છતા પણ તે શંકાને લીધે ત્યા ગયો. અને તેણે પેલી

શિલા જોઇ. તે પણ સુવર્ણમય શિલા જોઇ વિસ્મય પામી માથું હલાવતો પેલાને કહેવા લાગ્યો; 'મેં તારૂં કુટિલપણું જાણ્યું. મને પણ છેતરે છે કે? શુ અરણ્યમાં રહેલું આ બધું સોનું તું એકલો જ ગ્રહણ કરીશ? આટલું બધું સુવર્ણ તને એકલાને શી રીતે પચશે? માટે આપણે બન્ને વહેંચીને લઇએ.' તે સાંભળીને પેલો બોલ્યો, 'તારો આમાં કાંઈ પણ ભાગભાગ નથી, આ સર્વે મારૂં છે, હું જ એકલો તે બધું ગ્રહણ કરીશ, કેમકે મે તો તને પ્રથમથી જ કહ્યું હતું કે, ચાલો, આપણે ત્યાં જઇને જોઇએ કે વસ્તુ શું છે?' ત્યારે તેં જવાબ આપ્યો હતો કે, 'તુ જ જા, તારા પૂર્વજોએ થાપણ મૂકી હશે, તેનું પોટકું બાંધીને ઘેર આવજે. મારે ભાગ જોઇતો નથી, માટે મને આપીશ નહીં.' આમ કહીને તું તો આગળ ચાલતો થયો હતો. અને હવે પાછો ભાગ માગે છે? તો શું તારૂં જ કહેલું તું ભૂલી ગયો? હું તો સાહસ કરીને અહીં આવ્યો. મારા પુણ્યના ઉદયથી મને આ પ્રાપ્ત થયુ છે, તેથી આ મારૂ જ છે. તારૂં આમાં શું લાગે? જેમ આવ્યો તેમ પાછો ઘેર ચાલ્યો જા આમાંથી એક ફૂટી કોડી જેટલું પણ હું તને આપીશ નહીં. ફોગટ શા માટે ઉભો છે? અહીંથી ચાલ્યો જા. નહી તો મારે અને તારે સંબંધ રહેશે નહી.'

આવાં કઠોર તેનાં વચનોને સાંભળીને લોભને વશ થયેલો પેલો સુભટ પણ ક્રોધથી ધમધમતો તેને કહેવા લાગ્યો; 'રે મૂર્ખરાજ! શા માટે મારો ભાગ નહીં આપે?

હું અને તું એક જ રાજાના સેવકો છીએ. રાજાએ એક જ કાર્ય માટે આપણુને મોકલ્યા છે. તેમાં લાભ કે હાનિ, સુખ કે દુઃખ જે કાંઇ થાય તે આપણે બન્નેએ લેવાનું અને સહન કરવાનું છે. એક જ સ્વામીએ એક જ કાર્યને માટે ફરમાવેલા સેવકોને જે કાંઇ લાભ થાય છે, તે સર્વ વહેંચી જ લેવાય છે, એ પ્રમાણે રાજનીતિ છે; તે શું તું ભૂલી ગયો? માટે હું તો તારા માથા પર પગ મૂકીને આમાંથી અર્ધો ભાગ લઇશ જો આ ધનનો ભાગ આપીશ તો આપણી પ્રીતિ ગાઢ અને અચળ રહેશે, નહીં તો પીવાને અસમર્થ, પણ ઢોળવાને તો સમર્થ એ ન્યાયની જેમ રાજાની પાસે સર્વ નિવેદન કરીને તારા પૂર્વે સંચય કરેલા ધન સહિત આ બધું પડાવી લેવડાવીશ, અને તને કારાગૃહમાં નંખાવીશ. માટે મને અર્ધો ભાગ આપ'

આ પ્રમાણે તેનુ વચન સાંભળીને પેલા શેખચલ્લીએ વિચાર્યું; 'ખરેખર જો આને હું ભાગ નહીં આપુ તો તે ઉપાધિ કરશે, પરંતુ આ અપરિમિત ધન મને પ્રાપ્ત થયું છે, તે આને શી રીતે દઈ પણ શકાય? માટે જો હું આને મારી નાખું તો પછી આ ધન મારૂં જ થાય અને બીજો કોઈ જાણે પણ નહીં. રાજા પૂછશે તો તેને એવો ઉત્તર આપીશ કે માર્ગમાં આવતાં અણુચિંત્યો વાઘ આવીને તેને ખાઇ ગયો, અને હું તો નાશીને આવતો રહ્યો. એ પ્રમાણે જવાબ આપીશ. બીજું કોઇ જાણતુ નથી, તેથી રાજાને આ વાતની ખબર પડશે નહીં. માટે આને મારી નાંખ-

વાથી જ મારો વિચાર સફળ થશે.' આવો નિશ્ચય કરીને ક્રોધથી નેત્રોને લાલ કરી, અને ગાળો દેતો તે શેખચલ્લી પેલા પાછળથી આવેલા સુભટને મારવા માટે મ્યાનમાંથી તલવાર કાઢીને દોડયો, અને કહેવા લાગ્યો; 'મારા ધનની જો તારે ઇચ્છા હોય તો તૈયાર થા, તને ધન આપું.' એમ બોલતો તે તેની સામે તલવાર કાઢીને ગાળો દેતો સામો દોડયો. બન્ને જણ સામસામા યુદ્ધ પર આવી ગયા, અને તરત એક સાથે જ ક્રોધથી એક બીજાના મર્મસ્થાનમાં બનેએ તલવારના પ્રહાર કર્યા, જેથી તે બન્ને ભૂમિ પર પડયા. અને અતિ તીક્ષ્ણ પ્રહાર વાગવાથી એક ઘડીમાં જ તેઓ મરણ પામ્યા.

તે વખતે વૃક્ષના કુંજમાં બેઠેલી લક્ષ્મીએ સરસ્વતીને કહ્યું; 'ધનના અર્થીઓનું ચરિત્ર જોયું કે? હજુ આગળ પણ જોજો કે શું શું થાય છે?'

ત્યાર પછી બે ઘડી દિવસ અવશેષ રહ્યો ત્યારે સંસાર-ત્યાગી સંન્યાસી અવધૂતના વેષને ધારણ કરનાર એક નગ્ન તપસ્વી હાથમાં ભસ્મનો ગોળો રાખીને તે માર્ગે નીકળ્યો. તેણે પણ સૂર્યના તેજથી ઉત્તેજીત એવા તે શિલાના પ્રદેશને જોઇને મનમાં વિચાર્યું; 'આ મહા અરણ્યમા સૂર્યના કિરણોના જેવું તેજસ્વી શુ દેખાય છે? હું જોઉં તો ખરો. કાંઇક આશ્ચર્યકારક જણાય છે.' કૌતુકથી તે સંન્યાસી શિલાની તરફ ચાલ્યો.

અનુક્રમે તે શિલાની પાસે આવ્યો, તો તેણે તે શિલાનો

એક ખૂણો જોયો. અને આશ્ચર્ય પામી તે પોતાનાં હાથવડે ધૂળને દૂર કરવા લાગ્યો, ત્યારે ઘણી મોટી તે શિલા જણાઇ. તેથી તે તપસ્વીનું ચિત્ત લોભીરૂપી પંકથી મલીન થયુ. તે મનમા વિચાર કરવા લાગ્યો, 'ઓહ ! આટલુ બધું ધન અહી છે, આનો લાભ થવાથી તો રાજરાજેશ્વરનું સુખ અનુભવાય તેમ છે, જેને માટે આટલુ બધું તપશ્ચર્યાનું કષ્ટ કરૂં છું, તે તો અહી જ પ્રાપ્ત થયું માટે હવે અહીં જ રહેવુ.'

એ પ્રમાણે વિચારીને તે આમતેમ જોવા લાગ્યો. તો તે બન્ને રાજસુભટોને તેણે મરેલા પડેલા જોયા. તે બન્નેને જોઇને તેણે વિચાર્યું, 'ખરેખર આ ધનને માટેજ આ બન્ને પરસ્પર શસ્ત્રના ઘાતથી મરણ પામ્યા જણાય છે. માર્ગની સમીપે રહેલું આ ધન અહીં ગુપ્ત રહી શકે તેમ નથી, તેથી અહીં રાખવા યોગ્ય પણ નથી. તેમજ આ બધુ કોઇથી ઉપાડી શકાય તેમ પણ નથી તેથી જો આના કકડા કરીને કોઈ ગુપ્તસ્થાને પૃથ્વીમાં નાખી તેના પર મઠ કરીને તેમાં હું નિવાસ કરૂં, તો ચિંતિત અર્થની અવશ્ય સિદ્ધિ થાય. પરંતુ છીણી, હથોડી ઘણ વગેરે લોઢાના હથિયાર વિના આના કકડા શી રીતે થાય? તેથી કોઈની પાસેથી તે માગી લાવીને પછી ઇચ્છિત કાર્ય કરૂ, પરંતુ હવે તો રાત્રિનો સમય થઈ ગયો છે, શું કરૂ ક્યાં જાઉ? જો કદાચ આને છોડીને ગામમા હથિયાર લેવા જાઉં, તો કોઇ બળવાન માણસ આવીને આનો માલિક થઈ જાય, તો ચિન્તવેલું સર્વ કાર્ય નિષ્ફળ થાય.'

આમ તે તપસ્વી સંકલ્પવિકલ્પના સમૂહમાં ડૂબી ગયો, તેવામાં વિવિધ શસ્ત્રોને હાથમાં રાખીને છ ચોરો કોઇ ગામમાં રાતના સમયે ખાતર પાડવા માટે જતા ત્યાં થઇને નીકળ્યા, તેઓએ આ નગ્ન બાવાને જોઇને તેને નમીને કહ્યું; 'ઓ તપસ્વી! આ જળ અને મનુષ્યરહિત અરણ્યમાં તમે શી રીતે રહો છો?' આ પ્રમાણે તે ચોરોનું વચન સાંભળીને તે તપસ્વીએ કહ્યું; 'અમારા જેવા નિઃસંગ તપસ્વીઓને વનમાં રહેવું જ કલ્યાણકારી છે. જેઓ મહા-તપસ્વી છે, તેઓની આ જ રીત છે; પરતુ તમે આવી રાત્રિના સમયે ઘરનો ત્યાગ કરીને વનમાં કેમ આવ્યા છો?'

ત્યારે તે ચોરોએ કહ્યું; 'તમારા જેવા પાસે અમારે શા માટે અસત્ય બોલવુ જોઇએ? અમે તો ચોર છીએ અને આ દુઃખે કરીને પૂરી શકાય તેવા પેટને પૂર્ણ કરવા નીકળ્યા છીએ.' આ પ્રમાણે તેમનું વચન સાંભળી પેલા અવધૂત તપસ્વીએ વિચાર્યું; 'આ ધનના અર્થી છે, અને વળી શસ્ત્ર સહિત છે, માટે તેમનેં થોડુંક ધન આપીને આ સોનાની શિલાના કકડા કરાવુ. આમ વિચારીને તેણે તેમને કહ્યું; 'જો તમે મારા કહ્યા પ્રમાણે કરો તો તમને દરેકને હજાર હજાર સોનામહોર આપુ.'

ચોરો બોલ્યા; 'બહુ સારૂં અમે તમારા સેવકો જ છીએ. આપ જે આજ્ઞા કરશો તે પ્રમાણે અમે કરીશું.' ત્યારે તે સંન્યાસીએ તેમને તે શિલા દેખાડીને કહ્યું; 'મેં મારી તપશક્તિથી વનદેવતાનું આરાધન કર્યું', ત્યારે

તેણે પ્રસન્ન થઇને મને આ નિધિ બતાવ્યો છે. તેથી હવે આના કકડા કરીને આનો પુણ્યક્ષેત્રોમાં સદ્વ્યય કરવો છે, માટે તમે આના કકડા કરી આપો' તે તપસ્વીની આ વાણી સાંભળીને તથા તે વિશાલ સોનાની શિલાને જોઇને લોભસાગરમાં મગ્ન થયેલા તે ચોરો પરસ્પર વિચાર કરવા લાગ્યા; 'આ સંન્યાસી કેવો ધૂર્ત છે! અને કેવી દંભરચના કરે છે? તે કહે છે કે મને દેવતાએ આ નિધિ દેખાડયો. પણ આ તો પૂર્વે કોઈ રાજાએ સુવર્ણના રસથી આ શિલા બનાવીને પૃથ્વીમાં નિધિપણે સ્થાપન કરી હશે, પછી ઘણો કાળ જવાથી અને ખૂબ વરસાદ વગેરે થવાથી ઉપરની માટી ધોવાઈ ગઈ હશે અને પવનથી તેનો એક ખૂણો ઉઘાડો થયો હશે, એવામાં આ બાવો ભમતો ભમતો અહીં આવી ચડયો છે અને આ શિલાનો ખૂણો જોઇને લોભથી તેને પોતાની માનીને રહ્યો છે આ આખી શિલાને તો તે લઈ શકે તેમ નથી, તેના કકડા કરાવવા માટે આપણી પાસે માયાથી કેવી બનાવટી વાત કરે છે? અને કહે છે કે, તમને દરેકને હજાર હજાર સોનામહોર આપીશ. પણ અર્ધો, ત્રીજો, ચોથો, પાંચમો કે સાતમો ભાગ આપીશ એમ તો કાંઇ કહેતો જ નથી; સર્વ હું એકલો જ લઇ જઈશ એમ કહે છે. શું આ એના બાપનું ધન છે કે જેથી આ પ્રમાણે આપણને છેતરે છે? માટે આને હણીને આપણે જ બધું લઇ લઈએ.'

તે સાંભળી તેમાંનાં એક જણે કહ્યુ; 'આ તપસ્વી છે.

સંન્યાસી સાધુ કહેવાય એને કેમ મરાય ?' ત્યારે બીજો બોલ્યો; 'આનું તપસ્વીપણું તો ગયું, આ તો વંચક અને ધૂર્ત આપણા જેવો જ છે. આપણે ચોર છીએ ને આ ધૂર્ત છે, માટે તે અને આપણે બન્ને પરધનને હરણ કરનારા છીએ. તેથી આને મારવામા શો દોષ છે? આ સર્વ ધન જો આપણાં હાથમાં આવે તો આપણે બધા મોટા રાજા થઈ જઈએ. અને ચોરીનું કામ છૂટી જાય. માટે હવે વધારે વિચાર ન કરતા આને હણીને સર્વ ધન લઇ લઈએ.'

આ પ્રમાણે નિશ્ચય કરી બે જણાએ તે તાપસને વાતોમાં નાખ્યો, અને એક જણાએ પાછળથી તરવારનો ઘા કરીને તેનું મસ્તક કાપી નાખ્યું. પછી તે સર્વે ચોરો શિલા પાસે ગયા. તેને પોતાનાં હાથવડે સ્પર્શ કર્યો તો સુવર્ણના રસમય તે શિલા ઘણી મોટી જણાઇ. ત્યારે તેઓએ વિચાર કર્યો; 'આ શિલા આપણી પાસેના તરવાર, ભાલા આદિ શસ્ત્રોવડે કાપી શકાય તેવી નથી. અને આખી તો કોઇ લઇ શકે તેમ નથી. પરંતુ આ રાત્રિમાં જ જેટલું લેવાય તેટલું આપણું છે, કેમ કે દિવસ ઉગ્યો કે પછી અનેક વિઘ્નો આવશે.' ત્યારે એક જણ બોલ્યો; 'ઘણ અને છીણીઓ વિના આપણું ઇચ્છિત કાર્ય થઈ શકે તેમ નથી, માટે આ ગામમા લોભદત્ત સોની છે, તે આપણો પરિચિત અને વિશ્વાસના સ્થાન જેવો છે. તેથી તેની પાસે જઇને આ ગુપ્ત વાત કરીએ, અને ઘણ છીણીઓ વગેરે સહિત તેનેજ અહી લાવીને આના કકડા કરાવીએ, તો આપણું

ધાર્યું કાર્ય પાર પડે. તે સોનીને પણ તેની ઇચ્છાથી અધિક ધન આપીને આપણે પ્રસન્ન કરીશુ '

આ પ્રમાણે અનુકૂળ વાત સાંભળીને તે સર્વે એકમત થયા.

ત્યારે એક બોલ્યો, 'આ ત્રણ મડદાને દૂર નાંખીને જઈએ તો સારૂં, કેમકે તેમ કરવાથી આ વાતની ખબર કોઇને ન પડે.' આ નિશ્ચય કરીને તે ત્રણે મડદાને અતિ દૂર પ્રદેશમાં દાટીને પાસેના કનકપુર નગરમાં તે બધા લોભદત્ત સોનીને ઘેર ગયા. ને ઘર બહાર ઉભા રહી, સોનીને બોલાવ્યો, તે પણ તેમનો શબ્દ સાંભળીને તરતજ બહાર આવી બોલ્યો, 'આવો, આવો, ઘરમા આવી શું લાવ્યા છો તે બતાવો.' તે સાભળીને ચોરો બોલ્યા, 'અરે લાવ્યા, લાવ્યા, શું કહો છો ? તમારૂં અને અમારૂ દારિદ્રય જાય એવો એક નિધિ હાથ કરીને તમને બોલાવવા આવ્યા છીએ, તેથી ઘણ અને છીણીઓ લઇને જલદી ચાલો, વિલબ કરો નહીં, એક ઘડી જાય છે તે લાખની જાય છે, ફરી આવશે નહી, માટે ઉતાવળ કરો.'

તે સાભળી સોની બોલ્યો, 'બહુ સારૂ, હું તો તમારા આદેશને આધીન છું, પરંતુ તમે મને કહો કે, કયા સ્થાને કેવી રીતનો નિધિ તમે જોયો છે ? અને તેમાં શું છે ? તમે હાથ કર્યાનું કહો છો, તો કેમ તે અહીં લઈ આવ્યા નહીં ? કેટલું ધન છે ? એ સર્વ વાત કહો કે જેથી હુ પણ તેને યોગ્ય સામગ્રી તૈયાર કરીને પછી આવું.' ત્યારે

૨૭

તે ચોરોએ તેની પાસે સર્વ હકીકત સ્પષ્ટ રીતે કહી બતાવી.

તે સાંભળી મનમાં આશ્ચર્ય પામીને લોભદત્તે વિચાર્યું; 'ચોરોની વાત ખોટી હોય નહીં. લોકોમાં કહેવાય છે કે ચોરલોકમાં બત્રીસ લક્ષણ હોય છે. પૂર્ણ ખાત્રી વિના આ લોકો અહીં આવે નહિં. હવે હું આ લોકોની સાથે જઈશ, અને તેઓના કહેવા પ્રમાણે કકડાઓ કરી આપીશ, ત્યારે તેઓ મને તો એક ઘડી, બે ઘડી કે ઘણામાં ઘણી ત્રણ ઘડી જેટલું સોનું આપશે અને સાત પેઢી સુધી ચાલે તેટલું ધન તો આ સર્વે ગ્રહણ કરશે. ઘણું ધન હોવાથી ઘેર અર્ધું પણ આવશે નહિ. 'રાંધનારીને ધૂમાડો' એ કહેવત પ્રમાણે હું તો થોડુંક જ લઈને ઘેર આવીશ. તેથી હું બુદ્ધિવડે એવું કરૂં કે તે સર્વ ધન મારૂ થાય, ત્યારે જ મારી બુધ્ધિની કુશળતા વખાણવા લાયક કહેવાય. આ ચોરો પારકાં ધનને હરણ કરનારાં અને સર્વને દુઃખ દેનારા છે, તેથી તેઓને ઠગવામાં શો દોષ છે? ઘણા લોકોને દુઃખ આપનારાઓનો તો નિગ્રહ કરવો જ જોઈએ, એમ નીતિશાસ્ત્ર પણ કહે છે. વળી તે ધન પણ આ ચોરોનાં બાપ દાદાએ કાંઇ થાપણ મૂકેલું નથી, કે જેથી લોકવિરૂદ્ધ કર્યાનું પણ પાપ લાગે. તેથી આ બધા ચોરોનો નિગ્રહ કરીને તે સર્વ ધન હું મારે સ્વાધીન કરી લઉં. મારા ભાગ્ય વડે આકર્ષાઇને જ આ લોકો અહીં મને કહેવા આવ્યા છે, માટે મુખમાં આવેલો કોળીયો કેમ છોડી દઉ?'

આ પ્રમાણે વિચારીને લોભદત્ત સોનીએ ચોરોને કહ્યું; 'આજે હજુ મેં ભોજન કર્યું નથી, ભોજન હવે તૈયાર છે, તમે પણ ભૂખ્યા હશો, કામ પણ ઘણી મહેનતનું છે, વળી ભૂખ હોય ત્યાં સુધી શરીર સ્ફુર્તિથી કામ આપતું પણ નથી. તેથી માત્ર બે ઘડી અહીં તમે બેસો, તેટલામા હું પુષ્કળ ઘીવાળા લાડુ બનાવી લઉ. પછી તે લાડવાઓને લઇને આપણે જઇએ, ત્યાં જઈને લાડવા ખાઇ સ્વસ્થ થઈને કાર્ય કરીશું. તમે પણ મારા હાથની કુશળતા જોશો, કે આજ રાત્રીમાં તો તે બધાયનાં કકડા કરીને તમને સોંપી દઈશ. પછી જેવી મારી મહેનત તમને લાગે, તેવું મને પ્રસન્નતાથી ઇનામ આપજો, હું તો તમારો સેવક છું તમારી અનુવૃત્તિથી જ જીવું છું. તમારૂ કામ મારા માથા સાટે કરીશ.'

આ પ્રમાણે કહી તેમનાં મનનું રંજન કરીને તે સોની પેલા આવેલા ચોરોને પોતાના ઘરમાં લઇ ગયો. પછી પાન–સોપારી, ઇત્યાદિથી તેમનો સત્કાર કરી તેણે પોતાના મકાનનાં ઉપલાં મજલાં ઉપર જઇને ઘઉંનો આટો, ઘી, ગોળ વગેરે લઇ સુંદર સાત લાડુ બનાવ્યા. તેમાં છ લાડુ મોટા કર્યા તેમાં વિષ નાખ્યું, અને સાતમો પોતાને માટે વિષરહિત બનાવ્યો. એ પ્રમાણે તૈયારી કરી તેમને પાંદડામાં બાંધી અથાણું વગેરે પણ તેમાં નાંખી ગાંઠ બાધી, હથોડા તથા છીણીઓ લઇ ચોરોની સાથે તે લોભદત્ત સોની ઘેરથી નીકળ્યો. પછી તે સર્વે શીઘ્ર ગતિથી પેલી શિલા પાસે ગયા, ત્યાં તે ચોરાએ સોનીને શિલા બતાવી.

તે પણ તેને જોઇને તથા સ્પર્શ કરીને મનમાં લોભની લાતના પ્રહારથી વિહ્વળ થઈ લાડુની ગાંઠ છોડીને પોતાનો વિષરહિત લાડુ પોતાના હાથમાં લઇ તેણે પેલા ચોરોને કહ્યું; 'તમે બધા ભાગ્યશાળી છો, તમારા ઉપર વિશ્વંભર તુષ્ટમાન થયા જણાય છે, કે જેથી આટલું બધું અપરિમિત સુવર્ણ તમારા હાથમાં આવ્યું. માટે તમે ભાગ્યશાળી પુરૂષોમાં અગ્રેસર છો. તમારા કારણે આજ મારૂં પણ દારિદ્રય નાશ પામ્યું છે; પરંતુ પ્રથમ (શતં વિહાય ભોક્તવ્યં) સો કામ મૂકીને ભોજન કરવું એ નીતિશાસ્ત્રનાં વચનને અંગીકાર કરીને આ ઘીવાળા લાડવાઓ તમે ખાઈ લો, ખાધા પછી સજ્જ થઇને દારિદ્રયનો નાશ કરનારી આ શિલાના કકડા કરવા હું તૈયારી કરીશ.' આમ કહીને તેણે પેલા છ ચોરોને એક એક મોદક આપ્યો.

તે ચોરોએ પણ પોતાના આયુષ્યનો અંત લાવનાર તે મોદકો ખૂબ આનંદથી ખાધા અને તૃપ્ત થયા. પછી સોનીએ કહ્યું; 'મારી સાથે કૂવાને કાંઠે ચાલો, હું પાણી સીંચુ, તે પીને હાથ પગ ધોઇ કામને માટે તૈયાર થઇ જાઓ.' ત્યારે તે સર્વે કૂવા પાસે ગયા. સોનીએ કૂવામાંથી જળ કાઢીને જળપાન કરાવ્યું અને પોતે પણ પીધુ. તે વખતે જળ પીવાથી તે સોનીને જંગલ જવાની ઇચ્છા થઈ તેથી તે જળપાત્ર લઇને દેહચિંતા માટે ગયો. ચોરો એકઠા થઈને વિચાર કરવા લાગ્યા; 'હવે આપણે શિલાના કકડા કરવા માંડીશું.'

નીતિશાસ્ત્રને જાણનાર એક જણે કહ્યું; 'આપણે એક કામ ઠીક ન કર્યું.' બીજાએ પૂછ્યું, 'શું?' તેણે કહ્યુ, 'સોનીને આપણે અહીં લાવ્યા, અને તેને સુવર્ણ અપાવ્યુ તે ઠીક ન કર્યું. શાસ્ત્રમાં તેમજ લોકમાં પણ પ્રસિદ્ધ છે કે સોનીનો વિશ્વાસ ન કરવો.'

'પૂર્વે મે એક વાત સાભળી છે. અને તે વાથ પ્રચલિત છે, હુ તમને તે કહું તમે ધ્યાનપૂર્વક સાંભળો !

'પૂર્વે દીર્ઘદત્ત અરણ્યમા એક કૂવામાં વાઘ, વાનર, સર્પ અને સોની પડેલા હતા, તેઓમાંથી પહેલા ત્રણને કોઇ એક સુશર્મા નામના પ્રવાસી બ્રાહ્મણે બહાર કાઢયા. ત્યારે તે ત્રણે જણ તે સુશર્માને પ્રણામ કરી કહેવા લાગ્યા, હે દ્વિજ વર ! તમે અમારા પર નિષ્કારણ ઉપકાર કર્યો છે. તેના બદલામા અમે સેકડો ઉપકારો કરીએ તો પણ તમારા ઉપકારનો બદલો વાળી શકીએ તેમ નથી, તથાપિ કોઇ અવસરે કૃપા કરીને અમારે ઘેર પધારજો, યથાશક્તિ અમે આપની સેવા કરીશુ; પણ આ કૂવામાં જે મનુષ્ય છે, તેને તમે કાઢશો નહિ, કેમકે તે જાતનો સોની છે, માટે તે ઉપકારને અયોગ્ય છે.' આ પ્રમાણે ઘણી વિજ્ઞપ્તિ કરીને તે વાઘ, વાનર અને સર્પ પોતપોતાના સ્થાને ગયા.

ત્યાર પછી બ્રાહ્મણ શકામા પડયો અને વિચાર કરવા લાગ્યો; 'આ સોનીને કાઢુ કે નહી?' એવા સશયરૂપી હિંડોળા પર તેનું મન હીચવા લાગ્યુ.

તે વખતે કૂવાની અંદર રહેલો રૂદ્રદેવ સોની બોલ્યો;

'હે બ્રાહ્મણ ! લોકોને ઉદ્વેગ કરનારા અને વિવેકરહિત એવા વાઘ, વાનર અને સર્પનો ઉધ્ધાર તમે તરત જ કર્યો અને મને કાઢતાં વિલંબ કેમ કરો છો? હું તો મનુષ્ય છું, શું સર્પ, વાનર ને વાઘથી પણ હું વધારે દુષ્ટ છું? શું હું તમારા ઉપકારને ભૂલી જઈશ? માટે મને કાઢો; જન્મ પર્યંત હું તમારો સેવક થઇને રહીશ' તે સાંભળીને સરળ પ્રકૃતિવાળા સુશર્મા બ્રાહ્મણે વિચાર્યું; 'આ સોની સત્ય કહે છે, શું આ મનુષ્ય તિર્યંચથી પણ હલકો છે? જે થવાનું હોય તે થાય. ઉપકાર કરનારા વિવેકીએ પંક્તિભેદ રાખવો એ યોગ્ય નથી. વળી તે વાઘ વગેરેનું કહેવું પણ કદાચ સત્ય હોય તો પણ મારે એની સાથે શું કામ છે? હું દૂર દેશમાં રહું છુ, અને આ તો આ દેશનો જ રહીશ છે, તો આ સોની મારૂં શું અહિત કરવાનો છે?' એમ વિચારીને તે સુશર્માએ પેલા રૂદ્રદેવ સોનીને પણ બહાર કાઢયો.

તે સમયે સોનીએ બ્રાહ્મણને પ્રણામ કરીને કહ્યું; 'તમે મને જીવતદાન આપ્યુ છે, માટે મારા પર કૃપા કરીને મારા ઘેર આવજો. હું ભૂવલ્લભનગરમાં સોની બજારમાં રહું છું. તમે જો ત્યાં આવશો તો હું તમારી યથાશક્તિ ભક્તિ કરી ઋણમુક્ત થઈશ.' આ પ્રમાણે વાણીનો વિશ્વાસ કરી તે રૂદ્રદેવ સોની પોતાનાં નગરમાં ગયો.

આ બાજુ સુશર્મા બ્રાહ્મણ પણ અડસઠ તીર્થોની યાત્રા કરીને કેટલાક કાળે પાછો ફર્યો. અનુક્રમે તેજ દીર્ઘદંત

અરણ્યમાં તે આવ્યો, દૈવયોગે પેલા વાઘે તેને જોયો, અને ઓળખ્યો એથી 'આ મારો જીવિતદાતા મહાઉપકારી છે.' એમ સ્મરણ કરીને વાઘે તે સુશર્માને બહુમાન અને ભક્તિપૂર્વક પ્રણામ કર્યાં

પછી પોતે પૂર્વે મારેલા રાજકુમારના શરીર પરના લાખો રૂપિયાના મૂલ્યનાં અલંકારો તે બ્રાહ્મણને આપીને કહ્યું; 'હે દ્વિજ વર! અમને ત્રણેને બહાર કાઢયા પછી તે સોનીને તમે કાઢયો હતો કે નહીં?' બ્રાહ્મણે કહ્યું; 'તે સોનીએ અત્યંત દીનતાપૂર્વક વિનંતિ કરી. એટલે મારા ચિત્તમાં ઘણી દયા આવી, તેથી મેં તેને કાઢયો હતો.' ત્યારે વાઘ બોલ્યો; 'તે આ ઠીક ન કર્યું, પણ હવે તેનો સંગ કરવો નહી.' એમ કહીને તેને પ્રણામ કરીને તે વાઘ ગયો. સુશર્મા બ્રાહ્મણ પણ જીંદગીનાં દારિદ્રયનો નાશ કરનારા મહામૂલ્ય અલંકારોને લઇને ઉત્સાહ સહિત વાઘને આશીર્વાદ આપી આગળ ચાલ્યો.

માર્ગમાં જતાં તેણે વિચાર્યું; 'આગળ જતાં અત્યંત ભયાનક માર્ગ આવશે, તેમાં આ અલંકારો શી રીતે સચવાશે? માટે બાજુના નગરમાં જઇને આ ઘરેણાં વેચી તેનું રોકડ નાણું કરી વેપારીની દુકાને તેની હૂંડી લખાવી નિર્ભયપણે હું ઘેર જાઉં.' આથી તે નજીકમાં આવેલા નગર તરફ ચાલ્યો. આગળ જતાં નગર આવ્યું, તેમાં તે પેઠો. તે ભૂવલ્લનગર હતું. તેના બજારમાં તે તેવા યોગ્ય માણસની શોધ કરતો આમ તેમ ફરતો હતો, ત્યાં

સોની બજારમાં પોતાની દુકાને બેઠેલા પેલા રૂદ્રદેવ સોનીએ તેને જોયો. એટલે તે સોનીએ મનમાં વિચાર્યું; 'જેણે મને કુવામાંથી બહાર કાઢયો હતો તે જ આ સુશર્મા બ્રાહ્મણ જણાય છે.' એટલામાં તે બ્રાહ્મણના લુગડાની ગાંઠે ઘરેણાં જેવી ચીજનો ભાર જોઈને તે રૂદ્રદેવ સોનીએ ગણત્રી કરીને વિચાર્યું; 'આ બ્રાહ્મણે દેશાટન કરતા કાંઇક સુવર્ણાદિક ધન મેળવ્યું જણાય છે, જેથી જો તેને કાંઈક વેચવું હશે, તો મારૂં કામ થશે.'

એમ વિચારીને તે સોની તરત જ દુકાન પરથી નીચે ઉતરીને બ્રાહ્મણ પાસે જઈ, 'અહો! આજે મારાં ભાગ્ય ઉઘડયાં, આજ મારા ઘેર અણચિંતવી અમૃત વૃષ્ટિ થઇ, આજ મારા આગણે કામધેનુ ગાય પોતાની મેળે જ આવી, અને આજ મારા સર્વે મનોરથો સફળ થયા, કે જેથી આજ તમારાં દર્શન મને થયા.' એમ બોલતો તે સોની બ્રાહ્મણના પગમાં પડયો. તે ક્ષણવારે ઉઠીને હાથ જોડી વિનંતિ કરવા લાગ્યો; 'હે બ્રાહ્મણ શ્રેષ્ઠ! મારા ઘેર પધારો આપનાં પગલાં કરીને મારૂં ઘર પવિત્ર કરો.' એ પ્રમાણે શિષ્ટાચાર-પૂર્વક કહીને તે સોની સુશર્મા બ્રાહ્મણને પોતાના ઘેર લઈ ગયો.

મુગ્ધ બ્રાહ્મણ તેનાં ચાટુ વચનો સાંભળીને પ્રસન્ન થઈ વિચારવા લાગ્યો; 'આ તો અત્યંત ગુણગ્રાહી જણાય છે, મારા કરેલા ઉપકારને ભૂલી ગયો નથી, તેથી ખાનદાન કુળનો જણાય છે. આની પાસે મારે શા માટે આંતરૂં

રાખવું જોઇએ ? આ મારૂં સર્વ કામ કરી આપશે; માટે વાઘે આપેલાં સ્વર્ણ અલંકારો હું આને જ દેખાડું. આના જ હાથમાં આપીને તેનું રોકડ નાણું કરૂં.' મનમાં આવો વિચાર કરીને તે સુશર્માએ તેને કહ્યુ; 'મારી પાસે કોઇએ આપેલાં ઘરેણાં છે, તે વેચીને મને નાણાં કરી આપ.' સોની બોલ્યો; 'મને બતાવો એટલે આપનુ કાર્ય હું માથા સાટે કરી આપીશ.' સુશર્માએ તે સર્વ ઘરેણાં તેને બતાવ્યાં. તે જોઇને સોનીએ તે ઓળખ્યાં

તેનાં મનમાં વિચાર આવ્યો, 'અહો ! રાજગાદીને યોગ્ય થયેલા અરિમર્દન રાજકુમારને વક્ર શિક્ષાવાળો અશ્વ કેટલાક દિવસ અગાઉ દૂર-દૂર જંગલમાં ખેંચી ગયેલ, ત્યારબાદ તે યુવરાજના કશા સમાચાર નહોતા, ત્યાં તેમને કોઇએ મારી નાખ્યો હતો, એવી હકીકત હમણાં જાણમાં આવી છે, ચોક્કસ ખબર મેળવવા ઘણી પ્રવૃત્તિ કરી; પણ હજુ સુધી કાંઇ પણ નિશ્ચિત સમાચાર આવ્યા નથી. તેથી રાજાએ પડહ વગડાવ્યો છે કે, 'જે કોઈ યુવરાજના જીવવાની કે મરણની શોધ કરી લાવશે તેના પર હું ઘણો પ્રસન્ન થઇશ અને મોટું ઈનામ આપીશ.' આ પ્રમાણે ઘોષણા કરાવ્યા છતા પણ હજુ સુધી તેના કોઇ ચોક્કસ સમાચાર નથી. આજે શુદ્ધિ મળી છે, માટે હું રાજાને આ અલંકારો બતાવીને તેનો પ્રીતિપાત્ર થાઉં અને રાજાનો પ્રાસાદ મેળવુ, આમાંથી થોડુંક ઘરેણું મારા હાથમાં પણ રહેશે આ બ્રાહ્મણનુ મારે શુ પ્રયોજન છે? ઊલટો અહીં રહેશે ત્યાં સુધી ખાવા પીવાનો ખરચ કરાવશે.'

આમ મનમાં નક્કી કરી, રૂદ્રદેવ સોની તે અલંકારોને હાથમાં લઇને સુશર્માને કહેવા લાગ્યો; 'દ્વિજપુંગવ! સુવર્ણની પરીક્ષા તો હું જાણુ છું, પણ રત્નની પરીક્ષા હું જાણતો નથી. માટે આ આભૂષણો રત્નના વેપારીને બતાવી તે વેચી ધન લઇને તમને આપીશ. તમે સુખેથી અહીં જ બેસો;' કહીને તે સોની આભૂષણોને લઇને રાજા પાસે ગયો.

રાજાએ તેને આવવાનુ કારણ પૂછયું ત્યારે તે બોલ્યો, 'યુવરાજ અરિમર્દનની શોધ મને મળી છે, તે આપને નિવેદન કરવા આવ્યો છું' તે સાંભળીને રાજા પણ ઉત્સુકતાથી 'શું ? શું ?' એમ બોલ્યો.

ત્યારે સોનીએ તે આભૂષણો દેખાડયાં, રાજાએ તે જોતાં જ ઓળખી લીધાં, એટલે 'આ કોણે આપ્યા? એમ તેને પૂછયું, ત્યારે તે બોલ્યો કે, 'આ લાવનાર એક બ્રાહ્મણ છે, અને તે મારે ઘેર બેઠો છે. તેણે મને આ વેચવા આપ્યાં છે, તેથી હું આપને દેખાડવા લાગ્યો છું. રાજાએ સેવકોને બોલાવી આજ્ઞા કરી; 'જાવ જલ્દી કરો, આ સોનીના ઘેર જે સુશર્મા નામનો પરદેશી બ્રાહ્મણ છે, તેને બાંધીને વિટંબના પૂર્વક અહીં લઈ આવો.'

તે સાંભળીને રાજપુરૂષો એકદમ દોડયા અને સોનીના ઘેર રહેલા તે બ્રાહ્મણને ચોરની જેમ બાંધી કરીને વિટંબના પૂર્વક રાજા પાસે લઇ આવ્યા. રાજાએ માત્ર નજરે જોઇને જ તેનો વધ કરવાની આજ્ઞા કરી; ત્યારે રાજસેવકો તે બ્રાહ્મણનું અર્ધું મસ્તક મૂંડાવી, ગધેડા પર બેસાડી,

મારતા મારતા નગરમાં ફેરવવા લાગ્યા. તે વખતે બ્રાહ્મણ મનમાં વિચાર કરવા લાગ્યો; 'મેં વાઘ વાનર તથા સર્પનું વચન માન્યું નહિ. તેનું ફળ મને આ મળ્યું.' આમ તે મનમાં વિચાર કરતો હતો, તેવામાં તેને ત્યાં નજીકના વૃક્ષ પર બેઠેલા પેલા વાંદરાએ જોયો અને ઓળખ્યો. તેથી તે વિચારવા લાગ્યો; 'અહો ! આ તો અમારા ત્રણેયનો ઉપકારી સુશર્મા બ્રાહ્મણ છે, તેની આવી અવસ્થા કેમ થઇ ?'

પછી તે વાંદરે લોકોના કહેવા પરથી બધી વાત જાણીને વિચાર્યું; 'ખરેખર આ બ્રાહ્મણને પેલા લુચ્ચા રૂદ્રદેવ સોનીએ જ દુઃખમાં નાખ્યો જણાય છે, અને તેજ આને મરાવી નાંખશે. માટે આ બ્રાહ્મણ કોઇ ઉપાયથી જીવે એમ કરૂં.' એમ વિચારતો તે વાદર પોતાની સાથે કુવામાંથી બચેલ પેલા સર્પ પાસે ગયો અને તેને સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળી સર્પ બોલ્યો; 'ચિંતા ન કર, સર્વે સારૂ થશે' એમ કહીને તે સર્પ રાજાના ઉદ્યાનમાં જઇને રાજાના કુળના બીજરૂપ ન્હાના રાજકુમાર વિક્રમસિંહને ડસ્યો.

તરત જ તે કુમાર શબની જેમ ચેતના રહિત થઇને પૃથ્વી પર પડયો. રાજપુરૂષોએ બૂમો પાડતાં પાડતાં રાજા પાસે જઇને બધું કહ્યું. રાજા પણ 'હવે શું કરવું ?' એ વિચારમાં મૂઢ બની ગયો. અનેક મંત્રવાદીઓને બોલાવ્યા. તેમણે પોતાના મંત્રબળથી જળ છાંટયું, અનેક ઉપચારો વગેરે કર્યાં, પરંતુ તે સર્વ ઉખર ભૂમિમાં બીજની જેમ નિષ્ફળ થયા. રાજાના ચારે હાથ હેઠા પડયા રાજા નિરાશ થયો અને વિલાપ કરવા લાગ્યો.

તે અવસરે કોઈ ડાહ્યા માણસે રાજાને કહ્યું; 'સ્વામી! નગરમાં પડહ વગાડાવો, એટલે કોઈ પણ શક્તિશાળી મળી આવશે' તે સાંભળીને રાજાએ નગરમાં ઘોષણા કરાવી કે, 'જે કોઇ વિક્રમસિંહ કુમારને સર્પના ઝેરથી મુક્ત કરીને જીવાડશે, તેને રાજા લાખ સોનામહોર ઇનામ આપશે.' આ પ્રમાણે પડહ વાગતો વાગતો જ્યાં રાજપુરૂષો તે સુશર્માને ગધેડા પર બેસાડીને ફેરવતા હતા, ત્યાં તે પડહને વગાડનારા આવ્યા આ સમયે પેલા નાગદેવતાએ દૈવી શક્તિથી અદૃશ્યપણે ત્યા આવીને સુશર્મા બ્રાહ્મણના કાનમાં કહ્યું; 'હે વિદ્વાન બ્રાહ્મણ! 'રાજકુમારને હું જીવાડીશ' એવી પ્રતિજ્ઞા પૂર્વક તમે પડહને સ્પર્શ કરો' તે વખતે તમે અમારા ત્રણેનાં વચન પ્રમાણે કર્યું નહિ. અને અયોગ્ય એવા સોની ઉપર ઉપકાર કર્યો તેનું આ ફળ પ્રાપ્ત થયું છે.'

આથી બ્રાહ્મણે રાજસેવકોને કહ્યુ કે, 'મને છોડી દો, હુ રાજકુમારને જીવતો કરીશ.' ત્યારે રાજસેવકો રાજાની પાસે દોડતા ગયા અને બ્રાહ્મણની હકીકત નિવેદન કરી. રાજા હર્ષ પામીને બોલ્યો; 'તે બ્રાહ્મણને બંધનથી મુક્ત કરી અહીં લઇ આવો.' સેવકો તે પ્રમાણે કરી સુશર્મા બ્રાહ્મણને રાજા પાસે લાવ્યા.

રાજાએ કહ્યુ; 'હે બ્રાહ્મણ! કુમારને જીવાડો, તમે જેને માર્યો તેજ તમે પાછો દીધો એમ માનીશું, અને તમારી જે વિટંબના કરી તે બદલ તમારો અધિક પૂજા સત્કાર કરીશું, માટે ઉતાવળ કરો.' બ્રાહ્મણ બોલ્યો; 'નીતિ-

વિરૂદ્ધ કરવાથી હું વિટંબના પામ્યો છું, પણ હવે પછી સર્વ વૃત્તાંત તમને કહીશ, જેથી તમને સાચી વસ્તુ જાણવામાં આવશે.'

આમ કહી સુશર્માએ તે વિષથી વ્યાપ્ત થયેલા કુમાર પાસે જઈ ત્યાં એક મંડળ કરીને દીપ ધૂપ વગેરે મહા-આડંબર પૂર્વક મંત્રેલા પાણીને કુમાર ઉપર છાટયું. રાજા વગેરે સર્વે ચોતરફ ઉભાં ઉભા આશા અને આશ્ચર્ય સાથે જુએ છે, તેટલામાં નાગદેવતા કુમારના શરીરમાં પ્રવેશ કરીને બોલ્યા; 'હે બ્રાહ્મણ! આ દુષ્ટ રાજાના પુત્ર ઉપર કેમ ઉપકાર કરવા-પ્રવૃત્ત થયા છો? શું ગધેડા ઉપર બેસાડીને તમારી આટલી વિટંબના કરી તે ભૂલી ગયા છો?'

રાજાએ પૂછ્યુ; 'મારી દુષ્ટતા શી રીતે?'

નાગે જવાબ દીધો, 'રાજન્! તારા પુત્રને વાઘે માર્યો, ત્યાર પછી કેટલાક દિવસે દૈવયોગે અમે ત્રણ મિત્રો કુવામાં પડયા હતા, અને ચોથો તારા નગરનો રૂદ્રદેવ સોની પણ કૂવામાં પડયો હતો. તે અવસરે નિષ્કારણ ઉપકારી એવો આ બ્રાહ્મણ ત્યાં આવી ચઢયો. અમે ત્રણેએ વિજ્ઞપ્તિ કરી. તે વખતે આ બ્રાહ્મણે તરત જ લતાઓને એકઠી કરી તેને ગુંથીને અનેક પ્રયત્નો કરી અમને ત્રણેને બહાર કાઢયા. ત્યારે અમે ત્રણેએ તેને પ્રણામ કરીને શિખામણ આપી હતી કે; 'આ સોની અયોગ્ય છે તેથી તે ઉપકાર કરવા લાયક નથી' એમ કહીને અમે પોત-પોતાનાં સ્થાને ગયા હતા. 'પછી તે દુષ્ટ રૂદ્રદેવ સોનીએ ચાટુ વચનો વડે આ

સુશર્મા બ્રાહ્મણને વિનંતી કરી ત્યારે ઉપકારના સ્વભાવવાળા તે બ્રાહ્મણે અમારૂં વચન વિસરીને તેને પણ કાઢયો, એટલે તે પણ પોતાનાં ઘેર ગયો. પછી આ બ્રાહ્મણ તીર્થયાત્રા કરીને પાછો વળ્યો. ત્યારે વનમાં વાઘે તેને જોયો. તેણે બ્રાહ્મણનો ઉપકાર સંભારીને આ આભૂષણો તેને આપ્યા. તે લઈને તે બ્રાહ્મણ આ નગરમાં આવ્યો. સુશર્માને પેલો સોની ધનવાળો જાણીને કપટવૃત્તિથી પોતાનાં ઘેર લઈ ગયો અને તેની પાસેથી ઘરેણુ લઈને તમારી પાસે આવી તેણે તમને વાત કરી. તમે પણ કાંઈ વિચાર કર્યા વિના જ તેની વિટંબના કરીને મારી નાંખવાનો આદેશ કર્યો તેવી અવસ્થામાં આવેલા પોતાના ઉપકારી બ્રાહ્મણને જોઈને મારા મિત્ર વાનરે તરત આવીને મને કહ્યું, તેથી આ અમારા ઉપકારીને દુઃખ દેનાર એવા તમને હું શી રીતે મૂકું ? શિષ્ટનું પાલન અને દુષ્ટનો નિગ્રહ કરવો. એ નીતિનો આદેશ છે.'

તે સાંભળીને ભૂવલ્લભનગરનો રાજા સર્વ લોકોની સમક્ષ પોતાના આત્માની નિંદા કરતો તે સુશર્મા બ્રાહ્મણને તથા નાગને ખમાવવા લાગ્યો. અને 'હવે જેવી તમારી આજ્ઞા હોય તેમ હું કરૂં.' એમ કહેવા લાગ્યો.

ત્યારે નાગ બોલ્યો; 'જો તું લાખ સોનામહોરોની ભેટ સાથે સુંદર દશ ગામ બ્રાહ્મણને આપે તો હું રાજકુમારને છોડું.' તે સાંભળીને રાજાએ તેમ કરવાને હા પાડી, ને બ્રાહ્મણની પૂજા કરી, એટલે તરત જ કુમાર સજ્જ થયો.

રૂદ્રદેવ સોનીની કૃતઘ્નતા જોઇને રાજાએ તેનો વધ કરવાની આજ્ઞા કરી, પણ તેને સુશર્મા બ્રાહ્મણે કૃપાથી છોડાવ્યો.'

આ કથા કહીને પેલા અનુભવી ચોરે, પોતાની સાથેના ચોરોને કહ્યું કે; 'માટે ભાઇઓ આ લોભદત્ત સોની પોતાની માનું પણ સુવર્ણ ચોરે તેવો છે, તેથી આપણે તેને અહીં લાવ્યા. તે ઠીક ન કર્યું. આપણે તેને અહીં લાવ્યા અને શિલા પણ દેખાડી. પહેલેથી જ કાંઇક બહાનું કરીને તેની પાસેથી છીણી અને ઘણ વગેરે ઉપકરણો માંગી લાવ્યા હોત, તો સારૂં થાત. હવે તો સર્પે છછુંદર ગળ્યા જેવું થયું. વળી આ શિલા એક દિવસમાં કકડા કરી શકાય તેવી પણ નથી, ઘણા દિવસે તે કાર્ય થાય તેવુ છે. પ્રાતઃકાળ થતા લેવાશે તેટલુ લઇને આપણે તથા આ લોભદત્ત સોની પોત-પોતાના ઘેર જઇશું, ઘેર ગયા પછી ઘણા સુવર્ણનું સ્મરણ થવાથી તે આકૂળ વ્યાકૂળ થશે; એક રતિ માત્ર પણ સુવર્ણ જોઇને તેનુ ચિત્ત વિહ્વળ થાય છે, તો આટલું બધુ જોઇને તેને શું નહિ થાય? પછી જરૂર કોઇ બળવાન સહાયકનો ભાગ કરીને તે આ આખી શિલા ઉપાડી જશે અને આપણે માથે ઘણું સુવર્ણ લઇ ગયાનો આરોપ મૂકીને આપણને તે ઉલટું સંકટમાં નાંખશે, માટે હવે આપણે શું કરવું?'

તે સાંભળીને તે બધા ચોરોમાંથી એક ચોર બોલ્યો; 'જો મારૂં કહેવું માનો, તો કાંઇ પણ વિઘ્ન આવે નહિ.'

બીજાઓએ પૂછ્યું; 'શું?

તે બોલ્યો; 'ઘણુ અને છીણીઓ તો આપણા હાથમાં આવ્યા છે, તેનાવડે ઉપર દેખાતુ સુવર્ણ કાપીને લઈ જઈએ, બાકીનું ધૂળથી ઢાકી દઈને જઈએ. પછી દરરોજ રાતે આવીને ઇચ્છિત કાર્ય કરીશું; માટે જ્યારે આ સોની આવે ત્યારે એને આપણે કહીએ કે; 'જલદી પાણી કાઢ, અમને તૃષા લાગી છે.' તે સાંભળીને જ્યારે તે પાણી ખેંચવા કૂવા ઉપર જાય, ત્યારે પાછળથી આપણે બધાએ એકત્ર થઇને હાથવડે ધક્કો મારી તેને કૂવામા નાખી દેવો. તેમ કરવાથી 'ટાઢા પાણીએ ખસ જશે' તે સાંભળીને સર્વે તેના વિચારને સંમત થયા. તેટલામાં તે સોની પણ દેહ-ચિંતા કરીને આવ્યો.

ત્યારે ચોરોએ કહ્યું, 'હે ભાઈ? પાછું પાણી ખેંચ, સરસ ભોજન કરવાથી ફરી તરસ લાગી છે.' તે સાંભળીને સોનીને મનમાં વિચાર આવ્યો; 'હવે લાડવાઓનુ ઝેર ચડવા લાગ્યું જણાય છે, તેથી પાણી પીને સર્વે ભૂમિપર પડશે, અને મરણ પામશે. ત્યાર પછી સર્વ ધન હું જ એકલો ગ્રહણ કરીશ' આ પ્રમાણે આર્ત તથા રૌદ્ર ધ્યાન કરતો તે સોની કુવામાથી પાણી ખીંચવા લાગ્યો. તેટલામાં પ્રથમથી સંકેત કરીને જેઓએ નક્કી કર્યું છે, તે ચોરોએ તેને કુવામા નાંખી દીધો. ત્યાર પછી ચોરો પણ એક ઘડી થઇ એટલે વિષના પ્રભાવથી મરણ પામ્યા.

આ સર્વ હકીકત વૃક્ષોની ઝાડીમાં છૂપી રીતે રહેલી સરસ્વતીને બતાવીને લક્ષ્મી બોલી, 'હે સરસ્વતી! જગતનું

આ આશ્ચર્ય જોયું ? આ દશે મનુષ્યોએ ધનરૂપી અગીઆરમા પ્રાણની પ્રાપ્તિને માટે પોતાના દશે પ્રાણો આપ્યા, પરંતુ કોઈએ અગીઆરમો પ્રાણ હાથ કર્યો નહિ. હું મનુષ્યોને સેંકડો અને હજારો સંકટોમાં નાખુ છું, રોગોવડે પીડુ છું, ચાબકાના ઘાથી મારૂં છુ, ભિક્ષા મંગાવુ છુ, અને કારાગૃહમાં નંખાવું છુ. ઘણું શું કહું? ક્રોધ પામેલો મહાન શત્રુ પણ જેવું ન કરે તેવું હું દુઃખ દઉં છું, તો પણ સંસારી જીવો મારી પૂંઠ મૂકતા નથી. મારે માટે જ માતા, પિતા, પુત્ર, સ્ત્રી, મિત્ર, ચાકર અને શેઠ વગેરેને છેતરે છે, તેમનો તિરસ્કાર કરે છે અને વિશ્વાસઘાત પણ કરે છે, કુળની, જાતિની, દેશની અને ધર્મની પણ લજ્જા છોડીને મારે માટે ભ્રમણ કરે છે, ન કરવાનું કાર્ય કરે છે અને ન બોલવાનુ બોલે છે.'

'માત્ર એક જિનેશ્વરનાં વચનવડે જેનાં અંતઃકરણ વાસિત છે એવાં પાંચ મહાવ્રતને ધારણ કરનારા નિર્ગ્રંથ મુનિઓ પાસે મારૂ કાંઈ પણ ચાલતું નથી. તેઓ મને વિવિધ પ્રકારે વગોવે છે, મારી મહત્તાનો નાશ કરે છે, મારી સંતતિરૂપ જે કામભોગાદિક છે, તેને નાસિકાના મળની જેમ દૂર ફેંકી દઇ, પાંચ સમિતિરૂપ વાજીંત્રોને વગાડતા વનમાં જઇ અશોક વૃક્ષની નીચે ઉભા રહી, સારવાળી સર્વ વસ્તુઓ ત્યજી દઈ, નગ્ન જેવા થઇને મારા સંગના ત્યાગની પ્રતિજ્ઞા કરી દરેક દેશમાં વિચરે છે વળી જનસમૂહમાં હમેશાં મને તથા મારા કામભોગાદિક પુત્રોને નિંદે છે,

પોતાનાં વચનની ચતુરાઈ વડે મારામાં રહેલા ગુપ્ત છિદ્રોને પ્રગટ કરે છે. વળી મને ચપળા, કુટિલા, સ્વચ્છંદાચા રણી વગેરે અનેક કલંકો આપીને કેટલાયે મનુષ્યોને પોતાના જેવા ત્યાગી બનાવે છે આમ છતાં પણ તેઓ તપ જપ વગેરે એવાં કરે છે, કે જેથી મારે અવશ્ય તેમની દાસી-રૂપે સેવા કરવી પડે છે, કે જેને ઘેર તેઓ માત્ર આહાર જ ગ્રહણ કરે છે, તેના ઘરના આંગણામાં મારે લાખો અને કરોડો સુવર્ણ મહોરની વૃષ્ટિરૂપે પડવું પડે છે. ત્યારબાદ શુકલધ્યાનરૂપી અગ્નિવડે મારાં બીજને ભસ્મ કરીને તેઓ કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે, તે અવસરે વિવિધ દેવો એકત્ર થઇને મારૂં ઘર કમળ તેઓના ચરણની નીચે સ્થાપન કરે છે. તેનુ આસન કરી તે પર બેસીને મારૂં નિર્મૂળ ઉચ્છેદન કરવારૂપ દેશના તેઓ આપે છે. ઘણાઓને પોતાની જેવા ત્યાગી કરે છે, કેટલાકોને દેશવિરતિ આપે છે કે જેઓ ગૃહવાસમાં રહ્યા છતા પણ વ્યવહાર શુદ્ધિથી પરિમાણ કરી અલ્પારંભ તથા સંયમરૂપ ધર્મનું પાલન કરવાવડે મને અધિક અધિક પ્રાપ્ત કરે છે. નીતિશાસ્ત્રમાં કહેલી રીત પ્રમાણે નિઃસ્પૃહપણું બતાવીને કામભોગાદિકમાં મારો થોડો વ્યય કરે છે અને ધર્મ સબંધી સાત ક્ષેત્રોમાં હર્ષથી અધિક વ્યય કરે છે. અત્યંત ગાઢ વિર્યોલ્લાસની ભાવનારૂપી ચૂર્ણ નાંખીને મને બંધનમાં નાંખે છે, તેથી પ્રતિક્ષણ સર્વ જનની સમક્ષ મારી નિંદા તથા તિરસ્કાર કરતાં હું સાંભળું છું, તો પણ હું તેનું ઘર ત્યજવાને શક્તિમાન થતી નથી, ઊલટી તેનાં ઘરમાં જાણે વૃદ્ધિ પામ-

વાની મારી ઇચ્છા હોય તેમ હું વસું છું. તેઓ પુણ્યના બંધનવડે મને બંધનમાં નાંખે છે કે જેથી પ્રત્યેક જન્મમા મારે તેમનું દાસીપણુ કરવુ પડે છે. પગલે પગલે નિધાન દેખાડીને સર્વ રીતે વૃદ્ધિ પામીને મારે તેમને આધીન રહેવું પડે છે. તેમનુ કાંઇ પણ પ્રતિકૂળ કરવાને હું શક્તિમાન નથી. છેવટે પાછા મને વગોવીને તૃણની જેમ ત્યજી તેઓ નિવૃત્તિ (મુક્તિ) પુરીમાં જાય છે.'

'આવા પ્રકારના જિનશાસનના આરાધક આત્માઓ સિવાય બીજા સર્વે સંસારી જીવો મારા કિંકરો છે. તેમને હું હજારો દુઃખો આપું છુ, તો પણ તેઓ મારા ચરણની ઉપાસના તથા પ્રીતિને મૂકતા નથી. માર માટે તપ, જપ, કાયકલેશ વગેરે કરીને અનેક પ્રકારે પાપાનુબંધી પુણ્ય પેદા કરે છે, પરતુ હુ તેમને પ્રથમ સર્વ પ્રકારની ઋદ્ધિ બતાવીને છેવટે નરકરૂપી ગર્તામાં નાંખુ છું. કેટલાકો તિર્યંચમાં ઉત્પન્ન થઇને સર્પાદિરૂપે જન્મ પામી નિધાનરૂપે રહેલી મને સેવે છે, કેટલાકો કષ્ટના બળથી દેવોમા ઉત્પન્ન થાય છે, તેઓ પણ ભૂમિમાં રહેલા મારા સ્વરૂપનો આશ્રય કરીને વિના કારણ ત્યાં રહે છે, અને લોકોને દેવી માયાવડે મને કોયલા અને માટી રૂપે દેખાડે છે. માટે હે પૂજ્ય સરસ્વતી! સર્વ સંસારી પ્રાણીઓ હમેશાં મારી પ્રાપ્તિથી જ મોટા ગણાય છે. કેવળ જે કોઇ મોક્ષના અર્થી આત્માઓ છે, તેઓ તારી સેવામાં તત્પર રહે છે. તેઓ તારાવડે જ મોટા ગણાય છે, પરંતુ બીજાઓ તેને મોટા ગણતા નથી.'

ઉપરોક્ત યથાર્થ વસ્તુને કહેનારાં લક્ષ્મીનાં વચનોને સાંભળીને સરસ્વતીએ જણાવ્યું; 'બહેન! એક તો તારૂં મોટું દૂષણ એ છે કે જેઓ તારી સેવા કરે છે. તેમને મનુષ્યભવાદિકમાં વિભવાદિકનું સુખ દેખાડીને પછી નરકની ગર્તામા તું નાખે છે. પણ પોતાના આશ્રિતોનો ઉદ્ધાર કરવો એજ મહાત્માઓને ઉચિત છે.' તે સાંભળીને લક્ષ્મીએ કહ્યું; 'ભદ્રે! તુ પંડિતા થઇને જ્ઞાનનું જડપણું કેમ પ્રગટ કરે છે? હું કેવળ નરકમાં નાખુ છુ એમ નથી પરંતુ મોહ રાજાના પ્રેરેલા વ્યસન અને કામભોગ વગેરે નરકમાં નાંખે છે, મારા બળે કરીને ધીમે ધીમે વિવેકબુદ્ધિ પ્રાપ્ત કરી પરમપદ (મોક્ષ)નું સાધન સ્વીકારી ચિદાનંદને પામેલા પણ સંભળાય છે, અને તારા કહેવા પ્રમાણે હોય તો તને પામેલા અનંતા શ્રુતકેવળીઓ પણ મોહરાજાના પ્રેરેલા પ્રમાદના આચરણવડે તિર્યચાદિ ગતિમાં પરિભ્રમણ કરે છે, તેમાં શું તારો દોષ છે?'

તે સાંભળીને સ્મિત કરતી સરસ્વતી બોલી; 'બહેન! વિવાદને ભાગનાર અને તારા તથા મારા મહત્ત્વને પોષણ કરનાર એક જ વાક્યને હું કહુ છું તે તુ સાંભળ' જે કોઇ આપણી પ્રાપ્તિ કરીને પુણ્યાનુબંધી પુણ્યથી સારી સામગ્રી મેળવીને સારા વિવેક પૂર્વક તેનો સદુપયોગ કરે તે પરમપદને પામે. એ આ સર્વ વાતનું રહસ્ય છે.'

લક્ષ્મી બોલી; 'એ સત્ય છે.'

આ પ્રમાણે તે બન્ને શ્રી અને સરસ્વતીદેવીઓનો વિવાદ ભાંગ્યો, એટલે તે બન્ને પોતપોતાનાં સ્થાને ગયા.

(પ્રથમ ભાગ સમાપ્ત)

❁